# ધર્મ અને સંસ્કૃતિ

સંપાદક
દેવેન્દ્ર મુનિજી



શ્રી લક્ષ્મી પુસ્તક ભંડાર
પુસ્તક પ્રકાશક અને વિક્રેતા
ગાંધી માર્ગ અમદાવાદ-૧

# અર્પણ

જેમણે મને વિમલ વિવેક અને વિચાર આપ્યો, પવિત્ર આચાર અને વ્યવહાર આપ્યો, અડગ અને નિશ્ચળ આસ્થા તેમજ નિષ્ઠા આપી તે ગૌરવમય ગુરુદેવ પરમશ્રદ્ધેય શ્રી પુષ્કરમુનિજી મહારાજના કરકમલમા સાદર સમર્પિત—

–દેવેન્દ્ર મુનિ



# કિંચિત્....

અજમેર મુકામે સં ૨૦૨૯મા મુનિ સંમેલન યોજાયું હતું. સદ્‌ભાગ્યે તેમા જવાનુ થતા અનેક મહાન આત્માઓના-મુનિ-મહારાજોનાં દર્શનનો અને તેમના પ્રવચનો સાભળવાનો પવિત્ર લાભ મળ્યો હતો. આવા સુરુચિપૂર્ણ અને પ્રભાવશાળી પ્રવચનો સાંભળીને મને એક વિચાર આવ્યો કે મારો પોતાનો વ્યવસાય પુસ્તક પ્રકાશનનો છે તો આવાં અલભ્ય પ્રવચનો પુસ્તક આકારે છપાવી પ્રસિદ્ધ કરુ તો જૈનધર્મી તેમજ અન્ય ધાર્મિક જનતા પણ આનો લાભ લઈ શકે. અને તરત જ મેં પરમશ્રદ્ધેય મુનિશ્રી પુષ્કરમુનિજીના સુશિષ્ય શ્રી દેવેન્દ્રમુનિજીને મારો આ વિચાર જણાવ્યો. તેઓશ્રીએ પણ તેનો સ્વીકાર કરી વિહારની અનેક તકલીફો તેમજ સાધુ જીવનની કઠિન સમસ્યાઓમા પણ ટૂંક સમયમાં લભ્ય એટલા પ્રવચનોનુ સંપાદન કરી આપ્યું છે, જેને પુસ્તકરૂપે જનતાના હાથમાં મૂકવા હુ શક્તિમાન થયો છું. તેમજ મારા પ્રેમભર્યા આગ્રહથી આ સંગ્રહ સંપાદિત કરી આપવા બદલ શ્રી દેવેન્દ્રમુનિજીનો તથા જે જે પૂજ્ય મુનિઓએ અને પૂજ્ય સાધ્વીજીઓએ પોતાના વ્યસ્ત જીવનમાથી સમય મેળવી, જનતાને ધર્મ પ્રત્યે પ્રેરણા મળે એવાં પ્રવચનો લખી આપ્યાં છે તે બદલ એ સૌનો હું હૃદયપૂર્વક અત્યંત આભાર માનુ છુ.

આમા ભારતના પ્રતિભાશીલ પચીસેક મુનિઓનાં હૃદયમાંથી નીકળેલા ચિંતનશીલ ઉદ્‌ગારો રજૂ કરવામાં આવ્યા છે

આ પ્રવચનો માધુર્યપૂર્ણ અને લોહચુંબકની જેમ આકર્ષક હોઈ તેને સાંભળનાર મંત્રમુગ્ધ બને છે. જેમને આ પ્રવચનો સાંભળવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું નથી તેને આ ગ્રંથ વાંચતાં જ આ પવિત્રાત્માઓની બહુશ્રુતતા, અગાધ પાંડિત્ય અને ઓજસપૂર્ણ

વમ્તૃત્વના જરૂર દર્શન થશે સાથેસાથે ભાષાની સજીવતા, ભાવોની ગભીરતા અને રજૂઆત શૈલી આપને સ્પર્શી જશે આપના હૃદય-તત્રીના તાર ઝણઝણી ઊઠશે

આ પ્રવચનોમા ભારતીય સસ્કૃતિનો પ્રત્યક્ષ આત્મા ખોલી રહ્યો છે તે નવી દિશા, નવી સસ્કૃતિ અને નવી જ પ્રેરણા આપે છે આજનું લોકજીવન અનેકવિધ સમસ્યાઓમા અટવાયેલુ છે ત્યારે આવા પ્રવચનોનું વાચન જીવનમા ઉપયોગી થઈ પડશે

આ પુસ્તકપ્રસિદ્ધિની પ્રેરણા થવામા મારા વડીલબધુ પ્રજ્ઞાચક્ષુ શ્રી મોહનલાલજી ગગરી તથા મારી પ્રજ્ઞાચક્ષુ પુત્રી સુન્દરના જીવને બહુ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે તેમજ મારા સમાજજીવનમા મારા નાનાભાઈ શ્રી રાજમલનો પણ સમય સમય પર સાથ મળ્યો છે તે માટે આ સૌનો હું ઘણો જ આભારી છુ મૂળ હિદીમા લખાયેલા આ પ્રવચનોને સરળ ગુજરાતી ભાષામા મુબઈની શ્રી કાતિભાઈ શાહએ અનુવાદિત કર્યા છે તે માટે તેમનો તથા પ્રૂફ વાચવામા પૂરા સાથ આપનાર શ્રી ચદ્રકાતભાઈ શાસ્ત્રીનો પણ હું આભાર માનું છુ

૨૬ જાન્યુઆરી<br>૧૯૬૭<br>અમદાવાદ

—વનરાજ કોઠારી

# સંપાદકની કલમથી–

## 'ધર્મ શું છે ?'

'ધર્મ શુ છે ?' આ એક ગંભીર પ્રશ્ન છે. એને સમજવા જેટલો પ્રયત્ન કરવામા આવ્યો છે તેટલો જ તે વધુ ને વધુ ગુંચવણભર્યો બનતો રહ્યો છે. કારણ કે ધર્મ એ આત્મગત હોય છે. તેને વ્યવહારુ બનાવવા માટે શબ્દોના વાઘા સજાવવા પડે છે. પરંતુ તેને મૂળ શબ્દોથી વ્યક્ત કરી શકાતો નથી. એનુ એ કારણ છે કે ધર્મના એક નહિ બલકે હજારો પરિભાષાઓ થઈ ચૂકી છે. એટલુ જ નહિ પણ લોર્ડ મોર્લેના મત પ્રમાણે ધર્મની દસહજાર પરિભાષાઓ થઈ ચૂકી છે, છતાં પણ એમા જૈન અને બૌદ્ધ જેવા ભારતના પ્રસિદ્ધ ધર્મોનો સમાવેશ થતો નથી; તેઓ તો આ વ્યાખ્યામાથી અલગ જ રહી જાય છે. જે પરિભાષાઓ કરવામા આવી છે તે ધર્મની નહિ પણ સંપ્રદાય અને ચોક્કસ પંથની કરવામા આવી છે. વર્તમાન રાષ્ટ્રીય ચિંતનમા પણ ધર્મ અને સંપ્રદાયને એક માની લેવાની આવી જ ગંભીર ભૂલ થયેલી છે. ખરી રીતે તો ધર્મ અને સંપ્રદાય બન્ને જુદા છે. ધર્મ શબ્દનો એક અર્થ સંપ્રદાય અને પંથ પણ કરી શકાય છે પરંતુ સંપ્રદાય અને પંથનું વર્તુલ અત્યંત સીમિત છે; ભારતના વિદ્વાનો જેને સ્વીકારે છે તે ધર્મના વિરાટ મહિમાને અને અર્થગરિમાને તે વ્યક્ત કરી શકતો નથી.

ધર્મ એ આપણી સંસ્કૃતિ, સભ્યતા, કલા, સાહિત્યજીવન અને દર્શનનો આત્મા છે આપણા મનનો મેરુદંડ છે ધર્મ એ આપણી સંસ્કૃતિ અને વિચારધારાનું મજબૂત કવચ છે એને ક્યારેય છોડી દેવું ઉચિત નથી ધર્મ ત્યજવો એટલે જીવનના સમસ્ત સદ્‌ગુણોને ભલમનસાઈઓને ત્યજી દેવી રાષ્ટ્રને ધર્મનિરપેક્ષ કહેવા કરતા ધર્મમૂલક અને ધર્મસાપેક્ષ કહેવું યોગ્ય લાગે છે એમાં જ આપણી બુદ્ધિમત્તા છે કોઈ પણ ડાહ્યો પુરુષ સંપ્રદાયમૂલક રાષ્ટ્રનો આગ્રહ રાખી શકે નહિ

ધર્મ આત્મામાથી સ્ફુરેલ પવિત્ર તત્ત્વ છે, વિચારોની વિશુદ્ધતા છે, મનની નિર્મળતા છે, જીવનની ઉજ્જવળતા છે અને અધ્યાત્મનો પ્રકાશ છે જીવનના ઉત્થાન માટે ધર્મની અત્યંત આવશ્યકતા છે ધર્મ વિના માનવ માનવ રહી શકતો નથી, માનવતા સુરક્ષિત રહી શકતી નથી ધર્મ એટલે જ માનવતા જ્યારે મનુષ્ય એનો દુરુપયોગ કરે છે, એના નામે પોતાના અહંકાર, સ્વાર્થ અથવા અંધ આસુરી વૃત્તિઓને પોષે છે ત્યારે પ્રત્યેક મનુષ્યના મનમા અનાસ્થાના બીજ અંકુરિત થાય છે કવીન્દ્ર રવીન્દ્રનાથ ટાગોરે કહ્યુ છે "ધર્મ એક પ્રજ્વલિત દીપક છે જેની પ્રભા સર્વત્ર પ્રકાશે છે જ્યારે એ દીપક પર અસ્મિતા અને સંપ્રદાયવાદની ચાદર ઓઢાડવામા આવે છે ત્યારે તે બુઝાઈ જાય છે

ધર્મ મનુષ્યને આંતરદર્શનની પ્રેરણા આપે છે આજનો યુગ ભૌતિકવાદનો છે આજે માનવ ભૌતિકવાદ તરફ દોડી રહ્યો છે ત્યાગ તરફથી ભોગ તરફ દોટ કાઢી રહ્યો છે અહિંસાથી હિંસા તરફ દોડી રહ્યો છે અપરિગ્રહથી પરિગ્રહ તરફ વધી રહ્યો છે આ યાત્રા આરોહણની નહિ પણ અવરોહણની છે ઉત્થાનની નહિ પણ પતનની છે એ પતનમાથી ધર્મ આપણને ઉગારે છે તે અંતર્હૃદય માથી વિકાર અને વાસનાના ગહન અંધકારને હટાવી અહિંસા

અપરિગ્રહ અને અનેકાન્તની ચમક-દમક પેદા કરે છે, દુર્ગુણોનો નાશ કરી સદ્ગુણોને જાગૃત કરે છે

## સંસ્કૃતિ એ શું છે ?

ધર્મની જેમ સંસ્કૃતિની પણ અનેક પરિભાષાઓ કરવામાં આવી છે ડૉ. પી. કે. મજમૂદારના મતમાં સંસ્કૃતિની ૧૧૬ પરિભાષાઓ આજ સુધી થઈ ચૂકી છે અને હમેશાં નવીન નવીન પરિભાષાઓ રચાય છે. એથી સંસ્કૃતિને એક જ વાકયમાં સમજવી એ અસંભવ નહિ તો કઠણ તો જરૂર છે.

ભારતના પ્રાચીનતમ સાહિત્યમા 'સસ્કૃતિ' શબ્દ નજરે પડતો નથી પણ તેમા ધર્મ, દર્શન અને કલા વગેરેનો પ્રયોગ થયેલો છે અને એ શબ્દો પર વિસ્તૃત ચિંતન પણ થયેલુ છે 'સસ્કૃતિ' શબ્દ અદ્યતન યુગની દેણગી છે. એની મતલબ એ નથી કે અહીં 'સસ્કૃતિ' હતી જ નહિ. સસ્કૃતિ હતી, પરંતુ 'સંસ્કૃતિ' શબ્દ નહોતો. સંસ્કૃતિનો વ્યવહાર ધર્મ, દર્શન, કલાના રૂપમા થતો હતો. મારી દષ્ટિએ સંસ્કૃતિ છે ત્યા ધર્મ છે, દર્શન છે અને કલા પણ છે. બીજા શબ્દોમા કહીએ તો ત્રણેનો મધુર સમન્વય જ સસ્કૃતિ છે. સંસ્કૃતિમા ધર્મની મધુરતા, દર્શનની દિવ્યતા અને કલાની કમનીયતા છે.

સસ્કૃતિ માનવજીવનનુ અનિવાર્ય અને અપરિહાર્ય તત્ત્વ છે; માનવનુ ભૂત, વર્તમાન અને ભાવી જીવનનુ સર્વાંગીણ વિશ્લેષણ છે, જીવનવૃક્ષને ઉછેરનારો રસ છે. માનવની વિવિધ સાધનાઓની સર્વશ્રેષ્ઠ અને સર્વજ્યેષ્ઠ પરિણતિ છે જો કે સંસ્કૃતિની એક નિશ્ચયાત્મક સાર્વભૌમ પરિભાષા સ્થિર નથી થઈ તોપણ કહી શકાય કે અસતથી સત્ તરફ વધવું, અંધકારમાથી પ્રકાશ તરફ જવુ, મૃત્યુથી અમૃત પ્રતિ આગેકદમ ભરવા એ સસ્કૃતિ છે.

डॉ मजमूदार कहे छे के संस्कृति सामाजिक सौंदर्य तेमज बौद्धिक श्रेष्ठता छे हेगल अने कांत संस्कृतिमा सामाजिक सौंदर्य अने बौद्धिकतानी साथे नैतिकताने पण उमेरे छे मेथ्यु आर्नोल्ड एमा माधुर्य अने शिष्टताने वधु उमेरे छे

महान दार्शनिक कैसर तथा समाजशास्त्री सोरोकिन, अने मैकाईवरे संस्कृति शब्दनो प्रयोग मनुष्यनी नैतिक, आत्मिक अने बौद्धिक पक्षनी समुन्नति माटे कर्यो छे

संस्कृतिना महान व्याख्याकार टेलर लखे छे के संस्कृति शब्द विश्वास विचार, प्रथा, कानून नैतिकता, कला तथा योग्यता तेमज चतुराई माटे योजवामा आवे छे के जेने मानव समाज सदस्यना रूपे मेळवे छे

रेडफिल्डे संस्कृतिनी परिभाषा आ रीते आपी छे 'संस्कृति कला अने उपकरणोमां व्यक्त परंपरात्मक ज्ञान कुं ते संगठित रूप छे, जे परंपराथी संस्कृति बनी मानवसमूहनी विशेषता बने छे

एडवर्ड शापिरनी दृष्टिए संस्कृति मानवना प्राकृतिक अने आध्यात्मिक जीवनमा समायेल एक सामाजिक तत्त्व छे

मारा मते धर्म अने संस्कृतिनो अभिन्न संबंध छे धर्मना अभावमा संस्कृति अने संस्कृतिना अभावमा धर्मनु अस्तित्व रहेतुं नथी

**प्रस्तुत उपक्रम**

धर्म अने संस्कृति एक एवो विषय छे के जे असंत मधुर, सरस अने गंभीर छे वर्तमानयुगना प्रकृष्ट प्रतिभासंपन्न चिंतकोनु चिंतन आ दिशामा शीघ्र गतिए वधी रह्यु छे आ विषयमां स्थानकवासी समाजना मुख्य मुख्य मुनिओ तथा विदुषी महा साध्वीओनु चिंतन शु छे ए एक सहज जिज्ञासा चिंतकोना मगजमा

હમેશા ઝણઝણતી રહી છે. એ જિજ્ઞાસુઓના સમાધાન માટે જ શ્રી લક્ષ્મી પુસ્તક ભંડારના સંચાલક સુશ્રાવક શ્રી ધનરાજભાઈ કોઠારીની પ્રબળ પ્રેરણાથી પ્રસ્તુત પુસ્તકનું સંપાદન અને સંકલન કરી પાઠકોના કરકમલમા મૂકી રહ્યો છુ આમાં ધર્મ અને સંસ્કૃતિ સંબધી નિબધો અને પ્રવચનો છે. એક જ વિષય પર વિવિધ લેખકો દ્વારા આ લખાયેલ હોવાથી કોઈ કોઈ સ્થળે પાઠકોને પુનરુક્તિનો આભાસ થશે; પરંતુ સ્વતંત્ર લેખકોના સ્વતંત્ર ચિંતનને અણખેડાયેલ રાખવા માટે જ આમ કરવામાં આવ્યું છે. પુનરુક્તિ એ દૂષણ નહિ પણ ભૂષણ જ ગણાશે. સંસ્કૃતિ અને ધર્મનાં બધા મૂળતત્ત્વ આ પુસ્તકમા આવી જાય છે એવો દાવો કરી શકાય નહીં પરંતુ એ સ્પષ્ટ છે કે ધર્મ અને સંસ્કૃતિને સમજવા માટે આ પુસ્તક મહદ અંશે મદદરૂપ થઈ શકશે

નિબધોના સદર્ભમા એક વાત એ કહેવાની છે કે આ પુસ્તકમા સ્થાનકવાસી સમાજના ઘણાખરા સર્વ વિશિષ્ટ મુનિવરો તથા સાધ્વીઓના લેખ આપવાની મારી ઇચ્છા હતી અને એ માટે પૂરતો પ્રયત્ન કરવા છતા હુ એમા નિષ્ફળ ગયો છુ. લાબા સમય સુધી પ્રતીક્ષા કરવા છતા પણ એમના તરફથી લેખો નહીં મળવાથી મારી ઘણી જ ઇચ્છા છતા તેને અમલમાં મૂકી શક્યો નથી, અસ્તુ. મારા પ્રેમભર્યા આગ્રહથી જે જે લેખક મુનિઓએ તથા સાધ્વીઓએ પોતાના વ્યસ્ત જીવનમાથી સમય કાઢીને લેખો મોકલી આપ્યા છે તે સર્વ પ્રત્યે હુ હાર્દિક કૃતજ્ઞતા પ્રકટ કરુ છુ, એમના સહયોગનો આદર કરુ છુ.

પદરાડા (મેવાડ)
પચાયતી નોહરા
ગુરુતારક પુણ્યતિથિ
૨૬-૧૧-'૬૬

દેવેન્દ્રમુનિ શાસ્ત્રી
સાહિત્યરત્ન



ચિ. પૂર્ણચંદ      શ્રી રાજમલ કોઠારી      ચિ. કમલા      ચિ. ધર્મેશ

# અનુક્રમ

## ૧

## ધર્મમગલ

ભારતીય સસ્કૃતિમા ધર્મને મગલ માન્યો છે ધર્મ માત્ર મગલ જ નહી પણ તે ઉત્કૃષ્ટ મગલ છે[1] જીવનને તે તેજસ્વી, મનને નિર્મળ બનાવનાર તથા આત્માને વિશુદ્ધિ અપનાર મગલ છે એનુ માગલ્ય સ્વરૂપ કદી અમગળ નથી નીવડતુ જે પરપરિણતિ છે, તે અમગળ અને તે જ વિભાવ દશા છે

જૈનાચાર્યોએ ધર્મની પરિભાષા યોજી છે તેમા વસ્તુ માત્રનો સ્વભાવ ધર્મ છે તેમ નિરૂપ્યુ છે 'વત્થુ સહાવો ધમ્મો,'[2] શીતલ, નિર્મળ અને તરલ રહેવુ એ જળનો સ્વભાવ છે ગરમ થવુ, જામી જવુ કે મલિન, બનવુ તે તેનો સ્વભાવ નથી આ સ્વભાવ તો અગ્નિ, માટી અને હવાનો છે

સાકરનો સ્વભાવ જેમ મધુરતા છે, મરચાનો જેમ

---

१ धम्मो मगलमुक्किट्ठ —दश वै गा १ अ १

२ आचार्य कुन्दकुन्द

તીખાપણાનો છે, તેમ આત્માનો સ્વભાવ જ્ઞાન, દર્શન અને ચારિત્ર છે.[1]

મોહ, માયા, રાગ અને દ્વેષ આત્માના સ્વભાવમાં નથી પરંતુ તે તો કર્મનો સ્વભાવ છે.

કર્મના આ સ્વભાવને કારણે જ ધર્મને વિસ્મૃત કરી આત્મા પર પદાર્થોમાં આસક્ત બને છે. જ્યારે આત્મા આ વિભવ પરિણતિથી વિમુક્ત થઈ સ્વસ્વભાવને ધારણ કરે છે ત્યારે તે નિશ્ચિત દૃષ્ટિ વડે શુદ્ધ ધર્મને ધારણ કરે છે. ટૂંકમાં આત્મભાવમાં રમમાણ કરવું એ આત્માનો ધર્મ છે. એની આ રમમાણની દૃષ્ટિથી તેના અનેકાનેક ભેદ પ્રવર્તે છે.

અપેક્ષા દૃષ્ટિએ તેના બે, ત્રણ, ચાર અને દસ ભેદ કહ્યા છે. પરંતુ જ્ઞાન અને ચારિત્રની દૃષ્ટિએ ધર્મનાં બે રૂપ છે—જ્ઞાનમય અને ચારિત્રમય.[2]

એના જ્ઞાનમય સ્વરૂપનાં પણ બે પાસાં છે—એક શ્રદ્ધા અને બીજું સત્યવિષયક પરિજ્ઞાન.

સત્ય વિષેની નિષ્ઠા દૃઢ થતાં આત્માનું સાચું જ્ઞાન પ્રકટે છે. અને જ્યારે સાચું જ્ઞાન એટલે કે આત્માનું વાસ્તવિક સ્વરૂપ સમજાય છે ત્યારે જ આચરણ પ્રકટે છે.

---

૧. नाणं च दंसणं चैव, चरित्तं च तवो तहा,
वीरियं उवओगोय, एवं जीवस्स लक्खणं. —उतरा. ११–२८

२. स्थानाङ्ग सूत्र २-१-७२

આ દૃષ્ટિએ ધર્મના ત્રણ સ્વરૂપ છે ' શ્રદ્ધા કે સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર [1]

ચારિત્રના પણ બે ભેદ છે એક સવર અને બીજુ નિર્જરા સવરમા આત્માને અશુભ એટલે કે કર્મબધનમાથી રોકવાની પ્રવૃત્તિને સ્થાન છે અને નિર્જરામા કમને નિર્જરણ એટલે કે ખખેરી નાખવાનુ તપ સ્થાન પામે છે આ દૃષ્ટિએ ધર્મના ચાર સ્વરૂપ ગણાય છે જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ [2]

અપેક્ષા દૃષ્ટિએ ચારિત્ર ધર્મના દશ ભેદ છે (૧) ક્ષમા, (૨) મુક્તિ, (૩) આર્જવ, (૪) (૫) લાઘવ, (૬) સત્ય, (૭) સયમ, (૮) ત્યાગ, (૯) અકિચન્ય, (૧૦) બ્રહ્મચર્ય [3]

સાધારણ બુદ્ધિજીવીઓ માટે આ વર્ણન વિસ્તાર પૂર્વક નિરૂપ્યુ છે વસ્તુત સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર જ મોક્ષમાર્ગ છે [4]

---

१ तिन्हि सम्मे पण्णत्ते-तन्हा-णाणन सम्मे,
दसण सम्मे, चरित्र सम्मे

—स्थानाङ्ग सूत्र ३-४-११४

२ नाण च दसण चेव चरित्त च तवो तहा।
एम मग्गुति पन्नत्तो जिणेहि वरदसिहि॥

—उत्तराध्ययन २-२८

३ उत्तम क्षमामार्दवार्जवशौचसत्यसयमतपस्त्यागाकिचन्य-
ब्रह्मचर्याणि धर्म । तत्त्वार्थसूत्र सू. ६ अ ९

४ सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्ग —तत्त्वार्थसूत्र १-१

તેને તો માનવું જ રહ્યું ને? કોઈપણ પ્રકારનું સુખ ન આપનાર, ઊલટું પ્રાપ્ત સુખો પરત્વે અરુચિ ઉત્પન્ન કરનાર ધર્મ કરતાં સર્વ પ્રકારનાં સુખસગવડ આપનાર વિજ્ઞાનને જ કેમ ઉપાસ્ય ન માનવું?

આ પ્રકારની વિચારધારા ધરાવતા લોકો ધર્મની જગ્યાએ વિજ્ઞાનને વિશેષ મહત્ત્વ આપે છે. ધર્મ વસ્તુનો સ્વભાવ છે. વસ્તુનો સ્વભાવ ઉચિત કારણ મળતાં અવશ્ય પ્રગટે છે. આ દૃષ્ટિએ વિજ્ઞાનને કોણ ઠોકરાવી શકે? પરંતુ વિજ્ઞાન જે ધર્મ કરતાં શ્રેષ્ઠ અને સકલ સુખદાતા મનાય છે તે વાસ્તવિક દૃષ્ટિએ સુખકારક છે કે દુઃખકારક? આ પ્રશ્ન પર વિચાર કરવો આવશ્યક છે. વિજ્ઞાને જેટલી સુખ-સામગ્રી બક્ષી છે તેટલી જ સંહારક સામગ્રી પણ નિપજાવી છે. આ દૃષ્ટિએ ગંભીર વિચાર કરતાં જણાશે કે વિજ્ઞાન દ્વારા સુખથી અધિક દુઃખની વૃદ્ધિ થઈ રહી છે. વિજ્ઞાનનો જ્યારે આટલો વિકાસ નહોતો થયો ત્યારે દેશ સુખી હતો કે દુ.ખી? વિજ્ઞાને માનવ સમાજનું રક્ષણ કર્યું છે કે ભક્ષણ? શાંતિ બક્ષી છે કે અશાંતિ? ઉપલક દૃષ્ટિએ જણાય છે કે વિજ્ઞાને સુખસગવડો વધારી છે. પરંતુ અહીં વિચારણીય પ્રશ્ન એ છે કે વિજ્ઞાને ખરેખર પોતાનાં સુખસાધનો દ્વારા રાષ્ટ્રનું હિત સાધ્યું છે કે રાષ્ટ્રને દુઃખમાં તો નથી હડસેલી દીધું ને? સાવચેતીપૂર્વક વિચાર કરતાં જણાશે કે વિજ્ઞાને રાષ્ટ્રને દુઃખ, દારિદ્રય અને અશાંતિની ભેટ આપી છે.

વિજ્ઞાનની સંહારક શક્તિને કારણે આજે તો કોઈ

ગષ્ટ્ર સુખી, શાંત કે નિર્ભય નથી આખોય સંસાર ભયગ્રસ્ત અને અશાંત છે વિજ્ઞાનનું આવું પરિણામ જોવા છતા એને કઇ રીતે સુખદાયક કહી શકાય ? પહેલાના સમયમા યુદ્ધ યોદ્ધાઓ વચ્ચે તલવારથી લડાતું લડવાના ઉદ્દેશથી જે સામનો કરતો તેના પર ઘા થતો પરંતુ આજ વિજ્ઞાનની મદદથી લડાતા યુદ્ધમા ભાગ લેવાવાળા તેમજ શાંતિથી ઘેર બેઠેલા બધાનો એક સરખો વિનાશ બૉમ્બ દ્વારા થાય છે વિજ્ઞાનના સહારે જ્યા ત્યા અમાનુષી, રોમાચક અત્યાચારો આદરાય છે, અને વિનાશનું તાંડવ ખેલાય છે શું વિજ્ઞાનનો આ સાચો આવિષ્કાર છે ? એક સજ્જને મને કહ્યું કે એક પવાલા પાણીમા એક વિશેષ પ્રકારનું વૈજ્ઞાનિક દ્રાવણ ઉમેરવાથી એક એવી શક્તિ ઉત્પન્ન થાય છે કે જે થોડીક જ ક્ષણોમા સમગ્ર લંડન શહેરનો વિનાશ કરી શકે છે જે નગરીમા લાખો લોકો આબાદ છે જે સંસારની એક અનુપમ અને વિશાળ નગરી છે, તેનો ક્ષણમા વિનાશ કરવાની આ વૈજ્ઞાનિક યોજના છે આ તે વિજ્ઞાનની કેવી અનુપમ દેન !

પાશ્ચાત્ય અને પૌર્વાત્ય દેશોમા વિજ્ઞાનનો અધિક પ્રચાર જે આજે છે, તેઓ શું યુદ્ધના વિષચક્રમા નથી ફસાયા ? આજે તો સમગ્ર યુરોપ–જર્મની, ઇંગ્લેન્ડ, ઇટાલી, ફ્રાન્સ, સ્પેન આદિ દેશો, એશિયાના રશિયા, ચીન, તથા જાપાન વગેરે દેશો વિજ્ઞાનના બળનો ઉપયોગ યુદ્ધમા કરી પોતપોતાની રાજલિપ્સા તૃપ્ત કરવા પ્રવૃત્ત બન્યા છે

શક્તિ છે તે પહેલાં અધિકારપૂર્વક-પ્રમાણપૂર્વક નહોતું બતાવી શકાતું. કદાચ દલીલોપૂર્વક બતાવવામાં આવે તો પણ લોકો માનતા પણ નહીં પરંતુ આજે તો પ્રમાણ-પૂર્વક કહી શકાય તેમ છે કે વિજ્ઞાનનો આટલો વિકાસ અને વૈજ્ઞાનિક સાધનોની પ્રચુરતા હોવા છતાં માનવજીવનનું અસ્તિત્વ અને સુખશાંતિ શું સુરક્ષિત છે? આ કારણે આજ આપણે ધર્મનું મહત્ત્વ સ્થાપી શકીએ અને પ્રમાણપૂર્વક કહી શકીએ તેમ છીએ કે 'ધર્મ જ સાચું મંગલ, ધર્મ જ અશરણનું શરણું છે. ધર્મ દ્વારા જ માનવ સમાજની સુખશાંતિ સુરક્ષિત છે.



૩

## સસ્કૃતિનુ મૂળ

ભારતીય સાહિત્યમા બધે જ યોગના અવાજનો પડઘો પડી રહ્યો છે સામ્યભાવનુ મધુર સગીત ઝણઝણી રહ્યુ છે જૈન સાહિત્યનુ અનુશીલન-પરિશીલન કરીએ અથવા વૈદિક અને બુદ્ધ વિચારસરણીઓનુ પણ એટલુ તો સ્પષ્ટ પણે જોઇ શકશે કે બધી વિચારસરણીઓના ચિતનની દિશા એક જ છે—અને તે એ કે સામ્યભાવને જીવનમા કેવા પ્રકારનુ રૂપ આપવુ ? ભારતની ઉત્તરમા જેવી રીતે પર્વતરાજ હિમગિરિનુ ઉત્તુગ શિખર શોભા યમાન છે, તેવી જ રીતે ભારતીય ચિતન, મનન તેમ જ સાધનાની પાછળ સામ્યભાવ અથવા સમત્વયોગની સાધનાનુ દિવ્ય, ભવ્ય અને ઉચ્ચ શિખર શોભી રહ્યુ છે સામ્યભાવ ભારતીય ચિતન અને મનનનુ સાધના તેમજ સસ્કૃતિનુ મૂળ છે મારા નમ્ર વિચાર મુજબ એ કહેવુ વધારે ઉચિત થશે કે સામ્યભાવ અથવા સમતાને જીવનમા સાકાર રૂપ આપવાનુ નામ જ સસ્કૃતિ અને સાધના છે

ત્રણ ધારાઓનુ-સ ગમ-સ્થળ

ભારતીય વિચારક્ષેત્રમા વહેતી જૈન, બૌદ્ધ અને

વૈદિક એવી ત્રણ વિચારધારાઓની પરંપરાના વિચાર અને આચારમાં ભેદ રહ્યો છે અને તે સ્પષ્ટ રીતે દૃષ્ટિ-ગોચર થાય છે. પરંતુ સામ્યભાવના સંબંધમાં આ ત્રણે વિચારસરણીઓ એકમતીવાળી હોય એમ દેખાય છે. સૌની સાથે સામ્યભાવ રાખવો—સમાનતાનો વર્તાવ રાખવો એ સંબંધમાં કોઈનો વિરોધ જોવામાં આવતો નથી. એક અથવા બીજા રૂપે આડા અવળા ફરી ફરીને બધા વિચારકો સામ્યભાવની ધરી પર આવીને એક બની જાય છે. સામ્ય—સાધના બધાનું સંગમ—સ્થળ છે.

અદ્વૈતવાદ વેદાન્તનું મૂળ છે. દાર્શનિક ચર્ચા, વાદ-વિવાદ તેમજ તર્કવિતર્ક કરતી વખતે અદ્વૈતવાદનો જે કંઈ અર્થ કરવામાં આવે છે અને પ્રત્યક્ષ દેખાતા સંસારને મિથ્યા સિદ્ધ કરવા માટે જે કંઈ તર્ક રજૂ કરવામાં આવે છે, તેના ઉપર આપણે અહીં વિચાર નહીં કરીએ. એમ કરવાનો આ પ્રસંગ પણ નથી. આપણે તો અહીં અદ્વૈતના વાસ્તવિક અર્થ ઉપર વિચાર કરીશું. અદ્વૈતનો સીધો સરળ અને સ્પષ્ટ અર્થ છે—દ્વૈતનો અભાવ, દ્વૈતનો પરિત્યાગ. વ્યક્તિ વ્યક્તિની વચ્ચે જાતિ, લિંગ, વર્ણ, વર્ગ, ધર્મ, પંથ, સંપ્રદાય, પ્રાંત, દેશ અને ભાષા વગેરેના ભેદોને આગળ કરીને જે દ્વૈતવાદની વિષમતાની દીવાલો ઊભી કરવામાં આવી છે તેને તોડી પાડી પ્રત્યેક વ્યક્તિની સાથે પોતાપણાનો સંબંધ સ્થાપિત કરવો, બધાંનાં દુઃખો મટાડવા પ્રયત્ન કરવો અને બધાના સ્વાર્થમાં પોતાનો સ્વાર્થ

મિલાવી દેવો એનુ નામ અદ્વૈતવાદ તેમા સ્વ-પર, બ્રાહ્મણ-શૂદ્ર, કાળા-ગોરા, હિન્દુ-મુસલમાન, પૌર્વાત્ય-પાશ્ચાત્ય વગેરેના ભેદોને અંકુરિત થવાનો કે પલ્લવિત-પુષ્પિત થવાનો અવકાશ જ મળતો નથી કારણ કે એ જે કંઈ કરે છે તે કેવળ પોતાના સ્વાર્થને માટે નહિ પણ સૌના હિતને માટે, બધાના ભલાને માટે કરે છે તેના આચારવિચારમા બધાનુ કલ્યાણ સમાયેલુ રહેતુ હોય છે હુ જ એકલો સુખી બની રહુ, એવુ તે કદી ઇચ્છતો નથી પરંતુ સદા સર્વદા તેનો એક જ સ્વર ધ્વનિત થતો રહે છે બધા પ્રાણીઓ સુખી થાઓ, બધા સ્વસ્થ બનો ' सर्वेऽपि सुखिन सन्तु सर्वे सन्तु निरामया " તથાગત બુદ્ધ પણ સામ્યભાવના પ્રબળ સમર્થક રહ્યા છે સામાજિક વિષમતાને દૂર કરવા તેમણે ખૂબ જ પ્રયત્ન કર્યો છે એટલુ ખરુ કે દાર્શનિક તર્કવિતર્કના જાળાઝાખરામા તે અટવાયા નથી જ્યારે પણ કોઈ દાર્શનિક પ્રશ્ન તેમની સામે આવતો ત્યારે તે તેને અવ્યાકૃત કહીને ટાળવાનો પ્રયત્ન કરતા પરંતુ એ વાત પણ એટલી જ સાચી છે કે તેઓ બ્રાહ્મણ, શૂદ્ર તથા સ્ત્રીઓમા પ્રવર્તતા ઊંચનીચના ભેદભાવને, ધર્મના નામે કરવામા આવતા શોષણ, ઉત્પીડન તથા માનસિક હિંસાને નાબૂદ કરી એક સુખી સમાજની સ્થાપના કરવા ઇચ્છતા હતા

મનુષ્યના દુખોને દૂર કરવાનુ તેમનુ એક માત્ર લક્ષ્ય હતુ તેઓ માણસ માણસની વચ્ચેના જાતિ, વર્ગ,

વર્ણ, અને લિંગના ભેદને વચ્ચે લાવીને દ્વૈતની, ભેદભાવની ભીંતો ઊભી કરવા લેશમાત્ર પણ ઇચ્છતા ન હતા.

જૈન પરંપરાની દૃષ્ટિથી વિચાર કરીએ તો તેમાં પણ સામ્યભાવને સાધનાનો પ્રાણ કહ્યો છે. તેના વિના આધ્યાત્મિક વિકાસ તેમજ પૂર્ણ શાંતિ પ્રાપ્ત થવી માત્ર કઠણ જ નહિ પણ અસંભવ પણ છે. સાધનાના અરુણોદયથી માંડીને તેની પરિપૂર્ણતા સુધી સાધક જે સાધના કરે છે, તે સામ્યભાવના વિકાસ સિવાય બીજું કંઈ નથી. સાધનાના પ્રથમ પગથિયા પર પગલું માંડનાર સાધક—જેને જૈન પરિભાષામાં સમ્યક્‌દૃષ્ટિ યા સમ્યક્ત્વી કહે છે–તેના મનમાં તત્ત્વ અને પદાર્થોના યથાર્થ સ્વરૂપને સમજવાની અભિરુચિ, દેવ, ગુરુ તથા ધર્મ પર શ્રદ્ધા રાખવાની સાથે સાથે એવો વિશ્વાસ બેસી જાય છે કે જગતના બધા જીવો મારા જેવા જ છે, કોઈ પણ દેશ, પ્રાંત, જાતિ, વર્ણ, રંગ તથા પંથમાં જન્મ લેનાર મનુષ્ય અને મારા આત્મામાં કોઈ ફરક નથી. અને ફક્ત મનુષ્ય જ શા માટે ? આત્મસ્વરૂપની દૃષ્ટિથી જગતના બધા જીવો એક સરખા છે. બધા જીવો સુખાભિલાસી છે. કોઈપણ પ્રાણી મરવા ઇચ્છતું નથી. વેદના અને દુઃખ પણ ઇચ્છતું નથી. એટલા માટે ભગવાન મહાવીરની આ સ્પષ્ટ ઘોષણા આજે પણ પ્રત્યેક મનુષ્યના કાનમાં ગુંજારવ કરી પોતાના વ્યક્તિગત, કૌટુંબિક, સામ્પ્રદાયિક સ્વાર્થોના નશામા સામ્યભાવ તથા વિશ્વબંધુત્વની ભાવનાને ભૂલેલા માનવને હલબલાવીને જગાડી રહી છે.

“બધાં પ્રાણીઓને જીવન પ્રિય છે. મૃત્યુના મુખમાં

જવું કોઈ પસંદ નથી કરતુ એટલા માટે તારે કોઈપણ પ્રાણીને મારવુ નહિ, તેને દુ ખ દેવુ નહિ અને તેનુ શોષણ કરવુ નહિ

ભગવાન મહાવીરની સાધના અને તેમના દ્વારા ઉપદેશાયેલા આગમ સાહિત્યનુ પારાયણ કરવાથી એ વાત બહુ સ્પષ્ટ થઇ જાય છે કે તેના મૂળમા સામ્યભાવનો સ્વર ગુજી રહ્યો છે સામ્યભાવ સમસ્ત આગમ સાહિત્યનો નિચોડ છે, તેનુ સાર સત્ત્વ છે સાધનાનો પ્રાણ છે સાધકના જીવનમા ગમે તેટલો ઉત્કૃષ્ટ ક્રિયાકાડ ભલેને હોય, તેની વાણીમા દ્વાદશાગીનો સ્વર ભલેને ઝ કાર કરી રહ્યો હોય, સમસ્ત આગમ ભલેને તેને જીભને ટેરવે હોય, પણ તેના હૃદયમા, તેના મનમા, તેની વાણીમા, તેના આચારમા સમતાનુ સાકાર રૂપ નહિ હોય, સામ્યભાવની સાધના મૂર્ત રૂપે ઊતરી નહિ હોય તો તેનો સમસ્ત ક્રિયાકાડ તથા આગમ જ્ઞાન નિષ્પ્રાણ ક ગાલ હાડપિ જરની પેઠે જીવનમા સડો પેદા કરવાવાળા થાય છે પછી આત્મવિકાસ માટે તેનુ કોઈ મૂલ્ય નથી રહેતુ

આત્મવિકાસ માટે સર્વ પ્રથમ જરૂર છે જીવનના કણુ કણુમા સામ્યભાવની જ્યોત જગાવવાનુ સમતા એ જ જીવનનો આધાર છે

સામ્યભાવનો સીધો સાદો અર્થ છે–પ્રાણીમાત્રની સાથે આત્મીયતાનો સ બ ધ સ્થાપિત કરવો, કોઈની સાથે પરાયાપણુ ન રાખવુ માનવની સાથે અથવા અન્ય પ્રાણીઓની સાથે વ્યવહાર કરતી વખતે એ બાબતનો ખ્યાલ

રાખવો કે તે મારાથી જુદો નથી. પછી ભલેને તે કોઈપણ દેશ, જાતિ, ધર્મ, પંથ, વર્ણ તથા લિંગ સાથે સંબંધ ધરાવતો હોય, તો પણ આત્માની દૃષ્ટિએ તેના આત્મા તથા મારા આત્મામાં કોઈપણ જાતનો ફરક નથી. એક પતિતમાં પતિત લાગતી વ્યક્તિની અંદર રહેલી આત્મજ્યોત કોઈ સાધુના આત્મામાં રહેલી જ્યોતથી બિલકુલ ભિન્ન નથી. તે એ જ આત્મજ્યોત છે જે એક સાધુના આત્મામાં વિલસી રહી છે. એટલા માટે ભગવાન મહાવીર સ્પષ્ટ શબ્દોમાં કહી ગયા છે કે જીવનના બાહ્ય ભેદોને નજર સામે રાખી તું કોઈપણ વ્યક્તિનો તિરસ્કાર ન કર, કોઈનો દ્વેષ ન કર, કોઈની સાથે ઈર્ષ્યાભાવ અને વેર વિરોધ ન રાખ, કોઈની સાથે દુર્વ્યવહાર ન કર, તું કોઈ પણ વ્યક્તિની પ્રત્યે પરાયાપણાનો ભાવ ન રાખ. બધાની સાથે પોતાપણાનો ભાવ રાખીને વર્તાવ કર. તું આ વાતને સદા સર્વદા ધ્યાનમાં રાખ :

"જેને તું મારવા ઇચ્છે છે, આદેશ દેવા ઇચ્છે છે, પરિતાપ એટલે કે દુઃખ દેવાની ભાવના રાખે છે, પીડા પહોચાડવાની ઇચ્છા કરે છે, પકડીને બંધનમાં રાખવાની યોજના બનાવે છે, અને કોઈને કોઈ રીતે વેદના, દુઃખ અને સંતાપ આપવા ઇચ્છે છે, તે તું પોતે જ છે. તેનો આત્મા તમારા આત્માના જેવો જ છે. એટલા માટે પ્રબુદ્ધ સાધકે કોઈપણ પ્રાણીની સાથે તેને કષ્ટ, દુઃખ તથા વેદના થાય,[1] એવા પ્રકારનો વર્તાવ નહિ કરવો જોઈએ."

---

૧. आचारांगसूत्र १, ५, ५, १६५

શ્રમણ ભગવાન મહાવીરનો આ ઉપદેશ કોઈ વ્યક્તિ, જાતિ તથા કોઈ ખાસ સંપ્રદાયને માટે નથી, પણ એવા બધા સાધકો માટે છે, જેઓ પોતાથી જુદા વિચાર ધરાવનાર વ્યક્તિ અને સમાજને પરાયા સમજે છે, જેના મનમાં ભેદની રેખાઓ ઉપસી ઊઠી છે, જે લોકો પોતાના સંપ્રદાય તથા પરંપરાની બહાર રહેનાર વ્યક્તિઓ તથા સાધકોને પરાયા ગણીને તેની ઘૃણા કરે છે, તેની નિંદા અને બુરાઈ કરે છે, તેનો તિરસ્કાર કરી તેનું અપમાન કરવાનો પ્રયત્ન કરે છે, એવા અહંભાવના અંધકારમાં ભટકનારા સાધકોને માટે ભગવાન મહાવીરે આ જ્યોતિર્મય દીપ પેટાવ્યો છે જેનાથી આપણે આપણા અહંકારને દૂર કરી અને પરાયાપણાને ભૂલી જઈ માનવ–માનવની વચ્ચે માનવતા તથા આત્મીયતાનો સંબંધ સ્થાપિત કરી શકીએ એ માટે જ તેમણે સામ્યભાવનો દીપક જલાવ્યો છે આ જ સંસ્કૃતિનો આત્મા છે, આ જ સંસ્કૃતિનું મૂળ છે



## ૪

## स्वाध्यायान्मा प्रमदः

### જૈન સંસ્કૃતિ અને સ્વાધ્યાય

એ તો સર્વ કોઈ જાણે એવું દેખીતું સત્ય છે કે સ્વાધ્યાયના અભાવમાં મોટામાં મોટો સાધનસંપન્ન સંપ્રદાય પણ સુરક્ષિત રહી શકે નહિ. જૈન સંસ્કૃતિમાં સ્વાધ્યાયને ઘણું જ અગત્યનું સ્થાન છે. સ્વાધ્યાય ધ્યાનનું મહત્ત્વપૂર્ણ અવલંબન તથા શ્રમણ જીવનને અનુપ્રાણિત કરનાર તત્ત્વ છે. દરેક શ્રમણ અને શ્રમણીની દિનચર્યામાં સ્વાધ્યાયનું આગળ પડતું સ્થાન છે. ચારે કાળ સ્વાધ્યાય ન કરવાથી શ્રમણને પ્રતિક્રમણ કરવાનું થાય છે. ભગવતી સૂત્રમાં ગણધર ગૌતમના પ્રશ્નનો ઉત્તર આપતાં ભગવાન મહાવીરે સ્વાધ્યાયના પાંચ પ્રકાર બતાવ્યા છે :—૧. વાચના, ૨. પૃચ્છના, ૩. પર્યટના, ૪. અનુપ્રેક્ષા અને ૫. ધર્મકથા. વાંચન વગર, પઠનપાઠન વગર જ્ઞાનવૃદ્ધિ થતી નથી. એટલે સૌથી પહેલાં વાચના રાખવામાં આવ્યું છે. બીજામાં વાંચેલા વિષયોમાં શંકાઓનું સમાધાન કરવા અને જ્ઞાતવ્ય વિષયને સમજવાના હેતુથી પ્રશ્ન પૂછવામાં આવે છે. આ સ્વા-

યાયનો બીજો ભેદ છે ત્રીજામા જ્ઞાત વિષયને સ્થિર કરવાના હેતુથી પરાવર્તન-રૂપ સ્વાધ્યાય કરવામા આવે છે પરાવર્તન ઉપયોગપૂર્વક થાય અને સ્વાધ્યાય કરનાર તેમા આનદ અનુભૂતિ પ્રાપ્ત કરી શકે એટલા માટે ચોથામા અનુપ્રેક્ષા —ચિતનરૂપ સ્વાધ્યાય બતાવ્યો છે શાસ્ત્રવાણીમાથી પ્રાપ્ત થયેલા જ્ઞાનના નવનીતને લોકોમા વહેચણી કરવા માટે ધર્મકથારૂપ પાચમો સ્વાધ્યાય છે સ્વાધ્યાયની વ્યાખ્યામા આચાર્યોએ નીચે મુજબ વિવેચન કર્યું છે —

અધ્યયનને અધ્યાય કહ્યો છે સુદર ઉત્તમ અધ્યાય જ સ્વાધ્યાય છે સારી રીતે મર્યાદાપૂર્વક વાચવુ એ પણ સ્વાધ્યાય છે[1] સારી રીતે મર્યાદા સાથે-અકાલને છોડીને અથવા પૌરુષીની અપેક્ષાએ કાલ-અકાલનુ ધ્યાન રાખીને વાચવુ એ સ્વાધ્યાય કહેવાય છે

ઉપરોકત વચન અનુસાર જિન પ્રરુપિત દ્વાદશાગ સૂત્ર વાણીને વિદ્વાનોએ સ્વાધ્યાય કહ્યો છે આને જ સુયનાણ -સઝ્ઝાયા' પદથી શ્રુતજ્ઞાનને સ્વાધ્યાયથી અભિન્ન કહ્યો છે

કોઈ શ્રુત કોઈવાર પાઠક અથવા શ્રોતાજનોના મનમા મોહ ઉત્પન્ન કરીને તેને ભવસાગરમા ભટકાવી દે છે વીતરાગ ભાવિત સમ્યક્ શ્રુતમા આ દોષ હોતા નથી કારણ કે કામ ક્રોધ, લોભ વગેરે વિકારોનો સપૂર્ણપણે ક્ષય થયેલો હોવાથી વીતરાગ નિર્દોષ હોય છે નિર્દોષ વાણી

---

(१) (क) अध्ययन अध्याय । शोभनोऽध्याय स्वाध्याय । आ । अथवा सुष्ठु आ-मर्यादया अधीयते इति स्वाध्याय । स्था २ ॥

(ख) सुष्ठु आ-मर्यादया-कालवेला-परिहारेण पौरुष्यपेक्षया अध्याय —अध्ययन स्वाध्याय । ध ३ अधि ।

શ્રોતાઓમાં પણ ઉપશમ રસનો–એટલે કે શાંત રસનો સંચાર કરે છે.

પરમતત્ત્વને પ્રકાશિત કરનાર એક પણ શ્લોક કરોડો ગ્રંથો કરતા યે શ્રેષ્ઠ છે. નકામો ભાર વધારનારા મૂળોના ઢગલા કરતાંયે સંજીવનીનો એક પણ ટુકડો સારો છે.[1] મોક્ષ સાધનના દુર્લભ ચતુરંગોમાં આ પ્રકારની ધર્મશ્રુતિને દુર્લભ કહેવામા આવી છે. મનુષ્ય દેહ પામીને પણ હજારો લોક ધર્મની શ્રુતિ અનાયાસે પામતા નથી. જેને સાંભળીને જીવ તપ, શાંતિ અને અહિંસાભાવ પ્રાપ્ત કરે છે એવા સદ્ગ્રંથોનું શ્રવણ અત્યંત દુર્લભ છે.[2]

સમ્યક્ શ્રુત ધર્મકથા જયાં મુખ્ય હોય છે. ત્યાં અર્થ-કથા અને કામકથાને મહત્ત્વ પ્રાપ્ત થતું નથી. સમ્યક્ શ્રુત આત્મસ્વરૂપનું હોવાથી સમ્યક્ શ્રુતની દ્વારા જીવને સ્વરૂપાભિમુખ ગતિ કરવાની પ્રેરણા મળે છે.

તેથી સ્વરૂપ અને આત્મગુણનું અધ્યયન થવાથી જ સમ્યક્ શ્રુતના પઠનપાઠનને સ્વાધ્યાય કહેવામાં આવ્યો છે.

### સ્વાધ્યાય અને સમાધિ

ચાર પ્રકારની સમાધિઓમાં શ્રુતને પણ બીજા નંબ-રની સમાધિ ગણવામાં આવી છે.[3] શાસ્ત્રજ્ઞાનના અધ્યયન

૧. श्लोको वरं परम–तत्त्व–पथ–प्रकाशी न ग्रन्थकोटि–पठनं जनरंजनाय।
संजीवनीति वरमौषधमेकमेव, व्यर्थ–श्रमस्य जननो न तु मूलभार. ॥

२ 'जं सुच्चा पडिवज्जंति तवं खंति महिंसयं। उत्त.–३ ॥

३. चत्तारि विणय समाहि ट्ठाणा पन्नत्ता। तंजहा–विणय समाही, सुय समाही। तव समाही, आयार समाही ॥

અને પરિશીલનથી આત્માને શારીરિક અને માનસિક સમાધિની પ્રાપ્તિ થાય છે એથી અનેક પ્રકારના સમાધિ સ્થાનમા શ્રુત-સ્વાધ્યાયને પણ સમાધિનુ એક કારણ માનવામા આવ્યુ છે શ્રુતવાન જ તપ અને આચારની સમ્યક્ સાધના કરી શકે છે એટલે શ્રુત સમાધિ પછી તપ સમાધિ અને આચાર સમાધિનો ઉલ્લેખ કરવામા આવ્યો છે

શ્રુત સમાધિમા જિજ્ઞાસુ શિષ્યે વિનયપૂર્વક ગુરુને પૂછ્યુ છે શાસ્ત્રોનુ પઠન શા માટે કરવુ ? અને તેનાથી કઈ ઉપાધિ પ્રાપ્ત થાય છે ?

ઉત્તરમા આચાર્યે કહ્યુ છે (૧) શ્રુતજ્ઞાનનો લાભ થશે એટલા માટે પઠન કરો (૨) ચિત્તની ચચલતા દૂર થતા એકાગ્રતા પ્રાપ્ત થશે એટલા માટે પઠન કરો (૩) આત્માને ધર્મમા સ્થિર કરી શકશો એટલા માટે પઠન કરો (૪) પોતે સ્થિર થવાથી બીજાને સ્થિર કરી શકશો એટલા માટે પઠન કરો એકાગ્રતા પ્રાપ્ત થવી એનુ નામ જ સમાધિ છે

તપમા સ્વાધ્યાયનુ સ્થાન

સ્વાધ્યાયનુ મોક્ષમાર્ગમા સૌથી આગળ પડતુ સ્થાન છે શ્રુત આરાધનનુ સ્થાન જ્ઞાન અને તપસ્યા બન્નેમા આવે છે બાર પ્રકારના તપમા સ્વાધ્યાય એ ચોથુ અતરગ તપ છે સ્વાધ્યાય દ્વારા મન અને વાણી બનેના તપ થાય છે

'સ્વાધ્યાય પરમ તપ " મનના વિકારોનુ શમન થવાથી અને ધર્મધ્યાનનુ અવલબન હોવાથી સ્વાધ્યાય પરમ તપ છે

થી છોડાવી તેને શિથિલ બંધનવાળી બનાવે છે. દીર્ઘકાલની સ્થિતિને અલ્પકાલિન બનાવે છે અને તીવ્ર રસને ઘટાડીને મંદરસ કરી દે છે. બહુ પ્રદેશી પ્રવૃત્તિઓને અલ્પ પ્રદેશવાળી કરી દે છે. અને આયુઃકર્મ કોઈવાર બાંધે છે ને કોઈવાર નથી બાંધતા, અસાત અને કર્કશ વેદનીય કર્મનો ઉપચય નથી રહેતો. ચિંતન કરવાવાળા અનાદિ અનંત દીર્ઘમાર્ગ-વાળા ચાતુર્ગતિક સંસાર કાન્તારને અલ્પ સમયમાં જ પાર કરી લે છે.

ધર્મકથા વડે કર્મોની નિર્જરા થાય છે. અને પ્રભાવ-શાળી કથાથી શાસનની પ્રભાવના થાય છે. શાસનની પ્રભા-વના કરનારની ભવિષ્યને માટે નિરંતર ભદ્રરૂપ શુભાનુબંધી કર્મનો સંચય કરે છે.

### શ્રમણચર્યામાં સ્વાધ્યાય

જે પ્રમાણે પ્રતિલેખન, પ્રમાર્જન, પ્રતિક્રમણ, વૈયાવૃત્ય-કરણ અને ધ્યાન નિયત કર્મ છે તેવી જ રીતે સ્વાધ્યાય પણ શ્રમણવર્ગનું નિયત કર્મ છે. સમાચારી સ્વાધ્યાયમાં કહેવામાં આવ્યું છે કે પ્રાતઃકાલમાં પ્રતિલેખન કરીને સાધુ ગુરુને વિનયપૂર્વક આ પ્રશ્ન કરે કે—"ભગવંત હવે મારે શું કરવું ઘટે તે માટે આજ્ઞા માગું છું"[1]

ગુરુ સેવામાં નિયુક્ત કરે તો ગ્લાનિ રાખ્યા સિવાય ઉત્સાહથી સેવા કરવી અને સ્વાધ્યાયની રજા આપે તો સર્વદુઃખમાંથી મુક્તિ આપનાર સર્વદુઃખમાંથી છોડાવનાર સ્વાધ્યાય કરવો.[2]

પહેલા પ્રહરમાં સ્વાધ્યાય કરવો[3] અને બીજા પ્રહરમાં

---

૧ ઉ ૨૬ ૯, ૨ ઉ. ૨૬ (૯–૧૦), ૩ "पढमं पोरिसि सज्जयं बीयं झाणं झियायइ।"

ધ્યાન અથવા તો અર્થનુ ચિતન કરવુ ત્રીજા પહોરે ભિક્ષા અને ચોથા પહોરમા ફરી સ્વાધ્યાય કરવો એવુ જ રાત્રિના પહેલા, બીજા અને ચોથા પહોર માટે સમજવુ કેવળ નિયત કર્મ બતાવીને જ છોડી દીધુ નથી પરતુ સ્વાધ્યાયને સમયે સ્વાધ્યાય નહી કરવા માટે પ્રતિક્રમણમા આલોચન પણ કરવામા આવ્યુ છે જેમ કે, ચારે વખત સ્વાધ્યાય,ન કર્યો હોય તેનુ પ્રતિક્રમણ કરુ છુ [1]

## સ્વાધ્યાયની વિધિ

સાધુઓ પોતાનો નિરાબાધ સ્વાધ્યાય ચાલુ રહે તે માટે સ્વતત્ર રીતે સ્વાધ્યાયની ગવેષણા કરતા હતા અને ત્યા વિધિપૂર્વક સ્વાધ્યાય કરતા રહેતા હતા શાસ્રપાઠ મગળ અને દેવાધિષ્ઠિત માનવામા આવ્યો છે તે માટે તેનુ અધ્યયન કરતા પહેલા આસપાસ કોઈ અસ્થિ અથવા મૃત શરીર કલેવર વગેરે તો નથીને તે જોઈ લેવુ જરૂરી બની જાય છે જો સ્વાધ્યાયની વિરોધી કોઈ વસ્તુ ત્યા પડી હોય તો તેને મર્યાદિત ભૂમિની બહાર મૂકી આવીને ગુરુ સમક્ષ નિવેદન કરી દેવુ ઘટે અને ત્યારબાદ ગુરુજીની આજ્ઞા મેળવીને ઉદ્યમપૂર્વક ખત સહિત અધ્યયન કરવુ એ સામાન્ય વિધિ છે

પ્રાચીન સમયમા પહેલા પહોરમા સૂત્રનો સ્વાધ્યાય

---

१ पडिक्कमामि चाउक्काल सज्झायस्स अकरणाए'

અને બીજા પહોરમાં અર્થનું ચિંતન કરવામાં આવતું હતું. એટલા માટે પ્રથમ સૂત્ર-પૌરુષી અને બીજી અર્થ-પૌરુષી કહેવામાં આવતી હતી.[1]

વિધિપૂર્વક શ્રુતનું આરાધન કરવા માટે આઠ આચાર બતાવવામાં આવ્યા છે-૧. જે શાસ્ત્રનો જે કાલ નિયત થયો હોય તે શાસ્ત્રનું તે જ સમયે પઠન કરવું તે કાલાચાર છે ૨. વિનયપૂર્વક ગુરુને વંદન કરીને શાસ્ત્રનુ વાંચન કરવું તે વિનયાચાર છે. ૩. શાસ્ત્ર તેમજ જ્ઞાનદાતા પ્રત્યે બહુમાન રાખવું તે બહુમાન આચાર છે. ૪. તપ આયંબીલ અથવા નીવી કરીને શાસ્ત્ર વાંચવું તે ઉપધાન આચાર છે. ૫. શબ્દોમાં હ્રસ્વ દીર્ઘાદિ માત્રાઓ સહિત શુદ્ધ ઉચ્ચારણ કરવું તે વ્યંજનાચાર છે. ૬. સમ્યગ્ અર્થની વિચારણા તે અર્થાચાર છે. ૭. મૂલ તથા અર્થ બંનેના સમ્યક્ ઉચ્ચારણ અને પ્રરૂપણ કરવું તે ઉભયાચાર છે. કલ્યાણાર્થીઓએ કસમયના અકાળ અને અસ્વાધ્યાયને બચાવીને વિધિપૂર્વક સ્વાધ્યાય કરવો જોઈએ તે ઉભય લોકમાં મંગલકારી છે.

### શ્રાવક સમાજ અને સ્વાધ્યાય

શ્રમણ અને શ્રમણીઓમાં તો આજે પણ શાસ્ત્ર-વાંચન થતું હોય છે. એટલું ખરું કે પહેલાનાં કરતાં આજે આ તરફની રુચી જરૂર ઘટી છે અને કેટલાક તો વર્તમાન-પત્ર અને સાહિત્યને જ સ્વાધ્યાય માનીને ચાલે છે. પરંતુ

---

१. उस्सग्गेणं पढमा, इग्घडिआ सूत्त पौरिसो भणिआ। विईभाय अत्थ विसया, निद्दिट्ठा दिट्ठसमयेहिं। "२

શ્રાવક સમાજ આ તરફ મોટે ભાગે લગભગ દૂર જ છે ઘણા લોકો એમ માને છે કે શ્રાવકોએ શાસ્ત્ર નહિ વાચવા જોઈએ ધર્મગ્રથ તથા સિદ્ધાતવિચાર વગેરેનુ પઠન પાઠન કરવુ તેમજ બીજા પાસે કરાવવુ એ સાધુઓનુ કાર્ય છે ઠીક છે એની આ માન્યતાને પણ આધાર છે પરતુ એથી શ્રાવકોના સૂત્રપાઠને નિષેધ નથી થતો શાસ્ત્રમા સૂત્ર વાચનાર અધિકારીની ચર્ચા કરવામા આવી છે, ત્યા સાધુ સાધ્વીઓના સબધમા જ વિચાર કરવામા આવ્યો છે ગુરુ શિષ્ય પરપરાથી સૂત્રાગમોનુ અધ્યયન સાધુ જ કરી શકતા હતા

શ્રાવક લોકો મોટે ભાગે અર્થરૂપ આગમના અભ્યાસીઓ હતા અને ગુરુને મુખે શ્રવણ કરીને તેઓ તત્ત્વજ્ઞાન તથા સિદ્ધાતના મુખ્ય મુખ્ય સ્થાનો ધારણ કરી લેતા હતા ક્રમબદ્ધ કોઈ શાસ્ત્રનુ વાચન કરવાનો કે તેનો અભ્યાસ કરવાનો તેઓને અવસર ન મળતો, આમ છતા પણ વિશિષ્ટ ધારણા તથા મેધા (બુદ્ધિ) શક્તિવાળા શ્રાવક–શ્રાવિકાઓ મૂળ તથા અર્થના સારા જાણકાર રહેતા હતા શાસ્ત્રમા તેના પરિચયમા लद्धट्ठा गहयट्ठा, पुच्छियट्ठा, विणिच्छियट्ठा વગેરે કહ્યા છે

શ્રાવક પરમાર્થને ગ્રહણ કરનારા અને તત્ત્વાર્થનો નિશ્ચય કરવાવાળા હોય છે વળી તેઓને अहिगयज जीवाजीवा बन्ध मोक्ख कुसला વગેરે પદોથી તત્ત્વજ્ઞાનમા કુશળ દર્શાવ્યા છે ભગવતી સૂત્રમા વર્ણવેલા તુગિયા નગરીના શ્રાવક રાજગૃહીના મદૂક, તથા રાજકુમારી જયન્તી આદિના ઉલ્લેખો સ્પષ્ટ રીતે શ્રાવક શ્રાવિકા સમાજમા શાસ્ત્રીય જ્ઞાનને પ્રમાણિત

કરે છે. પ્રમાણિત શ્રાવકને માટે તો સ્વયં શાસ્ત્રકારે નિર્ગ્રંથ પ્રવચનમાં 'કોવિદ' કહીને શાસ્ત્રજ્ઞાનનો પંડિત દર્શાવ્યો છે. વળી જ્ઞાતા ધર્મકથામાં સુબુદ્ધિ પ્રધાનનું વર્ણન આવે છે તેણે પુદ્ગલ પરિણતિને સમજાવીને રાજા જિતશત્રુને જિન-ધર્માનુગામી બનાવ્યો હતો. શાસ્ત્રના મૌલિક જ્ઞાન વિના આ બધું શકચ નથી બની શકતું. એટલા માટે માનવું જ જોઈએ કે શ્રાવકો પણ સ્વાધ્યાયશીલ રહેતા હતા.

તુંગિયા નગરીના શ્રાવકોનું જ્ઞાન તો મુનિઓને પણ પ્રભાવિત કરે તેવું હતું. સાધુજનો ગુરુજનો પાસેથી ક્રમિક પાઠ લઈને શાસ્ત્રનું જ્ઞાન ગ્રહણ કરતા હતા. અને શ્રાવકો શ્રવણ પરંપરાથી પ્રસંગ પર સાંભળેલા પ્રવચ-નોમાંથી કરીને જ્ઞાન ગ્રહણ કરતા હતા.

આ રીતે શ્રાવક સમાજમાં મુખ્યત્વે અર્થાગમ તથા ગૌણ રીતે સૂત્રાગમનું જ્ઞાન પણ પ્રાપ્ત કરવામાં આવતું હતું. એ વાત લગભગ નિર્વિવાદ છે. પ્રતિક્રમણ સૂત્રમાં વ્રતોની પેઠે જ્ઞાનના અતિચારોનો ઉલ્લેખ છે. ત્યાં સૂત્ર, અર્થ તથા તદુભય રૂપ ત્રણ આગમ બતાવીને તેના ૧૪ દોષો બતાવ્યા છે; જે મૂળ સૂત્રની અપેક્ષાએ સંગત હોઈ શકે છે. પરંપરાની દૃષ્ટિએ મંદિરમાર્ગી પરંપરા અને તેરાપંથી પરંપરામાં શ્રાવકને માટે સૂત્રવાંચનનો નિષેધ હતો. પરંતુ અત્યારના મુદ્રણયુગમાં હવે શાસ્ત્ર એટલાં સુલભ થઈ ગયાં છે, કે કેવળ જૈન જ નહિ પણ અજૈન તથા વિદેશી લોકોને પણ શાસ્ત્ર હસ્તગત થવા લાગ્યા. લોકો કાળ અકાળની અપેક્ષા કર્યા વિના વાંચવા લાગ્યા. કેટલાક અજ્ઞાન

અને વિદેશી વિદ્વાનોએ તો શાસ્ત્રના અનુવાદો પણ કરી નાખ્યા છે એવા સમયમા જૈન ગૃહસ્થો માટે શાસ્ત્રનુ પઠન પાઠન વિશેષ જરૂરી બની ગયુ છે એથી કરીને તેઓ અજૈનોમા સાચી સ્થિતિ પ્રસ્તુત કરી શકશે

મધ્યકાલના શ્રાવકો મુનિજનોની આજ્ઞા લઈને કેટલાક શાસ્ત્રોનુ વાચન કરતા હતા અને અર્થાગમયી શાસ્ત્રોના પઠનપાઠન અને શ્રવણમા મોટી શ્રદ્ધા રાખતા હતા

શાસ્ત્ર ઉપરાત થોકડાના બોલ દ્વારા પણ તેઓ સ્વાધ્યાય નો લાભ લેતા હતા, પરંતુ આજ સ્થિતિ એવી થઈ ગઈ છે કે વ્યાખ્યાનમા પણ શાસ્ત્ર શ્રવણની રુચિવાળા શ્રોતાજનો શોધતા પણ નથી મળી શકતા શિક્ષિત પેઢીના લોકોને બીજુ સાહિત્ય વાચવાનો શોખ છે, પણ ધર્મશાસ્ત્રનુ નામ આવે છે તો તુરત જ કોઈ કહી ઊઠે છે કે આમા 'મહારાજ, ભાષા સમજાતી નથી કોઈ કહે છે કે વાચવુ શુ ? વર્ણનમા કશી રોચકતા જ નથી'

આ પ્રમાણે વિદેશી વિદ્વાન જ્યા પ્રાકૃતનુ અધ્યયન કરી સમજવાનો પ્રયત્ન કરતા હોય છે ત્યા જૈન ગૃહસ્થ એ ભાષા પ્રત્યે અરુચિ બતાવે અને–પઠન પાઠનના ક્ષેત્રમા સાધુ–સાધ્વીઓને છોડીને સ્વય ઉદાસીન રહે તો શાસ્ત્રોની સભાળ કોણ રાખશે ? એનુ સરક્ષણ કેવી રીતે થશે ? અને ભાવી પ્રજામા શ્રુતનો પ્રચાર–પ્રસાર કયા બળે ચાલશે ? એ વાત વિચારવા જેવી છે

સ્વ એટલે આત્મગુણ અથવા સ્વસિદ્ધાન્તનુ જેનાથી

જ્ઞાન થાય એવા સદ્ગ્રન્થોના પઠન પાઠનને પણ સ્વાધ્યાય કહેવાય છે.[1]

સ્વાધ્યાય યોગ્ય-શ્રુત—

શ્રુતજ્ઞાનના ૧૪ અથવા ૨૦ ભેદ પણ કરવામાં આવ્યા છે, પરંતુ પઠન-પાઠનની દૃષ્ટિએ ફક્ત બે જ ભેદ ઉપયુક્ત છે. સમ્યક્શ્રુત અને મિથ્યાશ્રુત. અનુયોગ દ્વાર સૂત્રમાં લૌકિક અને લોકોત્તર ભેદ વડે પણ કથન કરવામાં આવ્યું છે.

ઓછું જાણનારા છદ્મસ્થો દ્વારા સ્વેચ્છાપૂર્વક જે ગ્રંથોની રચના કરવામાં આવી છે તેને મિથ્યા શ્રુત અથવા લૌકિક શ્રુત કહે છે. લૌકિક શ્રુત એકાન્ત હિતકારી હોતા નથી. રાગવાળા મનુષ્યોની વાણી વીતરાગની પવિત્ર વાણી પર અવલંબિત હોવા છતાં અને તેની વાણીને આશ્રિત હોવા છતાં પણ સમ્યક્શ્રુત બનીને પઠનીય હોઈ શકે છે. રાગાદિ દોષથી દૂષિત હોવાને કારણે તે શાસ્ત્ર અચૂક મુક્તિ માર્ગ બતાવી શકતું નથી. મુમુક્ષુ જીવોને માટે વીતરાગની વાણી અથવા તેને અનુકૂળ એવી છદ્મસ્થ વાણી પણ ભવબંધન કાપવામાં સમર્થ થાય છે. રાગવાળાં વચનો દોષ યુક્ત હોવાને કારણે વાસ્તવમાં તમને જો જિનવાણી પર પ્રીતિ અને શાસનરક્ષા માટે દિલમાં દર્દ હોય તો સ્વાધ્યાયને વધારેમાં વધારે અપનાવજો. અર્થાગમ અથવા શાસ્ત્રો પરનાં વ્યાખ્યાનો જ વાંચજો. પણ વાચજો અવશ્ય શાસ્ત્રાનુકૂળ આચાર્યોના વિચાર તથા એવા દ્રવ્યાનુયોગ તથા

---

૧ स्वस्य—आत्मन· अध्ययन—अध्याय स्वाध्याय.

આધ્યાત્મિક ગ્રંથ પણ વાચવા યોગ્ય હોય છે રોજ રોજ શાસ્ત્ર પઠન કરવાની પરિપાટી રાખવાથી સમાજ ધર્મ પુષ્ટ થાય છે, અને શાસ્ત્રીય જ્ઞાનની વૃદ્ધિ વડે શ્રાવકસમાજ ધર્મ-સાધનમા સ્વાશ્રયી બને છે સાધુ-સાધ્વીઓની ગેરહાજરીમા પણ વાચનની પર પરા ચાલુ રાખવાથી ધર્મસ્થાનનુ સદા મુક્ત દ્વાર રહી શકે છે સાધુઓ વિના આર્યસમાજ બ્રહ્મ સમાજ અને શિખ વગેરે અમૂર્તિપૂજક સ ઘ સ્વાધ્યાયથી જ પ્રગતિશીલ દેખાઈ રહ્યા છે આ ગૃહસ્થ સમાજમા ધ ર્મશિક્ષણના પ્રચારનુ જ ફળ છે સ્થાનકવાસી જૈન સમાજનો તો સાધુજનોના કરતા શ્રુત સ્વાધ્યાયનો જ મુખ્ય આધાર છે તેથી સાધુ સ ખ્યાની અલ્પતા અને વિશાળ ધાર્મિક ક્ષેત્રને જોતા, શ્રાવક સમાજે સ્વાધ્યાયનો યોગ્ય પ્રચાર કર્યો તો સ ઘનુ ભવિષ્ય નુકસાનકારક નહિ નીવડે એમ કહેવુ કદી અતિશયોક્તિ ભરેલુ નહિ થાય

જ્ઞાતા ધર્મકથામા ન દ મણિયારનુ વર્ણન આવે છે ભગવાન મહાવીરનો શિષ્ય હોવા છતા પણ તે સાધુઓના દર્શન ન થવાથી સેવા અને શિક્ષણના અભાવથી સમ્યક્ત્વ પ્રાપ્તથી પડી ગયો સત્સ ગ અથવા સ્વાધ્યાય દ્વારા ધર્મ શિક્ષણ એને મળતુ રહ્યુ હોત તો આ પરિણામ ન આવત અને તેને આર્તભાવમા મરીને દુર્દર યોનિમા ન જવુ પડત અત્યારના શ્રાવક સમાજે એ ઉપરથી શિક્ષણ ગ્રહણ કરવુ જોઈએ

ષટ્ આવશ્યકમા સામયિક, પ્રતિક્રમણ અને જીવાદિ તત્ત્વોનુ જ્ઞાન તો સામાન્ય સ્વાધ્યાય છે જ તેને માટે

ખાસ અધિકારીનો પ્રશ્ન ઉપસ્થિત નથી થતો; પણ વિશિષ્ટ શ્રુતના વાચનને માટે યોગ્યતાનો વિચાર કરવામાં આવ્યો છે. શાસ્ત્ર પાઠકમાં વિનય, રસવિજય, અને શાંત સ્વભાવવાળા હોવાનું આવશ્યક માનવામાં આવ્યું છે. શાસ્ત્રકારોનો સ્પષ્ટ આદેશ છે કે અવિનીત, રસલંપટ અને કલહને શાંત ન કરવાવાળો શાસ્ત્ર વાંચનને યોગ્ય નથી હોતો.[1] વાચના પ્રેમીએ શાસ્ત્ર વાચનની ભૂમિકા પ્રદાન કરીને પછી વિદ્વાન મુનિ અથવા અનુભવી સ્વાધ્યાયીના આદેશાનુસાર ઉત્તરાધ્યયન, આવશ્યક સૂત્ર, યા ઉપાસક દશા, દશાશ્રુત સ્કંદ આદિથી વાંચન પ્રારંભ કરવું જોઈએ અને શાસ્ત્રના વિચારોને શાસ્ત્રકારની દૃષ્ટિથી અનુકૂળ જ ગ્રહણ કરવાનો પ્રયાસ કરવો જોઈએ. શાસ્ત્રમાં ઘણા જ્ઞેય વિષય અને અપવાદ કથન પણ આવે છે. વાંચકે ગંભીરતાથી તેનું પઠનપાઠન કરવું જોઈએ, ત્યારે સ્વાધ્યાયનો સાચો આનંદ તે અનુભવી શકશે. ભારતીય સંસ્કૃતિના મનનશીલ મેધાવી ઋષિના શબ્દોમાં કહું તો—

"स्वाध्यायान्मा प्रमद.— સ્વાધ્યાયમાં પ્રમાદ ન કરો."

(૧) १. तओनो कप्पंति वाइत्तए–२ अविणीए विगइ पडिबद्धे अविऊसवियपाहुडे ! स्था० और वृह० ।



## ૫

## ભારતીય સંસ્કૃતિમાં નારીનું નારીત્વ

નારી જીવન વિશ્વનું એક વિરાટ વરદાન છે નારીનું નારીત્વ એક વિરાટ સમસ્યા છે તેના હૃદયમાં અમૃત પણ છે અને ઝેર પણ છે જે પુણ્ય ક્ષણોમાં નારી સ્નેહસરિતામાં વહે છે ત્યારે વિશ્વના રંગમંચ પર આનંદ અને મંગળનું અમીવર્ષણ થાય છે પણ એ જ નારીત્વ જ્યારે ક્રોધની ક્ષણોમાં હોય છે ત્યારે સંસારમાં સર્વનાશનું દૃશ્ય ઉપસ્થિત થઈ જાય છે તેથી નારીનું નારીત્વ જીવન અને મરણનું અધિદેવ ગણાયું છે, તરણ અને મરણની સીમા-રેખા એક વિદેશી કવિની વાણીમાં-

"નારીના નેત્રોમાં પ્રેમ પણ છે અને આગ પણ છે તેની જીવનવેલને વિશ્રામ અને સંસારના સ્નેહથી સીંચે છે તે તેના પ્રેમનો અધિકારી છે જે દુઃખ આપે છે તેને માટે નારી એક એવી ધગધગતી આગ છે કે જે તેનો બદલો લઈને જ શાન્ત થાય છે"

પરંતુ નારીનું આ ચિત્ર ભારતના નારીત્વને લાગુ પડી શકતું નથી ભારતની નારીમાં એક એવું નારીત્વ

છે કે જે આગને પી જઈ શીતળ જળની વર્ષા કરે છે. અને જે તિરસ્કાર પામીને પણ સત્કારનાં સુરભિત પુષ્પોની નિરંતર વર્ષા કરતું રહે છે. ભારતની સંસ્કૃતિને અનુરૂપ ભારતીય નારીનો આ જ પરિચય છે, અને આ જ યથાર્થસ્પર્શી ઇતિહાસ.

મહાન ભારતના રાષ્ટ્રીય કવિની વાણીમાં નારીના નારીત્વની પરિભાષા (વ્યાખ્યા) આ જ ભાવનાને કેન્દ્રમાં રાખીને કરવામાં આવી છે :

नारी जीवन धन्य, तुम्हारी यही कहानी ।
ऑचलमें है दूध, और आंखोमें पानी ॥

નારીનું સરલ અને નિશ્ચલ મમત્વ પોતાની સીમાનાં બંધન તોડીને આંસુરૂપે વહેવા લાગે છે. અને તે નારીના નારીત્વને ટેકો આપતું પુરુષના પુરુષત્વને જાગ્રત કરે છે. કર્તવ્યપાલનને માટે તેને પ્રોત્સાહન અને પ્રેરણા આપે છે. નારી હૃદયનો સ્નેહ અનુકૂળતામાં દૂધ અને પ્રતિકૂળતામાં પાણીનુ રૂપ ગ્રહણ કરી લે છે.

મેં હમણાં જ તમારી આગળ ભારતના નારીત્વની જે વ્યાખ્યા કરી છે તે ભારતની સસ્કૃતિને અનુરૂપ છે. ભારતનો ઇતિહાસ આ સત્યનો સાક્ષી છે. સીતાના સતીત્વે રામમાં રામત્વ જગાડયુ અને રાધાના પ્રેમે કૃષ્ણમાં કૃષ્ણત્વ પ્રસ્ફુટિત કર્યું. સીતારામ, ગૌરીશંકર અને રાધેશ્યામ આ ભાવનાના પ્રતીક સમાસનાં અંત પદો છે. ભારતની નારી જાગી તો ભારત જાગ્યુ. ભારતની નારીના ઉત્થાનથી સમાજ

અને રાષ્ટ્રનુ ઉત્થાન થયુ અને નારીના પતનથી રાષ્ટ્ર અને સમાજ પતિત થયો ઉત્થાન અને પતનમા નારી નિમિત્ત રહી

આજના નવોત્થાનમા આધુનિક નૂતન ઉન્નતિમા નારીએ શો ફાળો આપ્યો ? આ પ્રશ્ન આજની નારીના નારીત્વને એક પડકાર છે કૌટુમ્બિક, સામાજિક, સાસ્કૃતિક અને ધાર્મિક ક્ષેત્રમા–જે તેના કર્તવ્ય-સીમાના દાયિત્વ છે, તેનો તે ઇનકાર કરીને ચાલી રહી છે કે તેનો સ્વીકાર કરીને આગળ વધી રહી છે બીજા શબ્દોમા તે કર્તવ્ય અને જવાબદારીનો ઇનકાર કરીને આગળ જવા માગે છે કે તેનો સ્વીકાર ? તે ઇન્કારની પરિભાષામા વિચાર કરે છે કે સ્વીકારની પરિભાષામા સમજે વિચારે છે ?

હુ આપને એ કહેતો હતો કે જ્યારે જ્યારે નારીનુ પગલુ આગળ મડાયુ ત્યારે ત્યારે સસાર આગળ વધ્યો છે નારીએ જગકલ્યાણને માટે વીર, ધીર, ત્યાગી, ભોગી, ભક્ત અને મહાન પુરુષો સર્જ્યા છે જ્યારે સસાર પતનની ખાડમા પડવા લાગ્યો ત્યારે નારીના ત્યાગ અને સયમના લલકારે પતનોન્મુખી વિશ્વને બચાવ્યુ પરતુ આપણા સામાજિક જીવનની કેવી વિડબના છે કે આજ સમાજના આ મહત્ત્વના અગને ભોગલાલસાનો લકવો લાગી ગયો છે અને એથી એ અગ ખોટુ પડી ગયુ છે આજની નારી યોગને ભૂલીને ભોગમા ફસાણી છે, ત્યાગને છોડીને રાગની જ્વાલામા સળગી રહી છે, પ્રેમનો ત્યાગ કરી સ્વાર્થની જાળમા બધાયેલી પડી છે નારીના જે સરળ

સ્રોતમાં સંજીવની શક્તિનો મધુર પ્રવાહ પ્રવાહિત હોવાની જરૂર હતી ત્યાંથી જ આજે સંઘર્ષોનું ભયંકર અને પ્રલયકારી વિષ ફૂટી ફૂટીને બહાર આવી રહ્યું છે. જે દિશામાંથી સોનેરી સૂર્યની સ્વર્ણઆભા ફેલાવાની આવશ્યકતા હતી ત્યાંથી જ દ્વેષ અને તિરસ્કારનો અંધકાર ફેલાવવામાં આવી રહ્યો છે. આજે નારીનુ નારીત્વ ઘોર નિદ્રામાં સૂતેલું પડયું છે.

આજની નારી અચેતન બની ગઈ છે. સાજ–શૃંગારના મોહક ઉપકરણોથી તે સંયમ, સત્ય અને સદાચારના માર્ગથી વિચલિત બની પોતાના જીવનની જ્યોતિની ચમકદમકને સ્વાર્થોની તોફાની આંધીમાં ખુઆવી ચૂકી છે. પોતાનું આત્મબળ અને આત્મશ્રદ્ધા ખોઈને આજે તે ભિખારણ બની ગઈ છે. વાસનાની સરિતામાં વહી જનારી આજની નારી પોતાના સતીત્વને જરાયે ખટકો રાખ્યા વિના વેચવા તૈયાર બની ગઈ છે. આજે નારી થોડાક ચાંદીના ટુકડાઓ માટે, થોડા રૂપિયા માટે ખુલ્લા ભર બજારમાં પોતાની ઈજ્જત, પોતાની આબરૂ, પોતાનુ સતીત્વ વેચવા તૈયાર થઈ ગઈ છે. આજે તેની નજર સતીત્વ ઉપર નહિ પણ પોતાની વાસનાની પૂર્તિનાં જઘન્ય સાધનો પર મંડાણી છે.

સાવધાન નારી ! તું આજે તારા ગૌરવ ગિરિના શિખર પરથી ગબડીને રૌરવ નરકના ખાડામાં ગબડવા જઈ રહી છે પોતાના ભુલાયેલા ઇતિહાસનાં એ સોનેરી પ્રકરણો જે ભૂતકાળની ક્ષણોમાં શ્રદ્ધા અને સમર્પણની

ચાહીથી વિવેકની કલમ વડે લખાયા છે તેનુ પરિશીલન કર એટલુ યાદ રાખજે કે તારી કીર્તિ સાજ-શૃગાર, ધનધાન્યની વિપુલતામા નથી પણ સતીત્વના પાલન-સરક્ષણમા છે

ધારિણી રાણીનુ જીવન જેણે જોયુ અને જાણ્યુ છે તે જ નારી પોતાના સતીત્વનુ મૂલ્યાકન કરી શકે છે એક લુટારા સારથિએ ધારિણીને કહ્યુ હતુ કે–" જાણે છે ધારિણી, હુ શા માટે તને અહી ઉપાડી લાવ્યો છુ ? તું દધિવાહનની રાણી છો એ સ્વપ્ન તું ભૂલી જા અને મારી ઇચ્છાને તાબે થા તું મારા વશમા છે એ સત્યને સતત નજર સામે રાખ તારી સુષમારૂપી સુધાનુ હુ પાન કરવા ઇચ્છુ છુ તારા પ્રેમરૂપી અમૃત વડે હુ મારી ઘણા વખતની જૂની તરસ છીપાવવા માટે તડપી રહ્યો છુ, ચ ચલ બની રહ્યો છુ મારી દેવતા ! તારા રૂપ-કણોનો હુ મારા મનમ દિરમા સ ગ્રહ કરવા ઇચ્છુ છુ "

ધારિણી રાણીને એક બાજુ પોતાની અસહાયતાનુ ભાન અને બીજી બાજુ પાપીના પાપનો ભય જીવનની સ ધિ-રેખાની સાકડી ગાળીમાથી તે ચાલી રહી હતી મદોન્મત્ત ગજરાજ શિક્ષાના અ કુશથી વશમા ન રહી શક્યો, સમજી ન શક્યો વાસનાની મદિરાના કેફમા તે ચકચૂર હતો, બેભાન હતો, આસપાસ રક્ષણનો કોઈ આધાર ન જોઈ પ્રભુના ચરણકમળમા તે પ્રાર્થના કરવા લાગી

"પ્રભો મારુ રાજ્ય ગયુ સર્વસ્વ છીનવાઈ ગયું આજે મારા સતીત્વની પરીક્ષા છે પ્રભો, જે વડે હુ

મારા પ્રાણુ અર્પીને પણુ મારા સતીત્વનું રક્ષણુ કરી શકું તે તેજ આપ, બળ આપ. સમાજ અને રાષ્ટ્રની નારી નિષ્ઠા તથા પોતાનું સતીત્વ જાળવી શકે. સુરક્ષિત રાખી શકે તે માર્ગ હું બતાવી શકું એ જાતનું બળ મને આપ "

પ્રાર્થનાની પાવન પળોમાં જ ધારિણીએ પોતાની જીભ ખેંચી અને ચાલતા રથમાંથી કૂદીને જઈ પડી ધરતી માતાની પવિત્ર ગોદમાં.

જે કામવિહ્‌વળ સારથિને ધારિણીનો ઉપદેશ સાચા માર્ગ પર ન વાળી શક્યો, જીવનનું બલિદાન તેને અનાયાસે જ સન્માર્ગ પર લઈ આવ્યુ. ધારિણી આજે જીવિત નથી. તેના બલિદાનને વર્ષો વીતી ગયાં છતાયે તે સતીનું સત્ત્વ આજે પણુ નારીની મૂળ પ્રતિષ્ઠા અને નિષ્ઠારૂપે દુનિયાભરની નારીઓમાં વ્યાપ્ત થયેલુ છે, ફેલાયેલુ છે. હું પૂછું છું કે આ જાતના વિષમ પ્રસંગે આજની નારી પણુ શુ આ જાતના બલિદાનથી આજની વાસનામય દુનિયામાં આદર્શ રાખી શકે છે ખરી? ક્યાં છે આજ નારીનું એ તેજ? ક્યાં છે આજ તેના સતીત્વની નિષ્ઠાની એ ચમક-દમક, બલિદાનનો એ ઝળહળાટ? ક્યાં છે સમાજ અને રાષ્ટ્રમાં પ્રાણ ફૂંકનાર એ નારીત્વના સત્ત્વનો પૂર્ણ આધાર.?

બહેનો, તમે જાગો. તમારા જીવનમાં સતીત્વના સત્વની ચેતના ફૂંકો. આજના ઘોર નિદ્રામાં પડેલા સમાજમાં, અને ભાન ભૂલેલા રાષ્ટ્રમાં નવજાગરણનુ નવું તેજ ફેલાવા દો. કુટુંબ પરિવારમાં, સમાજમાં, રાષ્ટ્રમાં

પ્રેમની સદ્ભાવનાની તરફ સહકારની પાવન ગ ગા વહેવા દો બહેનો, તમારા તપ તેજથી જો રાષ્ટ્રગત પાપાચાર, ભ્રષ્ટાચાર, અનાચાર, મિથ્યાચાર અને અત્યાચાર દૂર થઈ શકે તો આ નારીનુ નારીત્વ સમાજ માટે શુભ રહેશે, રાષ્ટ્રમા મ ગળ રહેશે અને સમાજમા સુખ અને સમૃદ્ધિની ગ ગા વહેશે

નારી, તું જાગ યુગ આપમેળે જ જાગશે તું ચેત, સમાજ ચેતશે તું ઊઠ, રાષ્ટ્ર ઊઠશે, તું ચાલ, એટલે સમસ્ત ચાલી ઊઠશે અને ફરીને ભારતનો ઇતિહાસકાર લખશે કે ચેતનાની અધિદેવતા નારી છે

ભારતીય સ સ્કૃતિમા નારી વિવિધ રૂપોમા ગતિશીલ રહી છે જ્યારે નારીએ પોતાના સબળ હાથમા તલવાર ઉઠાવી રણપ્રયાણ કર્યું ત્યારે એક એક માણસે શક્તિરૂપે તેની પૂજા કરી ભારતનું બૌદ્ધિક ધરાતલ ઊંચુ લાવવાનો સવાલ આવ્યો તો સરસ્વતીની પૂજા-અર્ચના કરવામા આવી રાષ્ટ્રની દરિદ્રતા અને હીનતા તથા દીનતા દૂર કરવા માટે લક્ષ્મીની પૂજા-પ્રાર્થના થઇ આ રીતે નારી, જીવનના દરેક પાસામા હ મેશા અગ્રેસર જ રહી છે નારીનું નારીત્વ બધી જ જગાએ અવ્યાહત બનીને સ્થિર રહ્યુ છે

માનવ જાતિમા જ ફક્ત નારીનુ માતૃત્વ કેદ નથી રહ્યુ, સીમિત નથી રહ્યુ, પર તુ પશુયોનિમા પણ તે માતૃત્વ 'ગાય માતા'ના રૂપમા આજે પણ યુગનો નવો તાજો સવાલ બનીને ભારતના પ્રત્યેક મનુષ્યના, પ્રત્યેક નાગરિકના મનમા વસીને ચકરાવો લઈ રહ્યુ છે

ભારતના એક મહાન મનીષી-ઋષિએ કહ્યું છે કે "यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।" જે સમાજમાં નારીના નારીત્વની પૂજા કરવામાં આવે છે ત્યાં સર્વ પ્રકારની સંપદા વિલસી રહે છે બધા પ્રકારની સંપત્તિ-લક્ષ્મીની છોળો ઊડતી રહે છે. વિશેષ તો શું ? માનવ જાતિનું મહાન આકર્ષણ કેન્દ્ર દિવ્ય દેવત્વ પણ ત્યાં રમણ કરે છે. ત્યાંના માનવોમાં દેવત્વ જાગી ઊઠે છે. જગતનો સમસ્ત ઇતિહાસ એ વાતનું પ્રબળ પ્રમાણ છે કે નારીત્વમાંથી નરત્વ પોતાની જીવનયાત્રાના સુગમ અને દુર્ગમ માર્ગોમાં પ્રેરણા પામીને જ આગળ વધ્યું છે. સમ્રાટ શ્રેણિકને અધર્મીમાંથી ધર્મી બનાવનારી ચેલના જ હતીને ? જીજીબાઇએ શિવાજીમાં એ શિવત્વ પેદા કર્યું જે વડે દેશનું રક્ષણ થઈ શક્યું અને મહારાષ્ટ્રના ગૌરવમુકટ પર કલગી ચડાવી દીધી. અને ભૂલી ગયો આજનો માનવ એ મહારાણી મદાલસાને, જેણે પોતાના પુત્રોમાં નાનપણથી જ આત્માની અમરતા અને પવિત્રતાનાં સંસ્કારબીજ રોપી હાલરડાના આ ગીતને ગાતી ગાતી એનું સ્નેહસિંચન કરતી હતી:

शुद्धोसि बुद्धोसि निरञ्जनोऽसि ।
संसारमायापरिवर्जितोऽसि ॥

પુત્ર, તું શુદ્ધ છે, બુદ્ધ છે, અજર છે. અમર છે, વિશ્વની માયાજાળ તને બંધનમાં બાંધી શકતી નથી. તું મર્ત્ય નથી, અમૃત છે છલકી રહ્યું છેને નારીના સરસ માનસનું દિવ્ય અમૃત આ હાલરડામાં !

કદાચ તમને એ યાદ નહિ હોય, હું રાજસ્થાનની

એ વીર નારીના મહાન જીવન પ્રત્યે સ કેત કરી રહ્યો છુ

પોતાના પ્યારા લાલને ગોદમા બેસાડી માતા પોતાના હૃદયનો રસ–દૂધ પીવડાવી ધવડાવી રહી છે અને લોહીની મધુર સ્વર-લહરીમા તે કોયલની જેમ કૂજન કરી રહી છે

"ધોળા દૂધમા કાયરતાનો,
કાળો દાગ ન લાઈજે તૂ

મારા પ્યારા લાલ, મારી છાતીના છલછલ ઊભરાતા આ ધવલ દૂધમા તું કાયરતાની કાલિમાનો ડાઘ ન લાગવા દેતો સમાજના હિતને માટે રાષ્ટ્રની સુરક્ષા માટે, અને ધર્મના અભ્યુદય માટે પ્રાણ હોમી દેજે પીઠ કદી બતાવતો નહિ "

છે ને મરદોમા પણ પ્રાણ ફૂ કી દેનાર વીર નારીની લલકાર-હૃદય કપાવી દેનારી તેજસ્વી વાણી

એક બે નહિ, હજારો હજાર રાજસ્થાનની વીર નારીઓએ પોતાની આનને માટે, પોતાની શાનને માટે, પોતાના શિયળની રક્ષા માટે, દેશની ઇજ્જતની રક્ષા માટે પોતાની વાણી પર હસતા હસતા પોતાના પ્રાણોના ફૂલો વિખેરી દીધા હતા યાદ છે તમને એ રાજસ્થાનની વીરાગના પન્નાની દિલ સળગાવી નાખનારી વીરત્વપૂર્ણ ગજ ના–જે તેણે આશા શાહના દરબારમા જઈને ગજાવી હતી ?

"આજ મેવાડનો મુગટમણિ, મેવાડનો સૂર્ય, હિંદુત્વનો ચમકતો સિતારો અને મેવાડનો ભાવિ રાણો આજે તારે શરણે આવ્યો છે તેની રક્ષા કર "

વીર નારીની ગર્જના સાંભળીને પણ જ્યારે આશા શાહનુ સૂતેલું વીરત્વ ન જાગ્યુ તો આશા શાહની વીર માતાએ ઉપરના ઝરૂખામાં બેઠાં બેઠાં તેને પડકાર્યો– તેને લલકાર્યો :

" કાયર, છાતી વગરના ડરપોક બાદશાહ તેં મારું દૂધ લજાવ્યુ. શું આ દિવસ જોવા માટે મેં તને પારણામાં હીંચોળ્યો હતો ? તને તો એમ કહેવુ જ લાજમ હતું કે હા પન્ના, હું પ્રાણ દઈને પણ તેનું રક્ષણ કરીશ. હું ઉદયસિંહ ઉપર કોઈ પણ પ્રકારની ઊની આંચ પણ નહિ આવવા દઉં, ઉદયસિંહનો વાળ પણ વાંકો ન થાય એ હું જોઇશ."

આશા શાહની વીર જનનીની વીર વાણીમાં એ જ નારીત્વના બોલ ગાજી ઊઠ્યા હતા. જેણે યુગ યુગોથી માણસમાં પોતાની માણસાઈ જગાડી. માનવતા જગાડી નરમાં નરત્વની પ્રતિષ્ઠા કરી. આ નારીત્વ જ ભારતીય સંસ્કૃતિની વિશ્વને એક અનુપમ અને અનોખી દેણગી છે. આજની નારીએ પણ પોતાના એ ભુલાયેલા નારીત્વને પોતાના પ્રાણોમાં ફરીને જગાડવું પડશે, ઓળખવું પડશે, માણસ માણસના જીવનના કણ કણમાં નવી જ્યોતિ, નવી જાગૃતિ પહોંચાડવી પડશે, ફેલાવવી પડશે. ત્યારે જ આજની નારી પોતાના નારીત્વને સાચવી શકશે, રક્ષી શકશે અને તેની શોભા વધારી શકશે.



૬

# ધર્મનો મર્મ

ભારતીય મનીષીઓએ જેટલુ ધમ સબધી ચિંતન કર્યું છે તેટલુ અન્ય દેશોના ચિંતકોએ નથી કર્યું આર્યાવર્તના મહામાનવ ભગવાન મહાવીરે કહ્યું—ધર્મ અહિંસા, સયમ અને તપ રૂપ છે જે ધર્મમા અહિંસાનો પ્રકાશ નથી, સયમનુ માધુર્ય નથી, તપનુ તેજ નથી, તે ધર્મ નથી પણ અધર્મ છે

અહિંસા ધર્મનો પ્રાણ છે પ્રાણ વગરનુ શરીર સડે છે, ગળે છે અને તેમા કીડા ખદબદે છે એ શરીર ચાલતું નથી, હાલતું નથી, ચમકતું નથી, પણ નિષ્પ્રાણ અને મૃત બની જાય છે તેનુ સ્થાન-ઘર નથી પણ સ્મશાન છે તેને બાળીને કા તો રાખ કરી નાખવામા આવે છે અથવા ધરતીમા ખાડો ખોદી તેમા દાટી દેવામા આવે છે બહાર રહેવાથી તે વિશેષ હાનિ પહોચાડે છે

અહિંસા રહિત ધમની પણ એ જ સ્થિતિ છે જેમાથી અહિંસારૂપી પ્રાણ નીકળી ગયો હોય એ ધર્મ પણ મુડદુ જ છે તે ધર્મ જીવનનુ ઉત્થાન નહિ પણ પતન કરે છે

જૈન દાર્શનિકોએ અહિંસાની સૂક્ષ્મ પરિભાષા-વ્યાખ્યા કરી છે અહિંસા એ ભગવતી છે-જેની ઉપાસના વડે મનુષ્ય ભગવાન બની જાય છે. અહિંસા દરેક માણસના મનમાં વિશ્વપ્રેમ અને વિશ્વમૈત્રીની ભાવના ઉત્પન્ન કરે છે. અહિંસક પોતે કોઈની પણ હિંસા કરતો નથી, તેમ બીજાને હિંસા કરવા ઉત્પ્રેરિત કરતો નથી.

આજે આખું વિશ્વ વિનાશના કિનારા ઉપર આવીને ઊભું છે. ત્રીજા વિશ્વયુદ્ધનાં નગારા વાગી રહ્યાં છે જેનાથી માનવના પ્રાણ અંદરથી ગભરાઈ રહ્યા છે. આ વિષમ વેળામાં માનવીને વિનાશમાંથી બચાવી લેનાર કોઈ મહાન શક્તિ હોય તો તે અહિંસા છે.

ધર્મનું બીજું લક્ષણ સંયમ છે. સંયમ જીવનનો ચમત્કાર છે, મહાન ગુણ છે. જેવી રીતે ચમક વગર, ચળકાટ વગર મોતીની કિંમત નથી તેવી જ રીતે સંયમ વિના જીવનની કિમત નથી. સંયમ અને સદાચાર એક એવું સુગંધિત અત્તર છે, જેનો પ્રયોગ કરવાથી મનુષ્ય સદા સર્વદા સુવાસિત બની જાય છે.

ધર્મવીર શેઠ સુદર્શને આ અત્તર લગાડયું હતું અને મુનિ સ્થૂલિભદ્રે પણ સતી સીતા અને દ્રૌપદીએ પણ આજ અત્તરનો ઉપયોગ કર્યો હતો. ભારતીય સંસ્કૃતિએ કહ્યુ છે કે 'માનવ તું સ્વયં અત્તર છે-જો તું ઇન્દ્રિયોનો સ્વામી હોય તો ઇન્દ્રિયોના દાસ બનવામાં વીરતા નથી. વીરતા તો છે ઇન્દ્રિયોના સ્વામી બનવામાં. સંયમ ઇન્દ્રિય-વિજેતા બનાવે છે. યૂનાનના મહાન તત્ત્વવેત્તા પાઇથા

ગોરસે પોતાના યુગની માનવજાતિને સબોધિત કરીને કહ્યુ હતુ–હુ એ વ્યક્તિને સ્વતત્ર નથી કરી શકતો કે જે પોતાની જાત પર સયમ કે નિયત્રણ ન કરી શકે

ધર્મનુ ત્રીજુ લક્ષણ તપ છે ઇચ્છાઓને રોકવી તેના પર કાબૂ મેળવવો એનુ નામ તપ તપ જીવનમાથી વિજાતીયતત્ત્વને કાઢીને બહાર ફેકી દે છે અન્ય વિચારકોએ કેવળ ઉપવાસ આદિ કરવા માત્રને જ તપ કહ્યુ પણ ભગવાન મહાવીરે તપની વિશદ વ્યાખ્યા કરી છે તેમણે તપના બાર પ્રકાર બતાવ્યા છે

૧ અનશન, ૨ ઉનોદરી, ૩ વૃત્તિસક્ષેપ, ૪ રસ-પરિત્યાગ, ૫ કાય-ક્લેશ, ૬ પ્રતિસલીનતા આ છ તપના બહારના ભેદ છે

૧ પ્રાયશ્ચિત, ૨ વિનય, ૩ વૈયાવૃત્ય, ૪ સ્વાધ્યાય, ૫ ધ્યાન અને ૬ વ્યુત્સર્ગ, આ છ અતરગ તપ છે

આ બધામા એક એકના પણ અનેક ભેદ–અભેદ છે આનો વિશેષ વિસ્તાર ન કરતા ટૂકામા કહી શકાય કે તપ જીવનને ચમકાવે છે, તેને તેજસ્વી બનાવે છે બહિરગ તપની સાથે અતરગ તપનો યોગ મળવાથી જીવન વિશુદ્ધ બની જાય છે

અહિસા, સયમ અને તપની ત્રિવેણી જ્યા છે ત્યા ધર્મ છે અને તે ધર્મ જ જીવનોત્થાનનો પ્રશસ્ત પથ છે

★

૭

# જૈન સંસ્કૃતિનું પાવન પર્વ

ભારતીય સંસ્કૃતિ પર્વ-પ્રધાન છે. પર્વ બે પ્રકારનાં હોય છે. એક લૌકિક અને બીજું લોકોત્તર. એક પર્વ એ છે કે જેમાં રાષ્ટ્રીય સામાજિક વિચારધારા ગુંજતી હોય છે, અને બીજું પર્વ એ છે જેમાં આધ્યાત્મિક વિચારધારા કલકલ નિનાદ કરતી વહેતી હોય છે.

આજ જૈન સંસ્કૃતિનું પાવન પર્વ પર્યુષણ છે. આ મહાયજ્ઞનો પ્રારંભ અને પ્રવર્તન યુગ-પ્રવર્તક ભગવાન મહાવીરે એ સમયે કર્યો જ્યારે ભારતવર્ષમાં મૂંગાં પશુઓના યજ્ઞ થયા કરતા હતા અને તેમને જીવતાં યજ્ઞકુંડમાં હોમી દેવામાં આવતાં હતાં

ત્યારે દયાળુ મહાવીરે ઊંચે સ્વરે પોકારીને કહ્યું: ગાયોની, બળદોની, ઘોડાઓની, બકરાઓની, મનુષ્યોની અને પશુપક્ષીઓની આહુતિ દેવી એ યજ્ઞ નથી. સાચો યજ્ઞ તે જ છે કે જેમાં મનના વિકારોની, ઇન્દ્રિયોના વિષયોની અને ખરાબ વિચારો-વાસનાઓની આહુતિ દેવામાં આવતી હોય. પર્યુષણ પર્વ આત્મામાં જે પરભાવની ખરાબીઓ-અનિષ્ટો આવી ચૂકયાં છે તેને વિસર્જન કરવાની પવિત્ર પ્રેરણા લઇને આવ્યુ છે.

આ પાનવપર્વ આપણુને જાગૃતિનો સદેશો આપવા માટે મહેમાન બનીને આવ્યુ છે! એક માટીનુ પૂતળુ પણ (એટલે કે માણુસ) મહેમાન બનીને તમારા ઘેર આવે છે ત્યારે તમે તેની કેવી ખાતર બરદાસ્ત કરો છો ભાઈ બહેન પડોશી અને બીજા જેટલા સગા-વહાલાઓ હોય તે બધા તેનુ સ્વાગત કરવા એકઠા થઈ જાય છે અને ઉત્તમમા ઉત્તમ સ્વાદિષ્ટ ભોજન બનાવી તમે તેને સ્નેહથી જમાડો છો, તેનુ અભિનદન કરો છો એ જ રીતે આ પર્યુષણુ પર્વ પણુ તમારે ત્યા મહેમાન બનીને આવ્યુ છે, તેનુ સ્વાગત તમારે કરવાનુ છે આધ્યાત્મિક જાગૃતિ કરવાની છે પોતાની જાતને અવલોકવી, આતરચક્ષુ કરી આત્માના દર્શન કરવા તે જ તેનુ સાચુ સ્વાગત છે એક મહેમાન જે સુદર ચમકતી ઝળાઝળા થતી મોટરમા બેસીને અહી આવે છે તેનુ સ્વાગત ન કરતા તેની મોટરમારનુ સ્વાગત કરે, તેની પ્રશસા કરે, તેની જ સેવા કરે, તેની જ આગતા-સ્વાગતામા રોકાઈ જાય તો હુ પૃછુ છુ કે શુ એથી તે મહેમાન પ્રસન્ન થશે?

હા, તો હુ એ વાત કહી રહ્યો હતો કે પહેલા મહેમાનની આગતાસ્વાગતા થવી જોઇએ તે પછી જો સવારીની-વાહનની ખાતર બરદાસ્ત કરવામા આવે તો તેમા કઈ વાધો નથી પર્યુષણુમા આધ્યાત્મિક ઉત્કર્ષ ન કરતા કેવળ કપડાઓનો ઠાઠમાઠ વધી જાય, કેવળ ધારણાને નામે સુદર સુદર મોહનથાળ બનાવવામા જ આનદ માનતા રહીએ તો મારે કહેવુ જોઇએ કે તમે કેવળ વાહનનુ સ્વાગત કર્યુ છે, મહેમાનનુ નહિ

ધારણાનો અર્થ શું છે તે તમે જાણો છો. શું એનો અર્થ માલપાણી ઉડાવવાં એવો થાય છે ? હરગીઝ નહિ. મનમા આ દઢ સંકલ્પ ધારણ કરવાનો છે કે હું સાત દિવસ સુધી અંતરંગ આત્માને ઘસી ભૂસીને અજવાળીશ. ક્ષમાથી, તપથી, સંયમથી, આત્મારૂપી દેવની પૂજા કરીશ.

એકવાર ભક્ત કવિ કબીરને કોઈએ પૂછ્યુ-તમે પૂજા નથી કરતા ? નૈવેદ્ય નથી ચઢાવતા ? મંદિર નથી જાતા ? કબીરે જવાબ આપ્યો : "હું તો રોજ રોજ આત્મદેવની પૂજા કરું છું. જે કંઈ હું ખાઉં છું તે આત્મદેવની સાધનાને માટે ખાઉં છું અને જે થોડું પાણી વગેરે પીઉં છું તે પણ એ જ આત્મદેવને માટે, જ. વળી બોલુ છું, ચાલું છું તે પણ એજ આત્મદેવને માટે. હું કોઈના દિલને દુ:ખ પેદા થાય એવી વાણી નથી બોલતો અને ન કોઈને મારા શરીરથી કષ્ટ પહોંચાડું છું. આ બધું આત્મદેવની પૂજા નથી તો બીજું શું છે? સાચો ભગવાન આપણી અંદર જ છે તેની જ ઉપાસના એ સાચી ઉપાસના છે. તે ભગવાનની પૂજા ત્યાગથી ક્ષમાથી, અને સંતોષથી કરવી જોઈએ.

હાં, તો હું તમને એ વાત બતાવતો હતો કે પર્યુષણ પર્વ આત્મદેવની ઉપાસનાનું પર્વ છે. કેવળ બાહ્ય ત્યાગ જ નહિ પરંતુ અંતરંગ સંસારનો ત્યાગ કરો. રાગદ્વેષને ઓછા કરો, લોભલાલચને ઓછી કરો.

આ પર્વ સમયે અંતરનિરીક્ષણ કરી જુઓ કે મનમા ક્યાંય ક્રોધની ભઠ્ઠી તો સળગતી નથી ને ? માનના સર્પ તો ઝેરી જીભના બટકા મારતા નથી ને ? તૃષ્ણાનો

સાગર તો ઉફાદે ચડ્યો નથી ને ? વાસનાના કીડા તો ખદબદતા નથી ને ? વિકારોની આંધી તો ઊઠતી નથી ને ? આ બધુ કદાચિત્ હોય તો તેનો નાશ કરો એટલા માટે તમારી સમક્ષ અ તકૃત દશાગ સૂત્ર ચાલી રહ્યુ છે જે મહાપુરુષોએ અ ત સમયમા સ સારના મૂળ કષાયોનો અ ત આણી દીધો છે તેઓ જ અ તકૃત છે અને તેઓના વર્ણ ન હોવાથી પ્રસ્તુત આગમ અ તકૃત કહેવાય છે

જે વખતે મનમા વિકારોનુ તોફાન આવે તો એ વખતે ચિંતનરૂપી પાણીનો છ ટકાવ કરવો જોઈએ જ્યારે તન, મન, ધન સત્તા વગેરે પર ગવ ઉત્પન્ન થાય ત્યારે એવું ચિંતન કરવુ જોઈએ કે આજ તુ અભિમાન કરી રહ્યો છે પણ એક દિવસ નિગોદાવસ્થામા હતો જ્યા તને શ્વાસ લેવો પણ મુશ્કેલ હતો જ્યા એક દિવસ નહિ પર તુ અન ત અન ત કાળ સુધી રહેવુ પડ્યુ, અને નરકમા–કે જ્યાની વેદના સાભળતા સાભળતા રુવાટા ઊભા થઈ જાય છે ત્યા ઓછામા ઓછા દસ હજાર વર્ષ સુધી તરફડવુ પડ્યુ, જ્યા માકડ, કીડી, મકોડા બનીને હજારો વર્ષ વીતાવવા પડ્યા છે તો પછી જૂઠુ અભિમાન શા માટે કરે છે ?

જૈન દર્શનનુ મ તવ્ય છે કે આત્મામા જે વિકારો આવી ચૂક્યા છે તેને નષ્ટ કરો અને જે સદ્ગુણ છે તેનો ઉદ્ભાવ કરો પર્યુષણ આ જ સ દેશો આપે છે તે અ ધ કારમાથી પ્રકાશ તરફ, અસતમાથી સત તરફ, રાગમાથી ત્યાગ તરફ આગળ વધવાની પ્રેરણા આપે છે

 ☆

૮

# ધર્મ અને સંસ્કૃતિનો મૂળ આધાર : અહિંસા

ધર્મ અને સંસ્કૃતિએ માનવજાતિને અનેકાનેક દિવ્ય વિભૂતિઓ આપી છે, પરંતુ અહિંસા એ બધામાં શ્રેષ્ઠ અને ઉત્કૃષ્ટ છે. અહિંસા જ માનવની આકૃતિમાં માનવત્વ અને દેવત્વના પ્રાણોની પ્રતિષ્ઠા કરે છે. ક્યારેક ક્યારેક વિચાર આવે છે–માનવ મનમાં જો અહિંસાની કોમળ અને કમનીય (સુંદર) ભાવના ન હોત તો તેની શી સ્થિતિ થાત? મનુષ્યે કુટુંબ–સમાજ અને રાષ્ટ્રનું નિર્માણ કર્યું, તેમ જ આંતરરાષ્ટ્રીય સંબંધ સ્થાપિત કર્યો પરંતુ એ બધાનો મૂળ આધાર અહિંસા જ છે. અહિંસાની ગેરહાજરીમાં કુટુંબ, સમાજ અને રાષ્ટ્રનું અસ્તિત્વ સુરક્ષિત નથી રહી શકતું. માનવ જાતિના મહાનમાં મહાન મનીષીઓના અત્યાર સુધીના વિરાટ અને ગંભીરતમ ચિંતનનો સર્વોત્કૃષ્ટ સાર જો કંઈપણ હોય તો તે અહિંસા જ છે.

સ્વામી સમન્તભદ્રે કહ્યું છે કે—

अहिंसा भूतानां जगति विदितं ब्रह्म परमम् ।

વ્યક્તિ અને સમાજના જીવનનું મુખ્ય અવલંબન અહિંસા છે અહિંસાનો પ્રાણ જ તેમા ધબકતો દેખાય છે શ્વાસોચ્છ્વાસ-પ્રાણના અભાવમા જેમ વ્યક્તિ જીવી શકતી નથી, તે જ પ્રમાણે અહિંસાના પ્રાણ વિના પણ વ્યક્તિ અને સમાજ જીવી શકતા નથી

## અહિંસા આત્માનો સ્વભાવ છે

પાશ્ચાત્ય સંસ્કૃતિની નકલ કરીને વિચાર અને વિવેક વગર અપનાવનારા અણસમજુ લોકો ધર્મની વિરુદ્ધ ભલેને ગમે તેટલુ વિષવમન કરે, છતા પણ ધર્મ આત્મામા એક રસ છે તે આત્માનો સ્વભાવ છે અને તેથી આત્માની પેઠે જ અમર છે તે પ્રાણીમાત્રમા નૈસર્ગિક છે, કુદરતી છે ઘોરમા ઘોર સૌથી ભયકર ગણાતા પ્રાણીઓના હૃદયના ઊંડાણમા, તેઓના અંતસ્તલમા પણ અહિંસાના કેટલાક સૌમ્ય કણો અસ્તિત્વ વરાવતા હોય છે જો આપણે વિચારની આખો વડે તેઓના હૃદયનુ આતરિક રૂપ જોઈ શકીએ તો ત્યા પણ અહિંસા ભગવતીનુ પરમ સુદર સ્વરૂપ પ્રતિષ્ઠિત થયેલુ જોવામા આવશે

હિંસક પ્રાણીઓનો વિચાર કરતા જ સૌથી પ્રથમ આપણુ ધ્યાન સિંહ તરફ આકર્ષિત થાય છે વ્યાકરણ શાસ્ત્ર અનુસાર પણ 'હિંસ' ધાતુમાથી સિંહ શબ્દ ઉત્પન્ન થયેલો છે ખરુ જોતા સિંહ અત્યંત ખૂનખાર જાનવર છે અને તેની સ્મૃતિ જ સાધારણ મનુષ્યના હૃદયને થથરાવી દે છે સામે ભેગો થઈ જાય તો તો પછી

પૂછવું જ શું? મોટા મોટા શૂરવીરોનુ સાહસ પણ કૂચ કરી જાય છે. મોટા હિંમતબાજોની હિંમત પણ તૂટી જાય છે. અને તેમના હોશહવાસ ઊડી જાય છે. પણ શું તમે કદી એ વાતનો વિચાર કર્યો છે કે એ જ ભયંકર હિંસક પ્રાણીના હૃદયમાં પણ કરુણાની કોમળ મૂર્તિ અસ્તિત્વ ધરાવે છે–જે અહિંસાનુ જ એક રૂપ છે. જો સિંહમાં અહિંસાની વૃત્તિ ન હોત તો સિંહજાતિ આ પૃથ્વી ઉપરથી ક્યારની ય નષ્ટ થઈ ગઈ હોત. તરતમા જ જન્મેલા સિંહના બચ્ચાની પ્રાણરક્ષા કોણ કરે છે? તેને સંભાળભરી માવજત આપી ઉછેરીને મોટું કોણ કરે છે? એ અવસ્થામાં તે બચ્ચું પોતાની શક્તિના બળ ઉપર જીવતું રહી શકતું નથી. પરંતુ સિંહ અને સિંહણની અહિંસાવૃત્તિ, કરુણાની વૃત્તિ જ તેના પ્રાણનુ રક્ષણ અને પોષણ કરે છે. એટલા માટે જ કહું છું કે અહિંસા આત્માનો સ્વભાવ છે અને જે જેનો સ્વભાવ હોય તે તેનાથી સંપૂર્ણ રીતે જુદો નથી થઈ શકતો.

### અહિંસાનું ઇતિવૃત્ત

અહિંસાનુ ઇતિવૃત્ત શું છે? તે ક્યારે આ પૃથ્વીતલ ઉપર અવતરી? કયા લોકોત્તર મહાપુરુષના મગજમાં તેણે જન્મ લીધો? આ પ્રશ્નોના કોઈ જવાબ નથી. અને જવાબ હોઈ પણ શકે નહિ. પુરાતન હોવા માત્રથી જ કોઈ વસ્તુ ઉપાદેય એટલે કે સ્વીકારવા યોગ્ય હોય અને નૂતન હોવાથી જ તે ત્યાજ્ય બની જાય એ હેયોપાદેયની એટલે કે ત્યાજ્ય-સ્વીકાર્યની કોઈ કસોટી નથી. અહિંસા જો આ યુગની શોધ હોત તો પણ પોતાની વિશિષ્ટતાને કારણે જ તે

ઉપાદેય જ હોત, પણ એવુ નથી વસ્તુત અહિંસા સનાતન સત્ય છે અને કોઈ પણ કાળમા તેના અભાવની કલ્પના જ નથી થઈ શકતી

મારો અભિપ્રાય એવો નથી કે અનાદિકાળથી અહિંસાનુ એક જ રૂપ રહ્યુ છે અને યુગના ચિંતનનો તેના પર કોઈ પ્રભાવ પડ્યો નથી ખરુ જોતા અહિંસાનુ સ્વરૂપ અત્યત વિરાટ છે અને તે આપણા હજારો રોગોની એક માત્ર અમોઘ ઔષધિ છે તેથી ભૂતકાળમા તે વિવિધ રૂપે માનવજાતિ સમક્ષ રજૂ થઈ છે અને જ્યારે સમાજમા જે રોગે તેનુ માથુ ઊચક્યુ, તેના એક વિશિષ્ટ રૂપે તે રોગનો પ્રતિકાર કર્યો છે

જૈન ઇતિહાસવેત્તાઓ એ વાત મારી પેઠે જાણે છે કે ભગવાન અરિષ્ટનેમિએ–જેનો ઉલ્લેખ વેદોમા પણ મળી આવે છે–કેવા પ્રભાવશાળી ઉપાયથી હિંસાનો સામનો કર્યો હતો એ વખતના ક્ષત્રિયવર્ગમા જીભની લોલુપતાએ પોતાનુ આસુરી સ્વરૂપ ગ્રહણ કર્યું હતું તેઓ માસભક્ષી બની ગયા હતા ત્યારે લગ્નના ખાસ અવસરે જ અરિષ્ટનેમિ તોરણેથી પાછા ફરી ગયા નિર્દોષ પશુઓની સહાનુભૂતિમા શ્રીકૃષ્ણે સો સો વાર આજીજી વિનતિ કરી પરતુ અરિષ્ટનેમિના તે સત્યાગ્રહનો ભગ ન કરી શક્યા તેના આ ત્યાગે ક્ષત્રિયોની આંખો ખોલી નાખી

ભગવાન મહાવીરના યુગમા હિંસાએ ધર્મના નામે ફરી માથુ ઊચક્યુ તો ભગવાને શક્તિ સહિત તેનો સામનો કર્યો અને મોટા મોટા યાજ્ઞિકોના માથા અહિંસા દેવીના

ચરણોમાં નમાવ્યાં. તેમના સમયમાં વૈચારિક સંઘર્ષે ઉગ્ર અને ભીષણ રૂપ ધારણ કરી લીધું હતું તત્ત્વજ્ઞાની પંડિતો અને વિદ્વાનો મતવાલા બનીને પરસ્પર એકબીજાને નીચું જોવરાવવામાં જ પોતાનું ગૌરવ માનતા હતા અને તેમ કરવામાં સત્યની હત્યા કરવામાં પણ કશો સંકોચ રાખતા ન હતા. ત્યારે ત્રિશલાનંદન મહાવીર ભગવાને અનેકાંતના રૂપમાં વૈચારિક અહિંસાનો મધુર શંખનાદ ગજાવ્યો અને જગતને એક સન્માર્ગ દેખાડયો.

ભારતનું રાજ્યશાસન વિદેશીઓએ ઝૂંટવી લીધું અને દેશ ગુલામ બની ગયો તો ગાંધીજીને અહિંસાનો જૂનો વારસો યાદ આવ્યો. તેમણે ગુલામીની દીનતાજનક વ્યાધિને દૂર કરવા માટે અહિંસાની રામબાણ દવાનો પ્રયોગ કર્યો. તેમનો એક નવો સામુદાયિક પ્રયોગ જનતાની નજર સમક્ષ આવ્યો અને તે માનમરતબા સહિત સફળ થયો.

આજે વિનોબાજી આર્થિક તેમજ સામાજિક ક્ષેત્રમાં ફેલાયેલી વિષમતાની બીમારીને દૂર કરવા તેની સામે અહિંસાનો પ્રયોગ જ કરી રહ્યા છે.

### અહિંસા અને વિશ્વશાંતિ

અભિપ્રાય એ છે કે જુદા જુદા યુગોમાં અહિંસા. આપણે ત્યાં જુદા જુદા પ્રકારની કઠિન સમસ્યાઓનો ઉકેલ લાવવાનું સાધન રહી છે, અને તેથી જ તેની નવી નવી બાજુઓ જનતા સમક્ષ આવતી રહે છે. વાસ્તવિક રીતે જોતાં અહિંસાની ઉપયોગિતા અમર્યાદ અને શક્તિ અચિંત્ય છે.

આ યુગમા વિજ્ઞાનના રાક્ષસે જે ભયાનક હિંસાના સાધનો તૈયાર કર્યા છે તેને જોઈને વિશ્વના વિચારશીલ નેતાઓ ચિંતાતુર બની ગયા છે અહિંસાત્મક ઉપાયો વડે તેના પ્રતિકારનો વિચાર અને પ્રચાર કરી રહ્યા છે અહિંસા સિવાય વિશ્વશાંતિનો બીજો કોઈ ઉપાય હોઈ શકે જ નહિ

## અહિંસા અને પશુજગત

આ બધુ હોવા છતા એટલુ બેધડક કહી શકાય તેમ નથી કે શાસનના ક્ષેત્રમા અહિંસાનુ વ્યાપક રૂપ સમજાઈ ગયુ છે એમ લાગે છે કે આપણા દેશના રાજકર્તાઓ અહિંસાના પ્રયોગને માનવ જાતિ સુધી જ મર્યાદિત રાખવા માગે છે પરંતુ આ જગતનુ મનુષ્ય જાતિથી જ પૂર્ણવિરામ આવી જતું નથી માનવ સિવાયના બીજા જીવોની પણ એક બહુ જ મોટી દુનિયા છે આ જીવોને આપણી પેઠે વાચા મળેલી નથી અને તેઓ પોતાના વિરાટ સંગઠનો કે યુનિયનો રચી શકતા નથી તેમજ મોટી મોટી ઘોષણાઓ –પોકારો પાડીને ખળભળાટ મચાવી શકતા નથી એ દીન પ્રાણીઓ જેઓ આપણા કુટુંબના અવિકસિત અને અબોધ સભ્યો છે તેમના પ્રત્યે આપણુ શું કર્તવ્ય છે? જ્યા સુધી આપણી કરુણાની વિમલ ધારા તેમના સુધી પહોચતી નથી ત્યા સુધી અહિંસા લંગડી જ રહેશે અને તેમા પૂરી ક્ષમતા નહીં આવી શકે જો આપણે એમ ઇચ્છતા હોઈએ કે એક દેશ બીજા દેશ પ્રત્યે, એક વર્ગ બીજા વર્ગ પ્રત્યે, અને એક જાતિ બીજી જાતિ પ્રત્યે, અહિંસક વ્યવહાર કરે અને મનુષ્યનુ અંતઃકરણ હિંસાના દાનવી સંસ્કારોમાથી

મુક્તિ મેળવી લે તો આપણે કુટુંબના એ નાના સભ્યો પ્રત્યે પણ દયાળુ બનવું પડશે. જ્યાં સુધી આપણે મનુષ્યેતર પ્રાણીઓ પ્રત્યે પણ દયાશીલ વર્તાવ નહિ રાખીએ, તેમના પ્રત્યે કરુણા નહિ રાખીએ અને જ્યાં સુધી હૃદયમાં ક્રૂરતા, કઠોરતા અને હિંસા ભાવના અસ્તિત્વ ધરાવતી રહેશે ત્યાં સુધી જગતમાં સાચી શાંતિ વ્યાપશે નહિ અને મનુષ્ય મનુષ્ય પ્રત્યે પણ એ જ હિંસાનો પ્રયોગ કરતાં ચૂકશે નહિ. એટલા માટે મનુષ્યેતર પ્રાણી, પ્રાણી હોવાને સંબંધે પણ કરુણાને પાત્ર છે. અને એટલા માટે પણ આ પ્રકારની કરુણાના અભાવે, માણુસ માણુસ પ્રત્યે પૂરી રીતે કરુણાશીલ નહિ બની શકે.

જેની એક પાંખ કાપી નાખવામાં આવી હોય એવા પંખી પાસેથી આકાશમાં ઊડવાની આશા નહિ રાખી શકાય. એક પગના જોરે માણુસ દુરુહ એટલે કે મુશ્કેલ પથ પર ચાલીને દૂરની મંઝિલ સુધી નહિ પહોંચી શકે. એ જ પ્રમાણે એકાંગી અહિંસા પણ પોતાના ઉદ્દેશને પૂરો નહિ કરી શકે, માનવના મનમાંથી હિંસાના સંસ્કારોનું સૂળમાંથી ઉચ્છેદન તે નહિ કરી શકે.

અહિંસા એક જીવન વ્યવહાર્ય સિદ્ધાંત છે. તે વાણી–વિલાસ નથી, તો પણ એવી આશા રાખી નહિ શકાય કે દરેક મનુષ્ય દરેક સ્થિતિમાં તેનું સંપૂર્ણપણે પાલન કરી શકશે. મનુષ્યે અહિંસાના માર્ગે ચાલવું જોઇએ અને જેમ બને તેમ અગ્રેસર થતા જવું જોઈએ. પરંતુ આપણા ચાલવાની પણ એક મર્યાદા છે, તેથી કરીને અહિંસાને

પણ આપણે મર્યાદિત કરી દઈએ, સીમિત કરી દઈએ, અને તેની આગળની અહિંસાને અહિંસા જ ન માનીએ તો તે કઈ બુદ્ધિમત્તા નથી

શાસ્ત્ર કહે છે –

ज सक्क इ त किरइ,
ज च न सक्क इ तम्म सद्दहण ।
सद्दहमाणो जीवो,
पावइ अयरामर ठाण ॥
—धमसग्रह

મનુષ્ય પોતાના કર્તવ્યનુ, ધર્મનુ અથવા સિદ્ધાતનુ જેટલુ પાલન કરી શકે, જેટલુ આચરણ કરી શકે તેટલુ કરે પરતુ જે અશનુ વર્તન કરવાનુ તેની શક્તિથી પર હોય, તેના ઉપર પણ શ્રદ્ધા તો જરૂર રાખે, તેને પ્રાપ્ય માને અને પ્રાપ્ત કરવા માટે તનતોડીને પૂરો પ્રયત્ન કરે આ પ્રમાણે શ્રદ્ધાશીલ પુરુષને કોઇ ને કોઈ એક દિવસે મુક્તિ મળી જાય છે

## હિંસા શુ છે?

જીવનમા અહિંસાનો અમલ કેટની મર્યાદાની અદર રહીને કરી શકાય છે? આ પ્રશ્નનો ઉત્તર આપતા પહેલા એ વસ્તુ જાણી લેવી જરૂરી છે કે વાસ્તવિક દૃષ્ટિથી જોતા અહિંસા શુ છે અને હિંસા શુ છે? સામાન્ય રીતે કોઈ પણ પ્રાણીને પ્રાણોથી વિયુક્ત કરવું તેને હિંસા કહે છે પરતુ હિંસાની આ વ્યાખ્યા પરિપૂર્ણ નથી પ્રાણોનો

વિનાશ કરવો એ દ્રવ્ય હિંસા છે, પરંતુ દ્રવ્ય હિંસા ત્યારે જ હિંસાના પાપમાં ગણાય છે જ્યારે તે પ્રમાદ-કષાયથી પ્રેરિત હોય. પ્રમાદ-કષાય જ ખરું જોતાં હિંસા છે, વાસ્તવિક હિંસા છે અને જૈન આગમ તેને ભાવ હિંસા કહે છે. આચાર્ય અમૃતચન્દ્રે સ્પષ્ટ શબ્દોમાં કહ્યુ છે કે—

यत् खलु कषाययोगात् प्राणानां द्रव्यभावरूपाणाम् ।
व्यपरोपणस्य करणं, सुनिश्चिता भवति सा हिंसा ॥

ક્રોધ આદિ કષાયોના યોગથી કોઈપણ પ્રાણીના અથવા પોતાના નિજના પ્રાણોનુ વ્યપરોપણ કરવું એ નિશ્ચિતરૂપે હિંસા છે. તથા—

अप्रादुर्भावः खलु रागादीनां भवत्यहिंसेति ।
तेषामेवोत्पत्तिर्हिंसेति जिनागमस्य संक्षेपः ॥

—पुरुषार्थसिद्ध्युपाय

જૈનાગમોમાં હિંસા-અહિંસાના સંબંધમાં બહુ જ વિસ્તૃત, વિશદ અને ગહન મીમાંસા કરવામાં આવી છે. કોઈ બીજા ધર્મનાં શાસ્ત્રોમાં એવી મીમાંસા નથી મળતી. તેનુ કારણ એ છે કે સમગ્ર જૈનાચારનો આધાર અહિંસા જ છે.

## કૃત્ય અને અકૃત્યની કસોટી

શું કૃત્ય એટલે કરવા યોગ્ય કાર્ય છે અને શું અકૃત્ય એટલે કે ન કરવા યોગ્ય કાર્ય છે તેની મુખ્ય કસોટી અહિંસા જ છે. સત્ય પણ ધર્મ છે. અસ્તેય પણ ઉપાદેય છે. બ્રહ્મચર્ય પણ આરાધનીય છે, પણ આ બધા ધર્મો અહિંસા ધર્મની શાખાઓ છે. વળી કહ્યુ છે કે—

आत्मपरिणामहिंसनहेतुत्वात्सरमेव हिंसैतत ।
अनृतवचनादिकेवलमुदाहृत शिष्यबोधाय ॥

અસત્ય ભાષણ, અદત્તાદાન, મૈથુન અને પરિગ્રહ આ બધા પાપોના આચરણથી આત્માના પરિણામોની હિંસા થાય છે તથાપિ સ્ફુટ રૂપે સમજાવવા માટે તથા જિજ્ઞાસુ જન કોઈ ભ્રમમા ન પડી જાય એ દૃષ્ટિએ અસત્ય ભાષણ-આદિની પૃથક્ ગણના કરવામા આવી છે

કહેવાનુ તાત્પર્ય એટલુ જ છે કે અહિંસા જ સમ્યક્ ચરિત્ર અને પાપાચારને માપવાનો દડ છે સમસ્ત કર્તવ્યોમા અહિંસા એ જ મૂર્ધન્ય કર્તવ્ય છે તેટલા માટે આગમોમા તેની બારીકમા બારીક વ્યાખ્યા મળી આવે તે સ્વાભાવિક જ છે દરેક વ્યક્તિમા એટલી યોગ્યતા નથી હોતી કે તે અહિંસાના વિષયને લગતા સમગ્ર શ્રુતનુ અધ્યયન અને મનન કરી શકે તેવા જિજ્ઞાસુઓ માટે આચાર્ય અમૃતચદ્ર અહિંસા વિષય સબધી મન્થનનુ નવનીત તૈયાર કરતા કહે છે કે—જૈનાગમોમા પ્રતિપાદિત હિંસા-અહિંસાનો ટૂકો સાર એટલો જ છે કે રાગાદિ કલુષિત ભાવોનો પ્રાદુર્ભાવ ન હોવો તેનુ નામ જ અહિંસા અને કલુષિત ભાવોની ઉત્પત્તિ થવી તેનુ નામ જ હિંસા છે

## હિંસા અને અહિંસાનુ વિશ્લેષણ

વાચક ઉમાસ્વાતિએ પણ તત્ત્વાર્થસૂત્રમા એ જ કહ્યુ છે કે—

'प्रमत्तयोगात् प्राणव्यपरोपण हिंसा ।'

એ વચન પ્રસિદ્ધ છે કે સંયમી પુરુષ જો યતના રાખીને, સાવધાન અને સતર્ક રહીને કોઈપણ જીવના પ્રાણોનો ઘાત ન કરવાની બુદ્ધિથી ચાર હાથ ભૂમિ જોઈ જોઇને ચાલે છે, આમ છતાં અચાનક કોઈ જીવ ઊડીને અથવા બીજી કોઈ રીતે તેના પગમાં આવી પડે છે ને તેના પગ તળે છૂંદાઈ જાય છે તો તે સંયમી પુરુષ હિંસાના પાપથી લિપ્ત નથી થતો.

અભિપ્રાય એ છે કે પ્રમાદ અને કષાયથી કરેલો પ્રાણવધ હિંસા છે. આ હિંસાથી બચવાનો ઉપાય પ્રમાદ અને કષાયનો ત્યાગ કરવો એ છે આ વિવેચનથી પૂર્વોક્ત પ્રશ્નનું સમાધાન થઈ જશે કે સાધક જેટજેટલા અંશોમાં પ્રમાદ-કષાયથી નિવૃત્ત થઈ જાય છે તેટલા જ તેટલા અંશોમાં હિંસાથી બચે છે.

સ્થૂલ હિંસા, એટલે કે દ્રવ્ય હિંસા ન કરવા છતાં પણ જેના અંતઃકરણમાં હિંસક ભાવના પ્રચુર છે, તે પ્રચુર હિંસાનો ભાગીદાર બને છે. આ સંબંધમાં તંદુલ-મત્સ્યનું ઉદાહરણ પ્રસિદ્ધ છે.

તો અહિંસાનું પાલન કરવા માટે આવશ્યક છે કે સાધક પોતાના અંતઃકરણને સ્વચ્છ, પવિત્ર અને અકલુષ બનાવે. અંતઃકરણમાં ક્રોધ, માન, કપટ, આસક્તિ, રાગ, દ્વેષ, ઇર્ષ્યા વગેરે કાલિમાને પ્રવેશવા ન દે. આટલું કર્યા પછી તે પોતાનો ધર્મોપેત જીવનવ્યવહાર ચલાવતો છતો પણ અહિંસાની સાધના કરી શકે છે.

### ભ્રાન્ત ધારણાઓનુ નિરાકરણ

અહિંસાના સબધમા અનેક પ્રકારની ભ્રાન્ત ધારણાઓ સાભળવા મળે છે કેટલાક લોકો એમ સમજે છે કે આ પૃથ્વી ફક્ત અમારે માટે જ છે અમારુ જ એના ઉપર એકાધિપત્ય છે બીજા પ્રાણીઓને તેના ઉપર રહેવાનો કે જીવનનિર્વાહ કરવાનો અધિકાર નથી આ જાતની વિચાર ધારાથી પ્રેરાઈને તેઓ વન્ય પશુઓનો કૂતરાઓનો, વાદરાઓનો, હરણોનો અને બીજા જીવોનો વધ કરે છે અથવા કરનારા વધને અનુમોદન આપે છે થયેલા વધનુ સમર્થન કરે છે પરતુ નિષ્પક્ષ વિચાર કરવાથી સ્પષ્ટ પ્રતીત થાય છે કે આ વિચારધારા "જીસકી લાઠી ઉસકી ભેસ" એટલે કે બળિયાના બે ભાગવાળી આ જૂની કહેવતને ચરિતાર્થ કરે છે આ સ્વાર્થી વિચાર જ ગર્વીપણાની નિશાની છે તેમા ન્યાય અથવા ઔચિત્ય માટે જરાપણ અવકાશ નથી કોણે ધરતીનો પટ્ટો મનુષ્ય માટે લખી દીધો છે ? ખરુ જોતા જે કોઈ જીવધારી આ ધરતી પર જન્મ્યો છે, અવતાર પામ્યો છે, તેને એ ધરતી પર રહેવાનો અને તેમાથી પોષણ પ્રાપ્ત કરવાનો અધિકાર છે મનુષ્યમા બીજા જીવો કરતા વિશેષ સામર્થ્ય છે, કેવળ એટલા જ કારણસર તે બીજાઓના જન્મજાત અધિકારોને છીનવી શકે નહિ આમ છતા જો તે છીનવે છે તો પ્રકૃતિ તેને યોગ્ય દડ આપ્યા સિવાય રહી શકતી નથી

આ જાતની સાકડી અને સ્વાર્થમય ભાવનાનો દડ મનુષ્યજાતિને કેવી રીતે ભોગવવો પડે છે એ જાણવા માટે

તપસ્યા કરવાની જરૂર નથી. આ ભાવના વધતાં વધતાં મનુષ્યમાં પણ આ પ્રકારની ધારણા ઉત્પન્ન થયા વગર નથી રહેતી. શાસકવર્ગ એમ સમજે છે કે પૃથ્વી તેની ખાપીકી મિલકત છે અને શાસિતોને જીવિત રહેવાનો અધિકાર નથી. જો તે જીવતા રહેતા હોય તો કેવળ અમારાં સુખસગવડને માટે જ. અન્ય કોઈ કારણે મનુષ્યે મનુષ્યની સાથે ભીપણુ તથા રૂવાડાં ખડી દેનારા અત્યાચારો કર્યા છે. અને તે અત્યાચારોને આજે પણ અંત આવી શકયો નથી.

### દુર્વૃત્તિનો ઉદ્‌ગમ ક્યાંથી ?

પ્રશ્ન એ છે કે છેવટ મનુષ્યમાં આ વૃત્તિનો ઉદ્‌ગમ થયો ક્યાંથી ? વિચાર કરવાથી જાણવા મળે છે કે આ દુર્વૃત્તિનું બીજ મનુષ્યેતર પ્રાણીઓના અધિકારોના અસ્વીકારમાં છુપાયેલુ છે. જ્યાંસુધી મનુષ્ય મનુષ્યેતર પ્રાણીઓ પ્રત્યે ન્યાયથી નહીં વર્તે, ત્યા સુધી તે મનુષ્યો સાથે પણ ન્યાયથી વર્તી શકવાનો નથી.

અહિંસાનો ઉપાસક આ જાતની અનૈતિક તથા અધાર્મિક વૃત્તિને ન તો પોતાના હૃદયમાં સ્થાન આપી શકે છે કે ન તો તેનું સમર્થન કરી શકે છે.

લોકો કહે છે-સિંહ, વાઘ, અને સર્પ જેવાં હિંસક પ્રાણીઓનો વધ કરવો અનુચિત નથી. કારણ કે એનાથી આપણને ઘણું જોખમ છે પણ એ પ્રાણીઓ પણ તેમ કહી શકે છે, તેઓને પણ મનુષ્ય તરફથી જોખમ છે. હિંસક

પ્રાણીઓ તરફથી માણસને જેટલુ જોખમ હોઈ શકે તેના કરતા તેઓ માટે મનુષ્યો તરફથી ઘણુ અધિક જોખમ ઊભુ છે મનુષ્યની પાસે હિંસાના સાધનો-શસ્ત્રો છે અને તે દૂરથી પણ તેના પર પ્રહાર કરી શકે છે દળ બનાવીને તેનો પ્રાણ લૂટે છે બિચારા હિંસક પશુઓ આ જાતનુ આયોજન નથી કરી શકતા

## આત્મવત્ સર્વભૂતેષુ

અહિંસાના સબધમા આ પ્રકારની અન્યાન્ય ભ્રમણાઓ ફેલાયેની છે પરતુ તે બધામાથી મુક્તિ મેળવવાનો અને સાચુ સ્વરૂપ સમજવાનો સરળ ઉપાય છે-આત્મસાક્ષી જ્ઞાનીઓએ હિંસા-અહિંસાનો નિર્ણય કરવા માટે એક સભ્રાત કસોટી અમને પકડાવી દીધી છે, 'આત્મવત્ સર્વભૂતેષુ' બીજા દ્વારા કરવામા આવતા વ્યવહારને તુ પોતાને માટે ઉચિત ન સમજતો હોય, તો એ વ્યવહાર બીજાઓ પ્રત્યે કરવાનુ પણ અનુચિત છે બીજાઓના તારા તરફ કરવામા આવતા જે કાર્યથી તને પીડા પહોચે છે, દુખ થાય છે, તેવી જ રીતે તુ પણ સમજી લે કે તારા કાર્યથી બીજાને પણ પીડા પહોચે છે આ પ્રમાણે શુદ્ધ બુદ્ધિથી ન્યાયપૂર્ણ વિચાર કરવાથી પોતાની મેળે જ હિંસા-અહિંસાનો ભેદ સમજમા આવી જાય છે

પ્રાચીન કાળમા હિંસાના સાધન આજ કરતા વધારે શક્તિશાળી અને દૂર દૂર સુધી અસર કરનારા પક

પ્રભાવ નાખનારાં ન હતાં. આજ જ્યારે એવાં અગણિત સાધનો નિર્મિત થઈ ગયાં છે અને હિંસા અત્યંત શક્તિશાળી બની ગઈ છે, ત્યારે તેનો પ્રતિકાર કરવા માટે અહિંસાને પણ વધારે સૂક્ષ્મ બનાવવાની જરૂર છે. આ કારણે અહિંસાની તરફેણમાં જોરદાર અવાજ ઊઠવાની શરૂઆત થઈ ચૂકી છે. અહિંસાના ભક્તો અને અનુયાયીઓ અહિંસક વાતાવરણ સર્જવામાં પૂરો સાથ-સહકાર આપે એ જરૂરી છે, અનિવાર્ય છે.



૯

## શ્રમણ સંસ્કૃતિની પરંપરા

### જૈન શ્રમણોનો ફાળો

ભારતના સાંસ્કૃતિક નિર્માણમાં જૈનાચાર્યોનો કેટલો મહત્ત્વપૂર્ણ ફાળો છે, એ સંબંધમાં અત્યાર સુધી કોઈ વ્યવસ્થિત વિચાર કરવામાં આવ્યો નથી પરંતુ સ્પષ્ટ રીતે એમ કહી શકાય કે જૈનાચાર્યોએ પોતાના ઉચ્ચ કોટિના ત્યાગમય અને સંયમપૂર્ણ જીવન તથા ઉપદેશોથી ભારતની સંસ્કૃતિને ઘણી જ પ્રભાવિત કરી છે તેની દેણગી અનોખી છે જ્યારે આપણે પૂર્વ, દક્ષિણ અને ઉત્તરના અંતર્માનસનો સાક્ષાત્કાર કરવા પ્રયત્ન કરીશું તો આપણને ચલચિત્રની માફક જૈનાચાર્યોની ઝાંખી દૃષ્ટિગોચર થશે કે જેનો પ્રભાવ આજ સુધી ભારતની કળા અને માનવના માનસ પર અક્ષુણ્ણ તેમ જ વ્યાપક રૂપે પડેલો છે

ભગવાન મહાવીરથી ૧૭૦ વર્ષ પછી ઉત્પન્ન થનાર મહાન આચાર્ય ભદ્રબાહુને કોણ ભૂલી શકે, કે જેમણે પોતાના યોગબળથી ભવિષ્યને જાણીને મગધની જનતા અને સમ્રાટ ચંદ્રગુપ્તને બાર વરસના દુષ્કાળનો સંકેત

કર્યો હતો. સમ્રાટ ચંદ્રગુપ્ત તેમની સાથે દક્ષિણયાત્રામાં ગયા, ભિક્ષુ બન્યા અને અંતમાં જૈનવિધિ અનુસાર સમાધિ-કરણ કરીને કૃતકૃત્ય થઈ ગયા એ બધુ તેમના જ ઉપદેશનું ફળ હતુ

આચાર્ય ભદ્રબાહુના દક્ષિણ-પ્રવાસનાં પરિણામ ઘણાં જ દૂરગામી, સ્થાયી પ્રભાવ પાડનારા અને અનોખાં સિદ્ધ થયાં. આ પ્રવાસના પરિણામે મગધનો જૈન સંઘ બે ભાગોમાં વહેંચાઈ ગયો તેનું દુષ્પરિણામ દિગમ્બર શ્વેતામ્બરના સંપ્રદાયોના ભેદરૂપે પ્રગટ થયુ. પરંતુ બીજું મહત્ત્વનું સુફળ એ આવ્યુ કે તેમણે દક્ષિણના (કલભ્ર, હોયસેલ, ગંગ આદિ) રાજવંશો પર પ્રત્યક્ષ અથવા પરોક્ષ રીતે જૈન ધર્મ અને અહિંસાનો જે પ્રભાવ અંકિત કર્યો, તે આર્યો અને દ્રવિડોની એકતાનું કારણ બન્યો. મહાન શ્રુતધર આચાર્ય ભદ્રબાહુ પૂર્વ અને ઉત્તરના મધુર સંમેલનની પ્રથમ કડી હતા.

આર્ય મહાગિરિ અને આર્ય સુહસ્તીના શિષ્ય ગુણ-સુંદરે સમ્રાટ સમ્પ્રતિની સહાયતાથી ભારતના જુદા જુદા પ્રાંતો ઉપરાંત અફઘાનિસ્તાન, યૂનાન અને ઇરાન વગેરે એશિયાના સમસ્ત રાષ્ટ્રોમાં જૈન ધર્મનો વ્યાપક પ્રચાર કર્યો.

સૂત્રયુગના પ્રતિષ્ઠાપક ઉમાસ્વાતિ, ભારતના મહાન દાર્શનિક સિદ્ધસેન દિવાકરે જૈન તર્કશાસ્ત્રનું વ્યવસ્થિત રૂપ પ્રદાન કર્યું અને આચાર્ય કુન્દકુન્દે આધ્યાત્મિક ગ્રંથોની રચના કરીને તથા સ્વામી સમન્તભદ્રે તર્કશાસ્ત્રની પ્રતિષ્ઠા કરીને જૈન સાહિત્યને સમૃદ્ધ બનાવ્યુ.

જ્યારે આપણે વિક્રમની પહેલી સહસ્રાબ્દી પર દૃષ્ટિ કેંદ્રીએ છીએ તો આપણને જેઓએ સાહિત્યના વિવિધ ગ્રંથોને પુષ્ટ કરવામાં પ્રશંસનીય પ્રયાસ કર્યો હોય એવી અનેક વિભૂતિઓના એકાએક દર્શન થાય છે દેવર્ધિગણી ક્ષમાશ્રમણ, જિનભદ્રગણી ક્ષમાશ્રમણ, અભયદેવ, હરિભદ્ર શીલાંક, ધનેશ્વરસૂરિ, કાલિકાચાર્ય, જિનદાસ મહત્તર આદિ અને બીજી સહસ્રાબ્દીના કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય, વાદી દેવસૂરિ, યશોવિજય આદિ તે આચાર્યો છે કે જેઓએ ધાર્મિક, રાજનૈતિક, સાહિત્યિક તથા આધ્યાત્મિક વિચારોથી દેશને સંપન્ન બનાવ્યો છે બીજી બાજુ આચાર્ય ગણધર ભૂતવલી, પુષ્પદંત, કુન્દકુન્દ, પૂજ્યપાદ, પાત્રકેસરી, અકલંક, વિદ્યાનંદી, સિદ્ધાંત ચક્રવર્તી, નેમિચંદ્ર, જિનસેન, અનન્ત વીર્ય, પ્રભાચંદ્ર વગેરે પણ છે કે જેઓએ દક્ષિણ અને ઉત્તરને પોતાની પ્રતિભાથી પ્રભાવિત કર્યા છે

ભારતના નિર્માણમાં જૈન આચાર્યોનો ફાળો જો કે મુખ્યત્વે કરીને આધ્યાત્મિક રહ્યો છે, તો પણ ગુજરાતનું સામ્રાજ્ય, કુમારપાળને અહિંસાની દીક્ષા તથા દક્ષિણમાં વિજયનગરની રાજ્ય-વ્યવસ્થામાં અહિંસાની પ્રતિષ્ઠા, તથા બિહાર અને મથુરા પ્રદેશોમાં અહિંસક વાતાવરણ ઉત્પન્ન કરવામાં પણ આ જ આચાર્યોનો ફાળો રહ્યો છે

જ્યાં સુધી ભારતવર્ષમાં અહિંસા તથા જીવદયા, નિરામિષ ભોજન દુર્વ્યસનો પ્રત્યે ઘૃણા, મદ્યપાન તથા ચારિત્ર્યક નિર્બળતાની વિરુદ્ધ જે સામુદાયિક ભાવના જોવામાં આવે છે, તેની પાછળ જૈનાચાર્યોનો પ્રબળ હાથ રહ્યો છે

જૈનાચાર્યોએ તથા જૈનસાધુઓએ અહિંસા, તપ, ત્યાગની કસોટી પર જે ઉજ્જવળ સ્વરૂપ વિશ્વની સમક્ષ રજૂ કર્યું છે તે આજે પણ ભારત માટે ગૌરવની વસ્તુ છે.

સૌરાષ્ટ્રમાં અહિંસક ભાવનાને જે ઉલ્લેખનીય પ્રશ્રય મળ્યો છે તે જૈનાચાર્યોનું જ પ્રદાન છે. તેનું ફળ અનેકરૂપે આપણા કામમાં આવ્યુ છે. સ્વામી દયાનંદે વેદોનો જે અહિંસાપરક અર્થ કર્યો અને મહાત્મા ગાંધીજીએ જે અહિંસા-નીતિ અપનાવી તેની પાછળ સૌરાષ્ટ્રનું અહિંસામય વાતાવરણ જ કારણરૂપે ઊભું છે. 'ગાંધીજી'ને તો જૈન સંત 'બેચરજી સ્વામી'એ વિલાયત જતાં પહેલાં મદ્ય, માંસ અને પરસ્ત્રીગમનના ત્યાગની પ્રતિજ્ઞા લેવડાવી હતી. 'કવિ રાયચંદભાઈ'એ તેમને પૂર્ણ અહિંસક બનાવી દીધા.

આજે સમસ્ત સંસાર અહિંસા તરફ આગળ વધવાનું વિચારી રહ્યો છે, તે ખુશી થવાની વાત છે. પરંતુ જૈનસંઘે હિંસાથી ભરેલી પાછલી શતાબ્દીઓમાં અહિંસાની જે દિવ્ય જ્યોતિ ઝળહળતી રાખી છે તે તેનું ભારતને વિશ્વને અને સમસ્ત માનવતાને સૌથી મોટું પ્રદાન છે.

**રાજાઓનો ફાળો :**

ભારતીય ઇતિહાસનું ઊંડું અવગાહન કરનાર કેટલાક વિદ્વાનોનો મત છે કે બ્રહ્મવિદ્યા અથવા આધ્યાત્મિક જ્ઞાન ક્ષત્રિયોથી પ્રારંભ થઈને બ્રાહ્મણો સુધી પહોંચી ગયુ. જૈન ઇતિહાસ આ મતની પુષ્ટિ કરે છે. જૈન ઇતિહાસની હકી-

કતો તેનું સમર્થન કરે છે ઋષભદેવથી માંડીને મહાવીર સુધી ચોવીસેય તીર્થંકરોનો જન્મ રાજવંશોમાં જ થયો હતો પ્રત્યેક તીર્થંકરના કાળમાં અનેકાનેક જૈનરાજા પણ થયા ચક્રવર્તી પણ થયા, જેઓએ જૈનેન્દ્રીય દીક્ષા ધારણ કરી અને જૈનધર્મના પ્રસાર અને પ્રચારમાં મહત્ત્વનો ફાળો આપ્યો આ બધાનો ઇતિહાસ આજે મળતો નથી તોપણ ભગવાન મહાવીરના સમકાલીન અને તેમના પછીના થોડા રાજાઓ જેમણે જૈનધર્મના પ્રભાવ-વૃદ્ધિમાં ફાળો આપી પોતાને ધન્ય બનાવ્યા હોય-એવા રાજાઓનો ઉલ્લેખ કરવો અનુચિત નહિ ગણાય

## ચેટક તથા અન્ય રાજાઓ

રાજા ચેટક ભગવાનના પ્રથમ શ્રમણોપાસક હતા તેઓ વૈશાલીના અત્યંત પ્રભાવશાળી રાજા વીર હતા તેમણે પ્રતિજ્ઞા કરી હતી કે હું મારી કન્યાઓને જૈન સિવાય બીજા કોઈને આપીશ નહિ નીતિની પ્રતિષ્ઠા અને શરણાગતની રક્ષાને માટે ચેટકને એકવાર મગધરાજ કૂણિકની સાથે ભીષણ સંગ્રામ ખેલવો પડ્યો હતો

સિન્ધુ-સૌવીરના ઉદયન, અવંતીના પ્રદ્યોત, કૌશામ્બીના શતાનીક, ચમ્પાના દધિવાહન, અને મગધના શ્રેણિક રાજા ચેટકના જમાઈઓ હતા એ બધા રાજાઓ જૈનધર્મના અનુયાયી હતા રાજા ઉદયને તો ભગવાન પાસેથી દીક્ષા પણ લીધી હતી

**શ્રેણિક અને કૂણિક :**

ઇતિહાસપ્રસિદ્ધ મગધના અધિપતિ બિમ્બસાર. જૈન સાહિત્યમાં શ્રેણિકના નામથી પણ પ્રસિદ્ધ છે. તેમની ગાથાઓ જૈન સાહિત્યમાં પ્રસિદ્ધ છે. શ્રેણિકના પુત્ર સમ્રાટ કૂણિક પણ ભગવાનના પરમ ભક્ત હતા. કૂણિકના પુત્ર ઉદયને પણ જૈન ધર્મનું શરણ ગ્રહ્યું હતું

કાશી–કૌશલયના અઢાર લિચ્છીવી અને મલ્લી રાજા-રાજાઓએ ભગવાન મહાવીરનો નિર્વાણ–મહોત્સવ ઊજવ્યો હતો. એથી એમ માલૂમ પડે છે કે બધા રાજાઓ જૈન-ધર્મથી પ્રભાવિત હતા.

**મૌર્યસમ્રાટ ચન્દ્રગુપ્ત :**

ચન્દ્રગુપ્ત જૈનધર્મના અનુયાયી હતા ભદ્રબાહુ સ્વામી આગળ મુનિ–દીક્ષા અંગીકાર કરીને તે મૈસૂર (દક્ષિણ) ગયા. તેમણે શ્રમણ બેલાગોલની ગુફામાં આત્મ-સાધના કરી તેના મંત્રી ચાણક્ય પણ જૈનધર્મી હતા અને જૈન શ્રાવક ગણીના પુત્ર હતા.

**સમ્રાટ અશોક**

અશોક ચંદ્રગુપ્તના પુત્ર હતા. તેમણે અહિંસાની જે સેવા કરી છે તે પ્રસિદ્ધ છે. ‘અર્લી ફેઇથ ઓફ અશોક” નામના પુસ્તકમાં જણાવ્યા મુજબ અશોકે અહિંસાવિષયક જે નિયમો પ્રચારિત કર્યા હતા તે બૌદ્ધોના કરતાં જૈનોની સાથે વધારે મેળ ખાતા હતા. પશુ–પક્ષીઓને ન મારવાં, નકામાં જંગલોને ન કાપવાં તથા વિશિષ્ટ તિથિઓ તથા

પર્વના દિવસોમા જીવહિંસા બધ નાખવી વગેરેના આદેશ જૈનધર્મને મળતા આવે છે

## સમ્રાટ સંપ્રતિ

સમ્પ્રતિ અશોકના પુત્ર હતા તે એકવાર યુદ્ધમા વિજય પ્રાપ્ત કરી ખુશખુશાલ થતા માતાની પાસે પહોચ્યા જઇને વદન કર્યું તેમણે જોયુ કે માતાના મુખ ઉપર પ્રસન્નતાને બદલે આખમા આસુ છે કારણ પૂછતા માતાએ જણાવ્યુ- નરસહાર કરીને પ્રાપ્ત કરવામા આવેલો વિજય સાચો વિજય નથી સાચો વિજય-સાચી શાતિ અહિંસા દ્વારા જ પ્રાપ્ત થઈ શકે છે વગેરે ઉપદેશ સાભળીને સમ્પ્રતિએ પ્રખ્યાત જૈન મુનિ આર્ય સુહસ્તી પાસેથી જૈનધર્મ અગીકાર કર્યો સમ્રાટ સમ્પ્રતિએ અનાર્ય દેશોમા જૈનધર્મના પ્રચારના ઉદ્દેશથી જૈનધર્મના આરાધકો માટે ધર્મસ્થાનોની વ્યવસ્થા કરાવી હતી અનાર્ય પ્રજાના ઉત્થાનને માટે સમ્પ્રતિએ મહત્ત્વપૂર્ણ કાર્ય કર્યુ છે તેણે ધર્મપ્રચારકોને મોકલીને જૈનધર્મની શિક્ષાઓનો ફેલાવો કર્યો હતો અનેક વિદ્વાનોનો એવો અભિપ્રાય છે કે આજે જે શિલાલેખો અશોકના નામથી પ્રસિદ્ધ છે તે કદાચ સમ્પ્રતિના લખાવરાવેલા હોય એવો સભવ છે

## કલિંગ ચક્રવર્તી ખારવેલ

ઈસવી સનની પૂર્વે બીજી શતાબ્દીમા રાજા ખારવેલ થઈ ગયા એ યુગની રાજનીતિમા ખારવેલ સૌથી મહત્ત્વની વ્યક્તિ હતા એમના સમયમા જૈનધર્મનો ખૂબ જ ઉત્કર્ષ થયો તેમના પ્રયાસથી જૈન સાધુઓ તથા જૈન વિદ્વાનોનુ

એક મહાસંમેલન થયુ. જૈન સઘે તેમને મહાવિજયી ખેમરાજા તથા ભિક્ષુરાજા અને ધર્મરાજાની પદવી પણ પ્રદાન કરી. જૈનધર્મ પ્રત્યેની કરવામાં આવેલી ખારવેલની સેવાઓ બહુમૂલ્ય છે. તે અત્યંત પ્રતાપી રાજા થયા છે.

### કુલચૂરી અને કુલભ્રવંશી રાજા :

કલચૂરી રાજવંશ મધ્યપ્રાંતનો સૌથી મોટો રાજવંશ હતો. આઠમી–નવમી શતાબ્દીમાં તેનો પ્રબળ પ્રતાપ ચમકી રહ્યો હતો. આ વંશના રાજાઓ જૈનધર્મના કટ્ટર અનુયાયી હતા. ત્રિપુરી એમની રાજધાની હતી. પ્રો. સ્વામી આયંગરનુ કથન છે કે એમના વંશજો આજ પણ જૈન કલાકારના નામથી નાગપુરની આસપાસના પ્રદેશમાં મોજૂદ છે.

### હોયસેલ વંશી રાજા :

હોયસેલ વંશના અનેક રાજા–મહારાજા, અમાત્ય તથા સેનાપતિઓ જૈનધર્મના અનુયાયી હતા. સુદત્તમુનિ આ વંશના રાજગુરુ હતા. પહેલાં તે ચાલુકયોના માંડલિક હતા પણ ૧૧૧૬માં તેઓએ સ્વતંત્ર રાજ્યની સ્થાપના કરી હતી.

### ગંગવંશી રાજા :

ઈશુખ્રિસ્તના બીજા સૈકામાં ગંગ રાજાઓએ દક્ષિણ પ્રદેશમાં પોતાનુ રાજ્ય સ્થાપ્યુ હતું ૧૧મા સૈકા સુધી તેઓ વિસ્તૃત ભૂખંડ પર શાસન કરતા રહ્યા. આ બધા રાજા પરમ જૈન હતા. આ વંશના પ્રથમ રાજા માધવ

હતા તેમને કોંગણીવર્મા પણ કહે છે તે જૈનાચાર્ય સિંહનન્દીના શિષ્ય હતા એમના સમયમાં જૈનધર્મ રાજધર્મ બની ગયો હતો આ વંશનો દુર્વિનીત રાજા પ્રસિદ્ધ વૈયાકરણ જૈનાચાર્ય પૂજ્યપાદનો શિષ્ય હતો એક બીજા રાજા મારસિંહે અનેક રાજાઓ ઉપર વિજય પ્રાપ્ત કરીને ઐશ્વર્યપૂર્વક રાજ્ય કરીને અંતમાં ભિક્ષુપદ ગ્રહણ કર્યું હતું

જૈનાચાર્ય અજિતસેનના પાદમૂલમાં સમાધિ મરણ-પૂર્વક આયુષ્ય પૂર્ણ કર્યું શિલાલેખના આધાર પ્રમાણે તેમનું મૃત્યુ ઈ સ ૯૬૫માં થયું

આ વંશની મહિલાઓ પણ જિનેન્દ્રદેવની મહાન ઉપાસિકાઓ હતી રાજા મારસિંહ બીજાના સુયોગ્ય મંત્રી ચામુણ્ડરાય હતા મારસિંહના પુત્ર રાજમલ્લના તે પ્રધાન મંત્રી અને સેનાપતિ થયા તેઓ જૈન ધર્માનુયાયી હતા સિદ્ધાંત ચક્રવર્તી નેમિચંદ્ર ચામુણ્ડરાયના ધર્મગુરુ હતા કનડી ભાષામાં લખાયેલું 'ત્રિષષ્ઠિ લક્ષણ' મહાપુરાણ તેમની પ્રસિદ્ધ રચના છે આ જ ચામુણ્ડરાયે શ્રમણ બેલગોલામાં બાહુબલી સ્વામીની ભવ્ય તેમજ વિશાળ મૂર્તિ એક પહાડમાંથી કોતરાવી છે ૫૭ ફૂટ ઊંચી એ મૂર્તિ ભારત વર્ષની જોવાલાયક વસ્તુઓમાં અન્યતમ છે

## રાજા શિવકોટિ

દક્ષિણ ભારતમાં કાંચીના રાજા શિવકોટિએ પ્રસિદ્ધ આચાર્ય સમંતભદ્રના [illegible] ી જૈનધર્મ અંગીકાર કર્યો અને તેના પ્રચારમાં [illegible] ો આપ્યો

**રાજા આયને :**

ગ્વાલિયરના રાજા આયને એ સિદ્ધસેનના પ્રસિદ્ધ જૈનધર્મની પ્રશંસનીય સેવા કરી છે. માંસાહાર, શિકાર આદિ હિંસક પ્રવૃત્તિઓની નિષેધ આજ્ઞા ઘોષિત કરીને અહિંસાની તેમણે પ્રતિષ્ઠા કરી. કુમારપાળનો ઇતિહાસ તો પ્રકાશમા આવી ચૂકયો છે ગૂજરાતની સંસ્કૃતિમાં જૈનત્વની જે ઝલક આજે પણ દેખાય છે, તેનું ઘણુંખરું શ્રેય આચાર્ય હેમચંદ્ર તથા તેના પ્રિય શિષ્ય કુમારપાળને જાય છે કુમારપાળને 'પરમાર્હત'નુ જે પદ પ્રાપ્ત થયુ તેમાં જરા પણ અનૌચિત્ય નથી.

**રાષ્ટ્રકૂટવંશી રાજા અને અમોઘવર્ષ :**

રાષ્ટ્રકૂટવંશી રાજા પણ પોતાના સમયના એક પ્રતાપી રાજા હતા અને જૈનધર્મના પરમ ભક્ત અને અનુયાયી હતા તેમના રાજ્યકાળમા જૈનધર્મનો ખૂબ અભ્યુદય થયો.

આ રાજાઓમાં પણ અમોઘવર્ષ રાજા વિશેષરૂપે ઉલ્લેખનીય છે તે જૈનાચાર્ય જિનસેનના શિષ્ય હતા. તેમના શાસનમાં જૈનધર્મ ખૂબ ફૂલ્યેફૂલ્યો અમોઘવર્ષ એક વિદ્વાન રાજા હતા. તેમણે પ્રશ્નોત્તરરત્નમાલિકા ગ્રંથની રચના કરી છે અંગ. બગ, મગધ, માલવા, ચિત્રકૂટ અને બેડિના રાજા અમોઘવર્ષની સેવામાં રહેતા હતા. ગૂજરાત સહિત દક્ષિણદેશ ઉપર તેમનું શાસન હતું. અંતિમ સમયમાં રાજપાટ છોડીને તે મુનિ બની ગયા હતા

અમોઘવર્ષના પુત્ર અકાલવર્ષ અને અકાલવર્ષના

પુત્ર ગજા ઈક પણ જૈનધર્મના દૃઢ અનુયાયી હતા ઈકે પણ મુનિ-દીક્ષા અંગીકાર કરી હતી

## વનરાજ ચાવડો અને ચાલુક્ય રાજા

ગૂજરાતમા વિવિધ પ્રખ્યાત વંશોના રાજા વનરાજ શીલગુણસૂરિના શિષ્ય હતા એના પછી આવેલા ચાલુક્ય વંશી રાજા પણ જૈનધર્મના પાકા અનુયાયી હતા

## સિદ્ધરાજ જયસિંહ

સિદ્ધરાજ જયસિંહે જો કે વિધિપુરઃસર જૈનધર્મ અંગીકાર કર્યો ન હતો, પરંતુ જૈનધર્મ પ્રત્યે તેને ઊડો અનુરાગ હતો, પ્રેમ હતો આચાર્ય હેમચંદ્રથી તે બહુ જ પ્રભાવિત હતા તેમની જ વિનતિથી આચાર્ય શ્રી હેમચંદ્રાચાર્યે "સિદ્ધ હેમ શબ્દાનુશાસન" વ્યાકરણની રચના કરી હતી

ગૂજરાતના રાજા મૂળરાજ પણ જૈનધર્મના અનુરાગી હતા

## મંત્રી અને સેનાપતિ

ભારતમા મંત્રીત્વ અને સેનાપતિત્વનુ કાર્ય જે કુશળતા અને સૂઝબૂઝની સાથે જૈન શ્રાવકોએ કર્યુ તે ઇતિહાસના ઉજ્જ્વળ પાનાઓનુ મંડન કરે એવુ છે જૈન મંત્રી અને સેનાપતિ એટલી સંખ્યામા થઈ ચૂક્યા છે કે તેની ગણતરી કરવી પણ શક્ય નથી જૈન મંત્રીઓમા વસ્તુપાલ અને તેજપાલનુ નામ ઇતિહાસની અમૂલ્ય સંપત્તિ છે કદાચ વિશ્વમા પણ તે એવા મંત્રી થઈ ગયા

છે કે જેનો જોટો જડતો નથી. બને ભાઈ વાઘેલા વંશના રાજા વીરધવલના મંત્રીઓ હતા. રાજનીતિના પંડિત અને જૈનધર્મના અનન્ય ભક્ત હોવા છતાંયે બીજા બધા ધર્મો પ્રત્યે પણ તેઓ ઉદાર હતા. તેઓની ઉદારતા, વિસ્મયજનક દાન, વીરતા અને ધર્મનિષ્ઠાનો વિસ્તારભયથી અહીં ઉલ્લેખ કરી શકાય તેમ નથી.

મેવાડના મહારાણા પ્રતાપસિંહના પ્રધાનમંત્રી ભામાશાહ જૈનથી કોણ પરિચિત નથી ?

જયપુર રાજ્યનું મંત્રીપદ લાંબા વખત સુધી જૈનોએ જ સુશોભિત કર્યું હતું. અજમેરના રાજા વિજયસિંહના સેનાપતિ ધનરાજ સિંધવી જૈન હતા. ગુજરાતના સોલંકી રાજા ભીમદેવના સેનાપતિ આભુ જૈન વીર હતા.

રાજસ્થાનના અનેક રાજ્યોની સ્થાપનામાં જૈનવીરોનો ઉલ્લેખનીય હાથ રહ્યો છે. કહેવાનું તાત્પર્ય એટલું જ છે કે પોતાની પ્રમાણિકતા અને રાજનૈતિક કુશળતાને કારણે જૈનોએ રાજનીતિના ક્ષેત્રમાં પણ ઘણું જ કિંમતી કાર્ય કર્યું છે અને સાથે વીરસંઘને પ્રભાવશાળી બનાવવામાં બહુ જ મહત્ત્વનો ફાળો આપ્યો છે.

**જૈનસંઘનો પ્રસાર :**

જૈનધર્મ ભારતનો ઐતિહાસિક ધર્મ છે. ભગવાન ઋષભદેવથી માંડીને આજસુધી તેની અક્ષુણ્ણ પરંપરા ચાલી આવી છે. જૈનધર્મ આત્મધર્મ છે. તે હંમેશાં આત્મદમન, ઇન્દ્રિયસંયમ, વૈચારિક સમન્વયને આધારભૂત માનીને જ

આગળ વધ્યો છે વિકાસ પામ્યો છે તેણે પ્રચારના કોરા આડ બર પર કદી વિશ્વાસ રાખ્યો નથી પોતાના મ તવ્યોના પ્રચારને નિમિત્તે તેણે કુટિલતા તથા સ ઘર્ષવૃત્તિનો કદી આશ્રય લીધો નથી કે તેને પ્રોત્સાહન આપ્યુ નથી

જૈનધર્મ આત્મવિજેતાઓનો ધર્મ છે તેનો પ્રભાવ આત્મવિશ્વાસી લોકો ઉપર જ પડે છે નિર તર યુગયુગથી જૈનધર્મ પર શ્રદ્ધા રાખનારાઓની સખ્યા વધતી ઘટતી રહી છે પર તુ જૈ ધર્મની સરિતા કદી સુકાઈ ગઈ નથી, તે હ મેશા માનવજાતિને શાતિનો સદેશ આપતી રહી છે જનતા પર અને રાજાઓ પર જૈનધર્મની બહુ જ મોટી અસર રહી છે

ભારતના મોટા મોટા સમ્રાટ જૈનધમના ધ્વજની છાયામા આત્મનિરીક્ષણનો પાઠ પઢતા રહ્યા છે સ્વય ભગવાન મહાવીરના વખતમા પણ જૈનધર્મ મગધનો રાજ્યધર્મ હતો તાત્કાલિક ભારતના ૧૬ મુખ્ય રાજ્યોમા જૈનધર્મ બહુ જ તેજસ્વી રહ્યો હતો ભગવાન મહાવીરના મામાની પાચ પુત્રીઓએ પણ પાચ રાજાઓને જૈનધર્મની દીક્ષા આપી હતી જો કે મહારાજા ચેટકને સાત પુત્રીઓ હતી પર તુ તેમાથી બે તો બ્રહ્મચારિણી જ રહી હતી ક્રમશ આ પાચેમાથી પ્રભાવતીએ સિન્ધુ-સૌવીરના સમ્રાટ ઉદયનને, શિવાએ અવન્તીપતિ ચ ડ પ્રદ્યોતને, ચેલણાએ મગધના અધિપતિ શ્રેણિકને, મૃગાવતીએ વત્સપતિ શતાનીકને અને પદ્માવતીએ અગદેશના અધિપતિ દધિવાહનને જૈનધર્મ તરફ વાળ્યા હતા

એ વખતના રાજાઓ અને રાજકુમારો, રાણીઓ તથા રાજકુમારીઓ પર શ્રમણ ભગવાન મહાવીરનો એટલો પ્રભાવ હતો કે કેટલાયે રાજપુત્રો અને રાજપુત્રીઓએ સાધુ-ધર્મની દીક્ષા પણ ગ્રહણ કરી હતી. તે જૈનધર્મનો સુવર્ણયુગ હતો. ચારે તરફ જૈનધર્મને રાજ્યનો આશ્રય સંપૂર્ણ રીતે મળતો હતો પરંતુ જૈનધર્મ આચારનો ધર્મ છે તેને રાજ્યાશ્રય તેમજ વ્યક્તિના આશ્રયની કોઈ તાલાવેલી નથી એ વખતે જો અનુકૂળ વાતાવરણનો લાભ લઈને જૈનધર્મને રાજ્યકક્ષાએ વૈધાનિક રૂપ આપવામાં આવ્યુ હોત અને તેને પ્રચારોન્મુખ બનાવવામાં આવ્યો હોત તો તે હજીયે ઘણો વધારે વિસ્તાર પામત.

પણ જૈનધર્મ લોકૈષણા અને લોકસંગ્રહ વૃત્તિને ધાર્મિકતા માટે અનિવાર્ય શરત નથી માનતો. છતાં પણ જૈનધર્મનો પ્રચાર અને પ્રભાવ વધ્યો. ત્યારબાદ સૌથી પહેલુ નુકસાન જૈનધર્મ ચેટક અને કોણિક રાજા વચ્ચે થયેલા વૈશાલી-યુદ્ધથી થયુ. કોણિક વિજેતા બન્યા છતાં પણ જૈનોનો ગ્લાનિ-પાત્ર બની ગયો અને છેવટમાં તે બૌદ્ધ બની ગયો

શતાબ્દી પછી જૈનધર્મનું વર્ચસ્ ગુપ્તવંશના રાજ્યકાળમાં વધ્યુ મહારાજા અશોકના પુત્ર સમ્પ્રતિએ તો ગુરુ ગુણસુંદરની આજ્ઞા લઈને જૈનધર્મને વિશ્વમાં વિસ્તૃત કરવા માટે ઘણો પ્રયત્ન કર્યો, પણ સમ્પ્રતિના પછી જૈનધર્મના ફેલાવાની-પ્રચારની પરંપરા ચાલી ન શકી. એ વખતે જૈનધર્મ ઇરાન, અફઘાનિસ્તાન, અને ગ્રીસ વગેરે

સમગ્ર દેશોમા ફેલાયો એટલુ જ નહિ જૈનધર્મે ગ્રીસના મહાન ચિતક પાઈથાગોરસને આહત ધર્મની દીક્ષા આપી આજ પણ દુનિયામા પાઈથાગોરિયન લોકોની કમી નથી તેઓના સિદ્ધાન્ત, તેઓની માન્યતાઓ જૈનધર્મથી અનુપ્રાણિત થયેલી છે દિગમ્બર પટ્ટાવલીઓમા તો પિહિતાશ્રવ (પાઇથેગોરસ) નામના સતનો ઉલ્લેખ મળે છે

ભગવાન મહાવીરથી વીસ વરસ પહેલા પાઇથેગોરસ ભારતમા આવ્યા હતા અને તેમણે ભગવાન પાર્શ્વનાથના સાધુઓ પાસેથી જૈન દીક્ષા ગ્રહણ કરીને ગ્રીસમા જૈન-ધર્મનો પ્રચાર કર્યો હતો

તત્ત્વ અને સિદ્ધાતની દૃષ્ટિથી જૈનધર્મ આજ વિશ્વ વ્યાપી બનતો જાય છે, કારણ કે વિશ્વમા સામાજિક, સૈદ્ધાન્તિક અને રાજનૈતિક નેતા-ગણ અહિંસાને જ સર્વશ્રેષ્ઠ સિદ્ધાત રૂપે સ્વીકારે છે આજ યુદ્ધની વિરુદ્ધ શાન્તિવાદીઓનો મોરચો ભગવાન મહાવીરના એ કથનની અનુસાર નિર્માણ થઈ રહ્યો છે જેમા તેમણે કહ્યુ હતુ કે

"मा हणो मा हणो"

('હિંસા ન કરો હિંસા ન કરો'ની ઉપદેશ દેવાની પણ પ્રેરણા આપી હતી )

જૈનધર્મ એક વિચારાધારા છે જે સામાજિક નિયમો અને વ્યાવહારિક સબોધોનુ પરિવર્તન કરવુ એ ધર્મને માટે બીનજરૂરી સમજે છે

જૈનધર્મ ન તો કોઈની ભાષા બદલવા માગે છે ન

કોઈની વિવાહ-લગ્ન પદ્ધતિમાં હસ્તક્ષેપ કરવા માગે છે અને ન રાજ્ય તથા ભૌતિક સમૃદ્ધિ પર તેણે કદી વિશ્વાસ રાખ્યો છે. તે તો માનવતાની જાગૃતિ વિકારોનું નિયંત્રણ અને આત્મદર્શનનો સંદેશો વિશ્વમાં ફેલાવવા ઇચ્છે છે.

આ બધા સમ્રાટો પોતે જ શુદ્ધ આચરણવાળા હતા. તેઓના શાસનકાળમાં નિરપરાધ નિર્દોષ પ્રાણીઓની હત્યા બંધ રહી હતી. લોકો સુખી અને સમૃદ્ધિશાળી હતા. સૌ પોતપોતાનાં નિયત કાર્યો કરતા હતા. એકને બીજા ઇર્ષ્યા કે દ્વેષ ન હતો. ઊંચનીચના ભેદોને સ્થાન ન હતું. સૌ પુણ્યકર્મ કરવા યથાશક્તિ પ્રયત્ન કરતા હતા. શાસકો કોઈ દિવસ કોઈના ધર્મ અથવા સામાજિક નિયમમાં કોઈ જાતની ડખલગીરી કરતા ન હતા. પ્રજાની રક્ષા વ્યવસ્થા માટે ભૂમિ કર અને જકાત કર સિવાય કોઈ કર લેતા ન હતા. તે હતું સુરાજ્ય જેને લોકો ચાહતા હતા.

દક્ષિણભારતમાં ગંગવંશીય આદિ જૈનધર્માનુયાયી રાજાઓએ સેંકડો વર્ષ સુધી નિષ્કલંક રાજ્ય કર્યું છે. ચામુણ્ડરાય આદિ વીરોએ પોતાની શક્તિ બતાવી છે. આજ પણ મુડબિદ્રીમાં એ રાજવંશના ઉત્તરાધિકારી વિદ્યમાન છે.



## ૧૦

# ભારતીય સંસ્કૃતિમાં અહિંસા

"मातेव सर्वभूतानामहिंसा हितकारिणी"

ભેદજ્ઞાનપૂર્વક અભેદ આચરણ એ જ અહિંસા છે જ્યાં સુધી સમસ્ત પ્રાણીઓમાં અભેદ દૃષ્ટિ રાખીને વર્તવામાં આવતું નથી ત્યાં સુધી અહિંસાનું આચરણ નથી થઈ શકતું પ્રત્યેક આત્માનું સ્વરૂપ એક જ પ્રકારનું છે, એવું સમજીને બધા પ્રાણીઓની સાથે પોતાના જેવો સરલ સત્ય વ્યવહાર કરવો એ અહિંસાની સાધના છે કારણ કે મનુષ્ય એક સામાજિક પ્રાણી છે એટલા માટે તેના ધર્મનું અને તેની અહિંસાનું સ્વરૂપ પણ સંપૂર્ણ રીતે સામાજિક હોઈ શકે છે મનુષ્યનો વિકાસ સમાજ વિના સંભવિત નથી બીજાની સહાયતા વિના મનુષ્ય જીવી શકતો નથી એટલા માટે આચાર્ય ઉમાસ્વાતિએ "परस्परोपग्रहो जीवानाम्" કહ્યો છે અર્થાત્ જીવોનું જીવન એકબીજાના સહકારથી જ ચાલી શકે છે તેથી ધર્મ તથા અહિંસાના આચરણમાં પણ સામાજિકતાની દૃષ્ટિ અનિવાર્ય છે સામાજિકતાની દૃષ્ટિ અભેદ આચરણની પ્રેરણા આપે છે પરભેદ જ્ઞાનનું હોવું

પણ જરૂરી છે. એટલા માટે તે અલગ અલગ હોવા છતાં પણ એકરૂપ છે. પગમાં કાંટો વાગતાં જ મનની પ્રેરણાથી હાથ તુરત જ કાંટાને કાઢવા માટે તત્પર બની જાય છે. હાથોને તેમ કરવા માટે શીખવવું પડતું નથી. પગનો કાંટો કાઢતી વખતે હાથ એમ વિચાર નથી કરતો કે પગ ગંદા છે, મારાથી નીચે છે–હું એનો સ્પર્શ કેમ કરું? કારણ કે હાથ તથા પગમાં આકૃતિની ભિન્નતા હોવા છતાં યે ચૈતન્યનુ એકત્વ છે. "यथा पिण्डे तथा ब्रह्माण्डे" અર્થાત્ જે આ શરીરમાં છે તે જ પૂરા વિશ્વમાં છે. શરીરનાં ભિન્ન આકૃતિ તથા ભિન્ન કાયવાળાં અંગ-પ્રત્યંગની પેઠે જ સમસ્ત જગતમાં અલગ અલગ પ્રાણીઓ છે. પરંતુ "एगे आया"ના સિદ્ધાંતને અનુસરીને સમસ્ત આત્માઓ એક જ સ્વરૂપ છે. આ એકત્વ અનુ-ભૂતિના આધાર પર અહિંસાનુ પાલન કરી શકાય છે.

શરીર તથા કાર્યસંબંધી ગૌણ ઉપાધીઓના મોહમાં પડીને જ્યારે માનવ પોતાને બાંધી લે છે ત્યારે અહિંસાનો પૂર્ણ વિકાસ સિદ્ધ થઈ શકતો નથી. વ્યક્તિગત અને સામુદાયિક-સર્વ પ્રકારનાં બંધન અહિંસાના વિકાસને રોકવાવાળાં છે. બધન અને સંકુચિતતાનો અહિંસા સાથે જન્મજાત વિરોધ છે. ગંગાની મુક્ત જલધારાની જેમ અહિંસાનો પ્રવાહ પણ મુક્ત અને વ્યાપક હોય છે. અહિંસા, કુટુંબ, પ્રાંત, ભાષા, પંથ, સંપ્રદાય તથા કથિત ધર્મના ખાડામાં બંધ કરી દેવામાં આવે તો તેની પણ એ જ સ્થિતિ થશે, જે સ્થિતિ ગંગાના શુદ્ધ જળને

કોઈ ખાડામાં બધ કરી દેવાથી થાય છે સપ્રદાયવાદના ઘેરામા બધ કરી દેવાથી અહિંસાએ અનેક વિકૃતિઓ પેદા કરી-તેમાથી કાયરતા જન્મી ને પોષણ પામી અને 'ધર્મ જોખમમા છે' એવી ઘોષણા કરીને હિંસાને પ્રોત્સાહન આપ્યુ એટલા માટે અહિંસાના પાલન અને પ્રચાર માટે તેને બધા જ બહારના બધનથી મુક્ત રાખવી પડશે

માણસે પોતાની સગવડ માટે ભાઈ-બહેન, પતિ-પત્ની, મા-બાપ વગેરે સબધો ઊભા કર્યો આ સબધોનો ઉપયોગ જો માનવતાના વિકાસમા કરવામા આવે તો તો ઠીક છે પરતુ આ જ સબધોને સાકડા વર્તુળનુ રૂપ આપવામાં આવે અને આ સબધોને કારણે સમાજ સાથે દ્વેષ કરવામા આવે તો અહિંસાનો વિકાસ થઈ શકશે નહિ એ જ રીતે સમાજમા સગવડ માટે વર્ગો બનાવવામા આવ્યા, તથા વ્યવસ્થાની દૃષ્ટિથી પૃથ્વી ઉપર સીમા-રેખાઓ આકવામા આવી પણ આ બધાનો ઉપયોગ કેવળ વ્યવસ્થા અને સગવડ માટે છે જો આ મૌલિક ઉદ્દેશને ભૂલી જવામા આવે અને પ્રાત તથા રાષ્ટ્રની સીમાઓનો મોહ ઉત્પન્ન થઈ જાય, તો એ વ્યવસ્થા જ હિંસાનુ રૂપ ધારણ કરી લે છે કારણ કે સમસ્ત વિશ્વના મનુષ્યોમા એક જ સ્વરૂપવાળો આત્મા વસે છે આ વિચાર જ્યા સુધી કાયમ રહેશે ત્યા સુધી ભાષા, પ્રાત, અથવા રાષ્ટ્રના નામે સકીર્ણતાને આશ્રય મળશે નહિ

ભાષાના નામે મનના ટુકડા કરી લેવા એ તો સાવ અણસમજ છે મૂર્ખતા છે, કારણ ભાષા ભાવોને વ્યક્ત

કરવાનું એક સાધન માત્ર છે. જો એ સાધનોનો દુરુપયોગ કરવામાં આવશે તો તેનું પરિણામ હિંસાના રૂપે જ પ્રગટ થશે. એ જ રીતે સંપ્રદાયો અને પંથોએ પણ અહિંસાને નામે સંકુચિત મત-વાદોને આશ્રય આપવાને કારણે હિંસાને જ પ્રોત્સાહન આપ્યુ છે. જે આત્મસાધનાનો ભિન્નભિન્ન પ્રકાર માત્ર હતી તે ધાર્મિક પરંપરાઓ જ જો માનવીને માનવીથી જુદો પાડવાનું સાધન બની જશે તો અહિંસાના વિકાસનો ઇતિહાસ આગળ કેવી રીતે વધી શકશે ? મારો આશય એટલો જ છે કે માનવ સમાજની વચ્ચે ભેદની દીવાલ ઊભી કરવી તે સર્વાધિક હિંસાનું કાર્ય છે. એટલા માટે અહિંસાનું પહેલું રૂપ એ જ હોઈ શકે કે આ જાતના જડતાપૂર્ણ ભેદોને નષ્ટ કરવામાં આવે.

આ ભેદની દીવાલ મનુષ્યે પોતાનો સ્વાર્થ સાધવાને માટે ઊભી કરી છે. નહિ તો સમાજમાં કામોની ઉચિત વહેંચણી બહુ જ સારી રીતે કરવામાં આવી હતી. સમાજની આવશ્યકતા મુજબ કેટલાક લોકોને જ્ઞાન-વિજ્ઞાનની સાધના અને તેના પ્રચારનું કામ સોંપવામાં આવ્યુ. કેટલાક લોકોને નિર્બળોનું રક્ષણ કરવાનું કામ સોંપવામાં આવ્યુ. કેટલાક લોકોને લોઢાં લાકડાં ચામડાં વગેરેનો ઉપયોગ કરી જરૂરી વસ્તુઓના ઉત્પાદનનું કામ સોંપવામાં આવ્યુ. અને કેટલાક લોકોને વસ્તુઓના વિનિમય કરી-વેપાર કરી એકબીજાની જરૂરિયાત પૂરી કરવાનું કામ સોંપાયુ. આ રીતે એક જ શરીરનાં જુદાં જુદાં અંગો પાસેથી જેવી રીતે જુદું જુદું કામ લેવામાં આવે છે તેવી જ રીતે સમાજનાં જુદાં જુદાં

અ ગ બનાવી એવી વ્યવસ્થાનુ નિર્માણ કરવામા આવ્યુ, જેથી કરીને વિકાસના માર્ગમા ક્યાય મુશ્કેલી ન ઊભી થાય, પણ મનુષ્યના કુટિલ મને પોતાના સ્વાર્થ સિદ્ધ કરવા માટે એક કામને ઊંચુ અને બીજાને નીચુ માન્યુ પરિણામે જાતિ-પાતિ આદિ સકુચિત ભાવનાઓ પેદા થઈ કોઈ કામને શ્રેષ્ઠ બતાવવુ અને બીજાને હલકુ બતાવવુ-આ રીતે ઊચ-નીચપણાની કલ્પનાઓ કરી પરસ્પરના વ્યવહારોમા ભેદ ઉત્પન્ન કરવો એ સૌથી મોટી હિંસા છે પછી સમાજનુ કોઈ પણ કામ કેમ ન હોય બધા કામ સમાન છે અને એ કામ કરનારા બધા જ માનવી પણ સમાન છે આ જાતનો સમાનતામૂલક દૃષ્ટિકોણ જ સરલ સત્ય વ્યવહાર કરવાની પ્રેરણા આપે છે અને તે જ સાચી અહિંસાનુ રૂપ છે

યુગના આરભમા ભગવાન ઋષભદેવે સમાજને ત્રણ ભાગોમા વહેચી નાખ્યો-અસિ, મસિ, તથા કૃષિ માનવના મનમા પેદા થનારી પશુતાને-અપરાધ ભાવનાને રોકવા માટે રક્ષકદળ છે, તે 'અસિ' વિભાગમા આવે છે જ્ઞાન-વિજ્ઞાનની સાધના અને શિક્ષણનુ કામ કરવાવાળા 'મસિ' વિભાગમા આવે છે ઉત્પાદન, વિનિમય અને વ્યાપારની જવાબદારી ઉપાડનાર કૃષિ વિભાગમા આવે છે પણ મૂળ પ્રશ્ન તો એ છે કે અહિંસાની દૃષ્ટિથી અસિ, મસિ અને કૃષિનુ કામ કરનાર મનુષ્યોમા કોઈ જાતનો ભેદ નથી કોઈ ઊચો નથી, કોઈ નીચો નથી, જાતિભેદ કેવળ માનવનો સ્વાર્થ અને દુરાગ્રહ માત્ર છે

"कम्मुणा वंभणो होइ कम्मुणा होइ खत्तिओ
वइस्सो कम्मुणा होइ सुद्दो हवइ कम्मुणा ॥"

અહિંસાનો પ્રારંભ મનુષ્યથી થાય છે, જેવી રીતે શિક્ષણનો પ્રારંભ ક, ખ, ગ વગેરે મૂળાક્ષરોથી થાય છે, તેવી રીતે અહિંસાની દૃષ્ટિથી મનુષ્યને જલદી સમજવામાં આવી જાય છે. કોઈપણ દુઃખથી પીડાતા મનુષ્યને જ્યારે નાનું બાળક પણ જુએ છે તો તેના આત્મામાં એક ધ્રુજારી-એક કંપ આવી જાય છે અને સમસ્ત આત્માને તે આવરી લે છે. એક સહજ સહાનુભૂતિની ભાવના તેના દિલમાં ઊઠે છે. આ જે સહજ સહાનુભૂતિ છે, હમદર્દી છે, તે જ અહિંસાનું પ્રવેશદ્વાર છે. કોઈને દુઃખી જોતાં જ તેના દુઃખને દૂર કરવાની ઇચ્છા થઈ જાય છે. મનુષ્યનો દુઃખોનો પ્રભાવ આત્મા પર બહુ જ જલદીથી પડે છે. એ વાત સાચી છે કે અહિંસાનો આરંભ મનુષ્યથી થશે અને જેમ જેમ આત્માની સંવેદનશીલતા તીવ્ર-તીવ્રતર થતી જશે તેમ તેમ પ્રાણીમાત્રની આત્મૌપમ્ય સમજવાની ભાવના જાગ્રત થશે અને પ્રાણીમાત્રના રક્ષણને માટે માનવી કેવળ પ્રયત્ન નહિ કરશે પરંતુ પોતાનું બલિદાન આપવા પણ તૈયાર થઈ જશે.

આ કેવી વિડંબના છે કે અહિંસાનો દાવો કરનારા માનવી કીડી-મકોડીને બચાવવાનો પ્રયત્ન તો કરે છે પણ ભૂખ્યા, નાગા અને દરિદ્ર મનુષ્યોને જોઈ મનમાં કરુણાનો ભાવ નથી લાવતા. વાસ્તવિક રીતે જોતાં આ પ્રમાણે કેવળ કીડી-મકોડીને બચાવવાનો પ્રયત્ન કરવો તે અહિંસા નથી.

આ તો અહિંસાના રૂપમાં આત્માનુ આવરણ છે જેનાથી કૃત્રિમ સતોષ થાય છે જે માણસને કીડી-મકોડીને અને જીવજતુના દુઃખ ઉપર દયા આવે છે તે માણસ દલિત, શોષિત અને દુઃખી માનવની રક્ષા માટે પોતાના પ્રાણ પણ અર્પણ કરી શકે છે આ પ્રમાણે અહિંસાનો જીવનમા વ્યવહાર કેવી રીતે કરવો તે આપણે સમજવુ જોઈએ મોટા મોટા અહિંસાવાદીઓનો પોતાના નોકરની સાથે જે કેટલીકવાર વ્યવહાર થાય છે તે જોઈને તો દાત તળે આગળી દબાવવી પડે છે તે લીલોતરી શાક ખાવામા તો હિંસા માને છે, પણ પોતાના આશ્રિતોને માર મારતા અચકાતો નથી એટલુ જ નહિ પણ તેમની જરૂરિયાતોનુ શોષણ કરવામા પોતાની ચાતુરી અને કુશળતા માને છે આ અમારી અહિંસાની વિડબના છે કામ, ક્રોધ, મોહ વગેરે વિકારોને નષ્ટ કરીને માનવી-પ્રેમ, સમાનતા, શોષણનો ત્યાગ અને સમભાવની આરાધના કરવી એ જ અહિંસાનુ સમ્યક્ સ્વરૂપ છે જેવી રીતે દાતો વચ્ચે જીભ કચડાઈ જવાથી આપણને દાત ઉપર ક્રોધ નથી આવતો કારણ કે આપણુ મન જાણે છે કે જીભ મારી છે ને દાત પણ મારા છે એ જ રીતે માનવી માત્રની સાથે પણ આપણે પોતાપણાનો ભાવ જોડી દેવો જોઈએ અને જ્યારે આ રીતે પોતાપણાનો ભાવ જોડી દેવાશે ત્યારે મનના બધા જ વિકાર અને દોષ મટી જશે, શમી જશે

મે ઉપર એ વાત કરી કે અહિંસાનુ સ્વરૂપ કેવળ વ્યક્તિગત સાધના સુધી જ મર્યાદિત નથી મદિરમા જવું

સામયિક કરવું. ભજન-કીર્તન કરવાં એ બધા વ્યક્તિગત સાધનાના તરીકા છે. જો કોઈ એમ સમજે કે આ બધાં સાધનોથી અહિંસાની સાધના પૂરી થઈ જશે તો તે કેવળ ભ્રમ છે.

અહિંસા દ્વારા જ અહિંસક જીવનની કસોટી કરી શકાય છે. અધિકમાં અધિક શોષણનાં સાધનો મેળવવા દિનરાત ઝંખના કરવી ને પ્રયત્નો કરવા, શોષણ દ્વારા વધારેમાં વધારે ધન કમાવવાની ધૂન રાખવી, એ અહિંસાની સાધનામાં સૌથી મોટી મુશ્કેલી છે, વિઘ્ન છે. જે મનુષ્ય અહિંસાની સાધના ઇચ્છે છે તેણે સત્ય અને અપરિગ્રહની સાધના અનિવાર્યપણે કરવી પડશે. ડગલે પગલે તેણે એ વિચારવું પડશે કે હું સમાજ માટે કંઈ ભારરૂપ તો નથી થઈ ગયો ? મારે કારણે ક્યાંય વિષમતાને, દરિદ્રતા અને શોષણને પ્રોત્સાહન તો નથી મળતું ? આ પ્રમાણે સંતુલિત ચિંતન કરતાં કરતાં જીવન વ્યવહાર ચલાવતા રહેવું એ અહિંસક ચર્યા માટે આવશ્યક છે.



૧૧

## ધર્મની સાથે સંસ્કૃતિના બોલતા સ્વર

સંસ્કૃતિ અને ધર્મ ભારતીય જનજીવનની બે વિદ્યાઓ છે ધર્મ વ્યક્તિ-અનુલક્ષી હોવા છતાય સામાજિક પણ છે અને સંસ્કૃતિ સમૂહકૃત હોવા છતા વ્યક્તિગત આનંદની અનુભૂતિનુ કારણ છે ધમ અને સંસ્કૃતિ બને ભારતીય લોકજીવનમા નિરંતર વહેનારી એવી સરિતાઓ છે જે સમન્વયાત્મક દૃષ્ટિકોણથી અબાધરૂપે વહી રહી છે

ધર્મની પ્રેરક ચેતનાનુ કેન્દ્ર જો કે વ્યક્તિ છે, છતા પણ સામાજિક વાસ્તવિકતાઓ એનાથી અછૂતી રહી છે, એમ કહેવુ અસંગત થશે ભારતની આ તાત્ત્વિક સમુપલબ્ધિ છે કે તેને સાંસ્કૃતિક સંપ્રદાયોની સાથે ધર્મના દેદીપ્યમાન રત્નો પણ પ્રાપ્ત થયા

ભારતનુ સાંસ્કૃતિક ચિન્તન એટલુ પુરાણ છે, કે જો ધમને એવી પણ આગળનો કહીએ, પ્રાચીનતર કહીએ તો તે અસંગત નહિ થાય ધર્મ સંપ્રેરક તત્ત્વ છે અને સંસ્કૃતિ આકર્ષક, બને વિભિન્ન ચેતનાઓને સ્પન્દિત, આકર્ષિત કરવાની શક્તિ ધરાવે છે આ સ્થિતિમા તે બને એકબીજાથી અનન્વિત જ રહ્યા કરે તે સર્વથા અસંભવિત છે

ભારતની વિરાટ ધર્મમૂલક અને સંસ્કૃતિમૂલક ચેષ્ટાઓ તથા પ્રક્રિયાઓ ઉપર દૃષ્ટિપાત કરવાથી એ વાત સ્પષ્ટ નજરે તરી આવે છે કે બને એકબીજાની પૂરક બનીને જ ચાલતી આવી છે. એ વાત સાચી છે કે ભારતીય લોક-માનસ ચોક્કસપણે ધર્મથી અનુપ્રાણિત થતું આવ્યું છે. એટલે જ ધર્મની તાત્ત્વિક મીમાંસા જેટલી આ દેશમાં ગંભીરતાથી થતી આવી છે એટલી અન્ય દેશમાં જોવામાં આવતી નથી.

પાશ્ચાત્ય દેશોમાં ધર્મ કોઈ જગાએ પાડોશી બનીને તો કોઈ જગાએ મિત્ર કે શાસક બનીને જન-ચેતનાને અનુપ્રાણિત કરતો રહ્યો છે, ત્યારે ભારતમાં તો એ જીવન બનીને રહ્યો છે. ધર્મ ભારતીય લોકમાનસનું જીવન છે તો સંસ્કૃતિ તેનો અલંકાર છે. એથી તે ધર્મનો સંપર્ક પોતે જ ઉપાદેય બનીને જીવનને અલંકૃત કરે છે. જો ભારતમાં સંસ્કૃતિ ધર્માશ્રયનો સ્વીકાર ન કરત તો સંભવ છે કે યા તો તે નિ:શેષ બની જાત અથવા દુષ્ટ દાનવોની ઐહિક લીલાઓની પાત્ર બનીને વિડંબના માત્ર રહી જાત. વસ્તુતઃ ભારતની આધ્યાત્મિક સાધનાની સજીવ પરંપરાએ જ સંસ્કૃતિને અંતર્મુખી અને ઊર્ધ્વમુખી બનાવી દીધી. એટલું જ નહિ પણ ધર્મના સંપર્કે જ સંસ્કૃતિના તત્ત્વને પુષ્ટ કર્યું. જુદાજુદા દેશની સંસ્કૃતિઓ કરતાં ભારતીય સંસ્કૃતિની એ મહાન વિશેષતા છે કે જે તેને આધ્યાત્મિક તત્ત્વો પાસેથી મળી છે, આ છે તેની નિત્ય નવીનતા. પરિસ્થિતિઓના ફેરફારની સાથે સાથે જ બાહ્ય પ્રભાવોથી

માડીને નવા રૂપે સામે આવવુ તે એનો વિશિષ્ટતમ ગુણ છે આ જ તત્ત્વે તેને સજીવ રાખી છે

ભારતીય લોકજીવનને સજાવવામા ધમ અને સસ્કૃતિનો બરાબર હાથ રહ્યો છે આની યૌગિક પૂરકતા આપણે પ્રત્યેક ક્ષેત્રમા જોઈ શકીએ છીએ ભગવાન તીર્થંકરની આગળ દેવ-દેવી વિવિધ નૃત્યાદિનુ આયોજન કરે છે પ્રભુને વદન નિમિત્ત નરનારીનુ વ્યવસ્થિત સરઘસ, શાનદાર આયોજન, રાજા-મહારાજાઓની સવારીઓ, સમવેત સ્વરપૂર્ણ સામુદાયિક કલાત્મક રચનાઓ વગેરે સાસ્કૃતિક સ્ફુરણાઓ જ તો છે જે ધર્મના આશ્રયમા જ ફૂલીફળી અને વિકસિત બની

સસ્કૃતિ અને ધર્મની આ યૌગિક પરપરાઓ મધ્ય યુગમા ખૂબ વિકાસ પામી એ યુગ ઉપર નજર નાખવાથી સ્પષ્ટ રીતે જણાય છે કે જાણે ત્યા કોઈ દ્વૈત છે જ નહિ સસ્કૃતિ પૂર્ણ રીતે ધમક્ષેત્રમા જ ઊતરી આવી, તેની સ્વતત્ર સત્તા જ લગભગ નાબૂદ બની ગઈ, નિશેષ બની ગઈ

એ યુગની દરેક સાસ્કૃતિક યોજનામા ધર્મને ડોકિયુ કરતો જોઈ શકાય છે અને વિશુદ્ધ ધાર્મિક આયોજનમા પણ હતી તો સસ્કૃતિની જ છાપ આ એકાકારપણુ બહુ જ દૂર સુધી ચાલ્યુ આવ્યું સ્વતત્ર ભારતમા ફરીને સસ્કૃતિનુ ભિન્ન વ્યક્તિત્વ ઉભરાવા લાગ્યુ છે, અન્યથા તે તો લુપ્તપ્રાય બની ચૂક્યુ હતું

★

૧૨

# ધર્મ અને સંસ્કૃતિ

આજના આ લોકશાહી યુગમાં પ્રત્યેક મનુષ્યના મુખ પર સંસ્કૃતિની છાપ ઝળકી રહી છે. સંસ્કૃતિને સમજવાનો જેટલો પ્રયત્ન કરવામાં આવે છે તેટલો જ વધારે ગુંચવાડો તેમાં પેદા થઈ જાય છે. સંસ્કૃતિ શુ છે અને સંસ્કૃતિનો ઉદ્દેશ શો છે? તેને સમજવા ને સમજાવવાનો પ્રયત્ન ન થયો હોય, એવું નથી. આ પ્રશ્નને અનેક તત્ત્વચિંતકોએ પોતાના તત્ત્વ-ચિંતનની કસોટી પર કસ્યો છે. છતાં પણ અત્યાર સુધી સંસ્કૃતિની પરિભાષા અને સંસ્કૃતિની વ્યાખ્યા સ્થિર નથી થઈ શકી. ખરુ જોતાં સંસ્કૃતિને સમજવા માટે, સંસ્કૃતિના વાસ્તવિક પરિબોધ માટે એ વસ્તુ અત્યંત જરૂરી બની જાય છે કે તેના સંદર્ભમાં ધર્મ અને દર્શનને સમજવાનો પ્રયત્ન થવો જોઇએ ધર્મ અને દર્શનના અભાવમાં સંસ્કૃતિ ઊભી જ નથી રહી શકતી. સંસ્કૃતિ ધર્મ અને દર્શનથી અનુપ્રાણિત બને છે. નવજીવનનો સંચાર તેના વડે જ થાય છે અને તેના વડે જ તેનુ જીવન ટકી શકે છે. સંસ્કૃતિમાં જે પ્રાણતત્ત્વ વિદ્યમાન છે તેનું મૂળ ધર્મ અને દર્શનમાં જ છે. ભારતનો ધર્મ અને દર્શન ભૌતિકવાદી નથી, પણ અધ્યાત્મવાદી છે. તેથી ભારતીય

સસ્કૃતિ પણ મૂળમા ભૌતિકવાદી નહોતા અધ્યાત્મવાદી છે અધ્યાત્મવાદ જ ભારતીય સસ્કૃતિનુ મૂળ કેન્દ્ર છે

## ધર્મ અને સસ્કૃતિ

ભારતીય પરપરા મુજબ તત્ત્વજ્ઞાનનુ, ધર્મનુ અને સસ્કૃતિનુ કેન્દ્રબિન્દુ એકમાત્ર આત્મા છે આત્માના અભાવમા નથી ધર્મનુ મૂલ્ય, નથી તત્ત્વજ્ઞાન કે દર્શનનુ મૂલ્ય કે નથી સસ્કૃતિનુ પણ મૂલ્ય આત્મા અથવા ચૈતન્ય જ એ પરમ સત્ય છે જેનુ અજ્ઞાન મનુષ્યને પશુ અને જગતને દુખમય બનાવી દે છે આજના આ લોકશાહી યુગમા જો માણસને, તેના સમાજને, તેની સભ્યતા અને સસ્કૃતિને જીવિત રહેવુ હોય, તો એટલી વાત અત્યત આવશ્યક છે કે તેણે આત્મબોધ કરીને તેનુ જીવન જીવવુ પડશે કારણ કે આજના આ વિશ્વસાત્મક અને સ્વાર્થથી અધ બનેલા સસારમા આત્મા અથવા ચેતનાનો ધર્મ જ આજના સમસ્ત માનવનો એક માત્ર આધાર બની શકે છે આજના યુગમા એક બાજુ અણુની ભૌતિક શક્તિ છે અને બીજી બાજુ ચેતનની આત્મશક્તિ છે આ બને માનવસમાજ પર પોતાનો મોથી વધુ પ્રભાવ પાડે છે અણુશક્તિ ભયનુ પ્રતીક છે જ્યારે આત્મશક્તિ અભયનુ પ્રતીક છે એ વાત તો નક્કી છે કે અતે તો આત્મશક્તિનો જ જય છે, અવશ્ય જય છે ચેતનામા અણુશક્તિ કરતા પણ વધારે અનત શક્તિ છે ચેતનાનો ધર્મ મનુષ્યની આત્મિક એકતા તથા તેની સત્તાત્મક એકતાનો ધર્મ છે તે સપૂર્ણ માનવતાનો ધર્મ છે

તે એ મૂળ ચેતનાનો સૂચક છે જે બધામાં પ્રતિષ્ઠત છે અને જે બધાનો આધાર છે. ધર્મ એક એવી સાધના છે કે જેના માધ્યમ વડે વ્યક્તિ પોતાના અંતરનું સંઘટન તથા પોતાની પરમ સત્તાનો સાક્ષાત્કાર પ્રાપ્ત કરે છે.

ધર્મ અન્ય કંઈ નથી, કેવળ મનુષ્યનુ છેલ્લું લક્ષ્ય તેના દિવ્યત્વની તરફનો વિકાસ છે. ધર્મ મનુષ્યની બોધ શક્તિને ગહન બનાવી તેના જીવનમાં અધિક વ્યાપક અને સ્વસ્થ સમન્વય સ્થાપિત કરે છે. ધર્મનો પરિબોધ જ માનવ જીવનને સંતુલિત, સુસ્થિર, તેમજ દિવ્ય બનાવી શકે છે. જો આજનો માનવી આ સત્ય મેળવવામાં વિલંબ કરશે તો તે આસ્થાહીન સંશયવાદી બનીને પોતાના જીવનને અને તેની દિવ્ય શક્તિને જરૂર નષ્ટભ્રષ્ટ કરી નાખશે, એમાં કોઈ જાતની શંકા નથી. તેમજ કોઈપણ પ્રકારનો વિતર્ક પણ એમાં કરી શકાય તેમ નથી. વિજ્ઞાન યુગનો માનવી વિજ્ઞાનના પરિચક્રમાં એટલો બેભાન બની ગયો છે કે આજ તે પોતાની પરમ ચેતનાને ભૂલીને ભૌતિકતાના કાદવમાં ખૂંચી ગયો છે.

**દર્શન અને સંસ્કૃતિ :**

ધર્મ, દર્શન અથવા તત્ત્વજ્ઞાન અને સંસ્કૃતિ એ ત્રણે એક જ સૂત્રમાં પરોવાયેલાં છે. તેને ખંડ ખંડ કરીને જોવું એ રૂઢિવાદ દષ્ટિકોણ થશે. ધર્મ સત્યનું અંતર દર્શન છે અને સંસ્કૃતિ જીવનનો સંસ્કાર છે ધર્મ અને સંસ્કૃતિ દર્શનમાં આવીને સમન્વિત થઈ જાય છે. ધર્મ અને સંસ્કૃતિનુ સંગમ સ્થળ છે–દર્શન. કયુ દર્શન ? અધ્યાત્મ-

વાદી દર્શન જ એ દર્શન બની શકે છે જેમા ચેતનાના ધર્મની અભિવ્યક્તિ થાય છે અને સંસ્કૃતિના સંસ્કારનુ પ્રકટીકરણ થાય છે ચેતનાનો ધર્મ એક વ્યાપક ધર્મ છે તે કોઈ મતનુ નામ નથી તે કોઈ પણ પરમ્પરાનો નિયમ તથા સંહિતા નથી હોતી હુ ચેતનાના ધર્મને આતરિક ચેતનાનુ જીવન માનુ છુ, જે વિવેકસમત, વિચાર-સમત કર્મ અને ઉચિત સામાજિક સંસ્થાઓ દ્વારા સમય સમય પર વ્યક્ત થતા રહેતા હોય છે આ ધર્મ બધાનો છે કોઈ વિશિષ્ટ મત, સંપ્રદાય અથવા જાતિનો નથી જે ધર્મ કોઈ એકનો હોય છે તે દરેક પ્રાણ-પ્રાણનો ધર્મ નથી બની શકતો ચેતનાનો ધર્મ વિશ્વધર્મ હોય છે જેવી રીતે ચેતનાનો ધર્મ જ વાસ્તવિક ધર્મ છે તેવી જ રીતે ચેતનાની સંસ્કૃતિ જ બધાની સંસ્કૃતિ બની શકે છે અધ્યાત્મવાદી દર્શન જ એ બન્નેનુ મિલનબિંદુ છે, સુદર સંગમ સ્થળ છે

**સંસ્કૃતિનુ મૂળ તત્ત્વ**

સંસ્કૃતિનો અર્થ થાય છે-એ વિશ્વાસ, એ વિચાર, એ આચાર, જેના વડે વ્યક્તિ અને સમાજજીવનનો સંસ્કાર કરવામા આવે છે, પરિષ્કાર કરવામા આવે છે, શોધન કરવામા આવે છે સંસ્કૃતિ વડે વ્યક્તિ ઉન્નત અને વિકસિત થાય છે સંસ્કૃતિનો ધર્મ અને દર્શનની સાથે અતૂટ સંબંધ છે કોઇપણ પરંપરાની પોતાની સંસ્કૃતિનો અર્થ એટલો જ છે કે તેનો પોતાનો વિશ્વાસ, વિચાર અને આચારની ધારા સ્વતંત્ર છે સંસ્કૃતિનો આત્મા

સમાજના વિશ્વાસ, વિચાર અને આચારની ત્રિવેણીમાં છે. સંસ્કૃતિનો સંબંધ આંતરિક જીવન સાથે છે. સભ્યતા અને સંસ્કૃતિમાં આધારભૂત ભેદ છે. સભ્યતા શરીર છે અને સંસ્કૃતિ આત્મા. સભ્યતા બહારની વસ્તુ છે અને સંસ્કૃતિ અંદરની વસ્તુ છે. ભૌતિક વિકાસનું નામ સંસ્કૃતિ છે. સંસ્કૃતિ કોઈ પણ પરંપરાનું પ્રાણતત્ત્વ હોય છે. સંસ્કૃતિનો ઉદ્ભવ જાતિના જીવનના કોઈ સશક્ત-સબળ વિચારથી થાય છે. જે એ જાતિના જીવનરૂપી વૃત્તનું માનો કે કેન્દ્ર હોય છે, એ જાતિ અથવા સમાજના વિકાસની સંપૂર્ણ ધારા, એ જ વિચારરૂપ સ્રોતમાંથી જાણે કે વહેતી હોય છે. જે સમાજની પાસે તેના જીવનને વિકસિત કરનારો એક સશક્ત કેન્દ્રીય વિચાર નથી હોતો એ સમાજની સંસ્કૃતિ શૂન્યવત્ બની જાય છે અને જેની પાસે એ હોય છે તેની સંસ્કૃતિ ચિરંજીવ હોય છે. સંસ્કૃતિનો પ્રવાહ જીવનના કોઈ કેન્દ્રીય વિચારથી જ પ્રસ્ફુટિત થાય છે. આ વિચાર એવો હોય છે કે જેવો દેહીના દેહમાં આત્મા. જેવી રીતે આત્માવડે જ શરીરનું જીવન છે તેવી જ રીતે કેન્દ્રીય વિચાર સંસ્કૃતિનું જીવન છે. આ વિચાર જેટલો પ્રબળ થશે, સંસ્કૃતિ પણ એટલી જ પ્રબળ થશે. સંસ્કૃતિને પ્રાણવતી બનાવનાર તેનો કેન્દ્રીય વિચાર જ હોય છે. કોઇ પણ સમાજનાં ધર્મદર્શન અને સંસ્કૃતિને સમજવાને માટે એ જરૂરી છે કે તે સમાજના કેન્દ્રીય વિચારને સમજવામાં આવે. સ્થાનકવાસી સંસ્કૃતિનો કેન્દ્રીય વિચાર ટૂંકમાં આ પ્રમાણે છે :

**૧. આત્મવિશુદ્ધિ**

મનુષ્ય બીજાને સમજવાનો પ્રયત્ન તો કરે છે, પણ તેને પોતાને તે સમજી શકતો નથી પોતાને સમજવો એ જ ભાગે મોટી જરૂરી વસ્તુ છે પોતાને ભૂલીને કદાચ બીજાને જો સમજી લીધા તો તેથી લાભ શો? તેથી પોતાને સમજવા માટે સૌથી પહેલા આત્મવિશુદ્ધિની જરૂર છે

**૨. દૃષ્ટિવિશુદ્ધિ**

સત્યના પરીક્ષણ માટે દ્વેષ અને રાગથી દૂર રહીને દરેક વસ્તુને તટસ્થવૃત્તિથી જોવાની ક્ષમતા

**૩ સાધનવિશુદ્ધિ**

વસ્તુને જાણવાના સાધનો નિર્દોષ તથા વૈજ્ઞાનિક હોવા જોઇએ, જેથી કરીને શુદ્ધ ધ્યેયની પ્રાપ્તિ થાય

**૪ ધ્યેય-વિશુદ્ધિ**

મનુષ્યના જીવનની સફળતા અને નિષ્ફળતા તેના ધ્યેય પર જ નિર્ભર છે તેથી સાધના શરૂ કરતા પહેલા ધ્યેયવિશુદ્ધિ હોવી જોઇએ

સ્થાનકવાસી સંસ્કૃતિ એક પવિત્ર અને ગતિશીલ પ્રવાહ જેવી છે આ સંસ્કૃતિનો મૂળ વિચાર અથવા કેન્દ્રિય વિચાર ચાર તત્ત્વો ઉપર આધાર રાખતો હોય છે, જેનો ઉલ્લેખ ઉપર કરવામા આવ્યો છે આત્મ-વિશોધન જ વસ્તુત આ સંસ્કૃતિનુ એક માત્ર સંલક્ષ્ય છે આ ભોગવાદી સંસ્કૃતિ નથી, ત્યાગવાદી સંસ્કૃતિ છે એ

જીવનને ભોગમાંથી ત્યાગ તરફ, વિકારમાંથી સંસ્કાર તરફ, રાગમાંથી વિરાગ તરફ તથા અંધકારમાંથી પ્રકાશ તરફ લઈ જનારી સંસ્કૃતિ છે. આ સંસ્કૃતિ મનુષ્યને બહિર્મુખી નહિ આંતર્મુખી બનાવે છે. આત્માને બંધનમુક્ત કરવો એ તેનું સાધ્ય છે. સાધ્યની સિદ્ધિ સાધન વગર થઈ શકતી નથી. સાધન શુદ્ધ છે કે અશુદ્ધ તેને પરખવા માટે દૃષ્ટિની આવશ્યકતા છે. તેથી દૃષ્ટિ-વિશુદ્ધિ પર સર્વ કંઈ આધાર રાખે છે.

## સંસ્કૃતિનાં દૃષ્ટિબિંદુઓ :

સંસ્કૃતિ એક ગંભીર વિષય છે. તેમાં વળી જે સંસ્કૃતિનો પ્રવાહ બહુ જ પ્રાચીનકાળથી હોય તેના સ્વરૂપનું કથન અને તેના લક્ષણનું વિધાન કરી શકવું એ માનવામાં આવે છે તેટલું સહેલું અને સરળ નથી. સ્થાનકવાસી સંસ્કૃતિ જેનું મૂળસ્રોતમાં છે, જ્યાં ઇતિહાસનો હાથ હજી પહોંચી શક્યો નથી એ સંસ્કૃતિનાં વિષયમાં કંઈ પણ લખવું એ ઘણું કઠિન કાર્ય છે. તો પણ હું અહીં તેના મૂળ દૃષ્ટિકોણની ટૂંકમાં ચર્ચા કરીશ. જેના સંપૂર્ણ અથવા પરિપૂર્ણ રૂપ વિષે કહેવું તે આ પુસ્તકનો વિષય નથી અહીં તો કેવળ આપને એ વિશાળ સંસ્કૃતિનો પરિચય માત્ર મળશે. સંસ્કૃતિ એક પરિવર્તનશીલ પ્રવાહ છે. સમય સમય પર તેમાં અનુકૂળ અને પ્રતિકૂળ પરિવર્તનો થતાં રહે છે અને એ પરિવર્તન અમુક હદ સુધી જરૂરી પણ છે.

## ગુણ-પૂજા

સ્થાનકવાસી સસ્કૃતિની સૌથી પહેલી વિશેષતા છે તેની ગુણ-પૂજા આ સસ્કૃતિ વ્યક્તિની પૂજામા માનતી નથી પણ ગુણોની પૂજામા માને છે વ્યક્તિ સ્થાયી નથી હોતી, સ્થાયી હોય છે તેના ગુણ મહામત્ર નવકારમા જે સસ્કૃતિનો મૂળમત્ર છે, તેમા ગુણ-પૂજાને જ મહત્ત્વ આપવામા આવ્યુ છે, કોઈ વ્યક્તિ-વિશેષની પૂજાને નહિ જેણે સમસ્ત કર્મોનો ક્ષય કરી દીધો તે સિદ્ધ છે જેણે રાગ અને દ્વેષનો ક્ષય કરી દીધો તે અરિહન્ત છે જે સ્વય આચારનુ પાલન કરે છે અને બીજા પાસે કરાવે છે તે આચાર્ય છે જે જ્ઞાનની સાધના કરે છે ને કરાવે છે તે ઉપાધ્યાય છે જે પાચ મહાવ્રતોની સાધના મન, વચન તથા કાર્યથી કરે છે, તે સાધુ છે આ રીતે આ સસ્કૃતિના મૂળમા ગુણ-પૂજાને મહત્ત્વ મળ્યુ છે કોઇપણ જાતિ અથવા કોઇપણ દેશનો માણસ પુરુષ અથવા સ્ત્રી આ ગુણોની સાધના કરીને સિદ્ધ, અરિહત, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ થઈ શકે છે તેથી ગુણ-પૂજા એ આ સસ્કૃતિનો મૂળ સિદ્ધાત છે

## પોતાનો ઉદ્ધાર પોતાના જ હાથે

વ્યક્તિનુ ઉત્થાન અને વ્યક્તિનુ પતન કોઈ બીજાના હાથમા નથી, પરતુ વ્યક્તિના પોતાના હાથમા છે સ્વર્ગવાસી દેવ આપણા જીવનનો ન તો ઉદ્ધાર કરી શકે છે કે ન આપણુ કઈ બગાડી શકે છે કારણ કે તેઓ

પોતે જ પોતાની સુધારણા માટે મનુષ્ય જીવન પ્રાપ્ત કરવાની ઇચ્છા કરે છે. ઈશ્વર નામની કોઈ સત્તા અથવા શકિત એવી નથી જે આસમાનમાં બેસીને આપણા ઉપર શાસન ચલાવતી હોય અથવા જેના અનુગ્રહ ઉપર જ આપણો વિકાસ આધારિત હોય અથવા જેના નિગ્રહથી આપણો વિનાશ થતો હોય. આવો કોઈ ઈશ્વર કે બહારની શક્તિ કે સત્તા નથી. આ જાતના કપોલકલ્પિત ઈશ્વરમાં આ સંસ્કૃતિ વિશ્વાસ નથી રાખતી. તે ઈશ્વરવાદને માન્ય નથી કરતી. આ સંસ્કૃતિ તો એમ કહે છે કે પ્રત્યેક વ્યકિત પોતે જ ઈશ્વર છે, પોતે જ ભગવાન છે. આત્મા અથવા જીવ સ્વયં ઈશ્વર અથવા ભગવાન છે. જે આત્મા, જે જીવ અને વ્યકિત કર્મોના બંધનમાંથી મુકત થઈ ગયાં, તે ભગવાન બની ગયાં, તે ઈશ્વર બની ગયાં છે, એમ તે માને છે. આ સંસ્કૃતિમાં વ્યકિતને પોતાનો ઉદ્ધાર કરી લીધા પછી મુખાપેક્ષી નથી બનવું પડતું. પોતાના ભલા અને પોતાના બૂરા માટે જીવ પોતે જ જવાબદાર છે. પોતાના જ બળ વડે પોતાનો ઉદ્ધાર કરવો તે આ સંસ્કૃતિનુ મૂળ ધ્યેય છે. બાર વરસની કઠોર અને ઘોર સાધના કર્યા પછી ભગવાન મહાવીરને જે અમૃત તત્ત્વ મળ્યુ હતું તે અમૃત તત્ત્વને તેમણે લોકોમાં–માણસ માણસમાં વહેંચી દીધું. પોતાની સાધના દ્વારા તેમણે એ સિદ્ધ કરી આપ્યુ કે જે કંઈ મેળવવા ઇચ્છતા હો અને જે કંઈ બનવા માગતા હો તે પોતાના જ બળથી, પોતાની

પાસેથી જ મેળવો તેથી બધી વાતનો ટૂંક સાર એ છે કે પોતાનો ઉદ્ધાર પોતાના જ હાથમાં છે

### વિચાર અને આચારમાં સમન્વય

સ્થાનકવાસી સંસ્કૃતિના વિષયમાં ઘણીવાર લોકો એવી ટીકા કરે છે કે આ સંસ્કૃતિ આચારને મહત્ત્વ આપે છે, પણ વિચારને નહિ, ક્રિયાને માને છે, જ્ઞાનને નહિ, પરંતુ વિચાર કરવાથી આપ સારી રીતે જાણી શકશો કે આ ટીકામાં સત્યનો અંશ બહુ જ ઓછો છે મધ્ય કાળમાં થોડો સમય એવો આવ્યો કે સ્થાનકવાસી સમાજના કર્ણધાર નેતાઓએ ઘોર તપસ્યા અને કઠોર સાધનાને પોતાના જીવનનું અંગ બનાવી બહારની ક્રિયાને કંઈક વિશેષ બળ મળ્યું તો પણ અહીં વિચાર તથા જ્ઞાનનો તિરસ્કાર કરવામાં આવ્યો હતો, એમ કહેવું જરા પણ સાચું નથી મૂળે તો આ સંસ્કૃતિ વિચાર અને આચારનો સમન્વય સાધીને જ ચાલે છે તેનો વિચાર આચારમૂલક હોય છે અને આચાર વિચારપૂર્વક ચાલતો હોય છે જ્ઞાન એક પ્રકાશ છે જે માર્ગ બતાવે છે ક્રિયા એક શક્તિ છે જે માર્ગ પર ચલાવે છે તેથી જ્ઞાન અને ક્રિયાના સમન્વયમાં જ આ સંસ્કૃતિ પોતાનો અટલ વિશ્વાસ રાખે છે

### ભોગ અને ત્યાગ

સ્થાનકવાસી સંસ્કૃતિ સાધકના જીવનને ભોગમાંથી ત્યાગ તરફ લઈ જાય છે ભોગથી જીવન દૂષિત થાય છે

અને ત્યાગથી જીવન ભૂષિત થાય છે. ભોગ પતનનો માર્ગ છે અને ત્યાગ ઉત્થાનનો માર્ગ છે. ભોગમાં આત્મા પોતાના સ્વરૂપને ભૂલે છે, અને ત્યાગમાં આત્મા પોતાના શુદ્ધ સ્વરૂપને પ્રાપ્ત કરે છે. આ સંસ્કૃતિ દરેક સાધકને પ્રેરણા આપે છે, ને કહે છે કે ભોગને છોડો અને ત્યાગને જીવનના ધરાતલ ઉપર ઊતરવા દો. ભોગની ઉજ્જડ જમીન ઉપર નાખવામાં આવેલુ ક્રર્મનું બીજ કંઈ અંકુરિત નહિ થઈ શકે. માટે ભોગમાંથી ત્યાગ તરફ ચાલો. જીવનસુધારણાનો આ જ સાચો માર્ગ છે.

**અધ્યાત્મસંસ્કૃતિ :**

સ્થાનકવાસી સંસ્કૃતિ અધ્યાત્મ છે, ભૌતિક નથી. તેમાં વૈરાગ્ય, ત્યાગ અને સંયમનો મહિમા છે, ભોગવિલાસ તથા ભૌતિક સુખસાધનોનો નથી. તેમાં બહારના વિકાસનાં નહિ પણ અંદરના વિકાસના મહિમાનાં ગીત ગાવામાં આવે છે. આંતર મનનુ પરિશોધન જ આ સંસ્કૃતિની સાધનાનુ લક્ષ્ય છે. આ સંસ્કૃતિમાં કળાને સ્થાન તો મળ્યુ, પરંતુ ભૌતિક કળાને નહિ, અધ્યાત્મ કળાને મળ્યુ છે. જે કળા ભોગમાં પરિણમે છે તેને અહીં જરા પણ સ્થાન નથી, પણ જે કળા સંયમ અને સંસ્કૃતિને શોભાવે છે, અલંકૃત કરે છે, તેનો અહીંયાં જરૂર આદર થાય છે. દીવાલ, કાગળ અને પથ્થરની કળાનુ અહીં એટલુ સન્માન નથી જેટલુ જીવનની કળાનુ સન્માન છે. તેથી આ સંસ્કૃતિ એક અધ્યાત્મ સંસ્કૃતિ છે, ભૌતિક સંસ્કૃતિ નથી.

## સત્ય શિવ સુદરમ્

સ્થાનકવાસી સસ્કૃતિના ત્રણ વિશેષણ છે, સત્યા, શિવા અને સુદરા એમા સત્યની ઉપાસના કરવામા આવે છે એટલા માટે આ સસ્કૃતિ સત્યા છે અને જે સત્યા છે તે શિવા જરૂર હશે, કલ્યાણી જરૂર હશે કારણ કે જે સત્યરૂપ હોય છે, તે કલ્યાણરૂપ પણ હોય છે જે શિવા છે તે સુદરા પણ અવશ્ય હશે જ, કારણ સૌદયની ઉપયોગિતા ત્યારે જ છે જ્યારે તેમા શિવત્વ હોય આ સસ્કૃતિનુ સત્ય છે સમ્યક્ દર્શન, આ સસ્કૃતિનુ શિવ છે સમ્યક્ જ્ઞાન અને આ સસ્કૃતિનુ સુદર છે સમ્યક્ ચારિત્ર્ય. દર્શન, જ્ઞાન અને ચારિત્રની આ ત્રિવેણી જ વસ્તુત સાચી સસ્કૃતિ છે આ ત્રિવેણીમા ડૂબકી મારવાથી મનનો તાપ અને પાપ બને નાશ પામે છે તનનો તાપ અને પાપ તો કોણ જાણે કેટલીયે વાર કપાઈ ચૂકેલા છે, મટી ચૂકેલા છે, પરતુ જ્યા સુધી મનના તાપ અને પાપ દૂર નહિ થાય ત્યા સુધી જીવનનુ કલ્યાણ નહિ થઈ શકે જીવનના કલ્યાણ માટે જ સત્યા, શિવા અને સુદરા સસ્કૃતિની ત્રિવેણી આ ભૂલોકમા પ્રવાહિત થઈને ઊતરી આવી છે

## સસ્કૃતિનો મૂળ આધાર

સ્થાનકવાસી સસ્કૃતિના આધારભૂત તત્ત્વ ત્રણ છે— શ્રમ, શમ અને સમ આ સસ્કૃતિની એ માન્યતા છે કે જીવનના ઉત્થાનમા, જીવનના વિકાસમા અને જીવનના અભ્યુદયમા મનુષ્યને પોતાનો જ શ્રમ કામ આવે છે,

બીજાનો નહિ. જે વ્યક્તિ જેટલી અધિક માત્રામાં અને જેટલી અધિક તીવ્રતાથી ત્યાગ તથા તપસ્યામાં શ્રમ કરે છે તે વ્યક્તિ એટલી જ કલ્યાણત્યાગી બને છે. અધ્યાત્મ ગુણોના વિકાસને માટે જે શ્રમ કરવામાં આવે છે તે જ ખરું જોતાં સાચો શ્રમ છે. આ શ્રમના બળ ઉપર જ સાધક શ્રમણ બને છે. શ્રમ વિના–તપ વિના પરમ પુરુષાર્થની પ્રાપ્તિ થતી નથી.

શમનો અર્થ છે પોતાના વિકારોનું દમન કરવું તે. આત્મામાં ચાર વિકાર મુખ્ય છે–ક્રોધ, માન, માયા અને લોભ. એનાથી આત્મા કલુષિત થઈ જાય છે આત્મ-વિકાસમાં એ બાધક છે. જ્યાં સુધી ઉપર કહેલા વિકારોનો શ્રમ નહિ થાય, ઉપશમન નહિ થાય ત્યાં સુધી સાધકની સાધના, પછી ભલેને તે ગમે તેટલી કઠોર હોય તોપણ સફળ નહિ થાય તેથી જીવનમાં શમનું હોવું બહુ જ જરૂરી છે. સંસ્કૃતિનું એ મૂળ તત્ત્વ છે.

સમનો અર્થ છે–સમતાભાવ અથવા સમભાવ. પ્રાણીમાત્ર પ્રત્યે મૈત્રીભાવના હોવી એ જ વાસ્તવમાં સમત્વ-ભોગ છે. આ સમત્વ-ભોગ વિના સંસ્કૃતિનો અંકુર પલ્લવિત અને પુષ્પિત નહિ થઈ શકે. સમતાનો અર્થ છે જીવન પ્રત્યે એક સ્વસ્થ દૃષ્ટિકોણ, તે જીવન ભલે સ્વનું હોય, અથવા પરનું હોય. આ સમભાવમાંથી જ અહિંસા, દયા તથા કરુણા જેવા અધ્યાત્મ ગુણોનો ઉદ્ભવ થાય છે.

### સયમ અને શીલ

સયમ અને શીલ વિના કોઈ પણ સસ્કૃતિનુ પોષણ, પલ્લવન અને સવર્ધન થઈ શકતુ નથી સયમ અને શીલ સસ્કૃતિના પ્રાણતત્ત્વો છે સસ્કૃતિને પ્રાણવન્ત બનાવવા માટે સયમ તથા શીલની સાધના જરૂરી છે સ્થાનકવાસી સસ્કૃતિમા સયમ અને શીલ આ બને તત્ત્વો આગળ પડતા છે, મુખ્યત્વે છે જે વ્યક્તિના જીવનમા સયમ ન હોય અને શીલ ન હોય તે વ્યક્તિને આ સસ્કૃતિમા જરાપણ સ્થાન નથી તેનામા પછી ભલેને ગમે તેટલી જ્ઞાન-ગભીરતા અને વિચાર-ગરિમા હોય, તે શાસ્ત્રોનો જ્ઞાતા-મોટો પડિત હોય છતા પણ જો તેનામા સયમ અને શીલની ઉષ્મા ન હોય તો તે એક મૃત કલેવર કરતા જરા પણ વિશેષ નથી સયમ અને શીલની આરાધનાથી જ વ્યક્તિનુ વ્યક્તિત્વ આગળ વધે છે, વિકાસ પામે છે, ઉન્નત થાય છે તેથી સયમ અને શીલ આ સસ્કૃતિના મુખ્ય તત્ત્વો છે

### સસ્કૃતિના જીવન તત્ત્વો

આ સ્થાનકવાસી સસ્કૃતિના બે મુખ્ય જીવનતત્ત્વ છે દયા અને દાન જે માણસના ઘરમા કોઈ બીજા માણસને જોઈને કરુણા ન જાગે તો તે ધર્મની આરાધના અથવા સસ્કૃતિની ઉપાસના નહિ કરી શકે દયા તો જીવન-સાગરનુ અમૃત છે દયા તો સ્વર્ગલોકની એ સુધા છે, જેના અભાવથી મર્ત્ય અમૃત નથી બની શકતો જો મરણ શીલ મર્ત્યને અમર થવાની અભિલાષા હોય, તો તેણે પોતાના જીવનમા દયાશીલ બનવુ જ પડશે જેનામા દયા

નથી તે તો જિન શાસનમાં સમ્યગ્ દૃષ્ટિ પણ નથી બની શકતો. જે કંઈ મેળવ્યુ છે તેને વિખેરી ન નાખો. જો લેવાનું શીખ્યા છો તો કંઈ આપવાનું પણ શીખો. પરિગ્રહના વિષથી છૂટવા માટે દાનથી અધિકું બીજું કોઈ સાધન હોઈ શકતું નથી. સ્થાનકવાસી સંસ્કૃતિ દયામાં અને દાનમાં ધર્મ સ્વીકારે છે.

**પ્રવૃત્તિ અને નિવૃત્તિ :**

આ સંસ્કૃતિ જીવનને પ્રવૃત્તિમાંથી નિવૃત્તિ તરફ લઈ જાય છે. કારણ કે તેનુ અંતિમ ધ્યેય છે મોક્ષ. મોક્ષ અથવા મુક્તિ નિવૃત્તિમાર્ગની સાધના વડે જ પ્રાપ્ત થઈ શકે છે. તેથી પ્રવૃત્તિમાર્ગનો ત્યાગ જરૂરી છે. પ્રવૃત્તિનો અર્થ છે આશ્રવ અને નિવૃત્તિનો અર્થ છે સંવર. આશ્રવ અને સંવરમાં બંને તત્ત્વો એકબીજાનાં વિરોધી છે. આશ્રવ સંસારની અભિવૃદ્ધિનું કારણ છે અને સંવર મોક્ષનું–આત્મમુક્તિનું કારણ છે. સ્થાનિકવાસી સંસ્કૃતિનું મૂળ ધ્યેય છે પ્રવૃત્તિ–માંથી પર થઈ જઈ, એટલે કે તેમાંથી હટી જઈ નિવૃત્તિ તરફ પ્રયાણ કરવું. ભોગવાદી વૃત્તિવાળા મનુષ્યો પ્રવૃત્તિ–માર્ગમાં જ ફસાયેલા રહે છે. પરંતુ ત્યાગવાદી મનુષ્યોને પ્રવૃત્તિમાર્ગ તરફ અભિરુચિ નથી થતી હોતી, તે તો આત્મકલ્યાણની ભાવનાને જ જીવનસાધનામાં મુખ્ય સ્થાન આપતા હોય છે. તેથી આ સંસ્કૃતિની સાધના નિવૃત્તિ–પ્રધાન છે.

**સમન્વય ભાવના :**

સ્થાનકવાસી સંસ્કૃતિ સમન્વય–ભાવનાને લઈને

આગળ વધી છે તેનો વિશ્વાસ વિરોધમાં નહિ, પણ અનુરોધમાં છે જીવનધર્મ, સમાજ અને દર્શન બધા જ ક્ષેત્રોમાં સમન્વય હોવો જરૂરી છે કારણ કે સમન્વય વિના કટુતા, વિરોધ અને વિષમતા દૂર થઈ શકતા નથી આ સંસ્કૃતિ પોતાના મૂળ સિદ્ધાંતોનું સંરક્ષણ કરતા કરતા પરમ્પરના સમન્વયમાં શ્રદ્ધા રાખે છે ભૂતકાળમાં, વર્તમાનકાળમાં અને ભવિષ્યકાળમાં પણ જે કંઈ સુંદર સિદ્ધાંતો હતા, છે અને હશે-જો તે જીવનને માટે ઉપયોગી હોય, કલ્યાણકારી હોય, તો આ સંસ્કૃતિ એનો સ્વીકાર કરવામાં શ્રદ્ધા રાખે છે અને એટલા જ કારણે આ સંસ્કૃતિમાં રૂઢિવાદ, પુરાણપંથીશાહી, અંધવિશ્વાસ અને અંધશ્રદ્ધાને જરા પણ સ્થાન નથી આ એક પ્રગતિશીલ સંસ્કૃતિ છે અને તે જીવનના સમસ્ત ક્ષેત્રોમાં આ સમન્વયબુદ્ધિને લઈને જ ચાલી છે

## સંગ્રહ અને વિસર્જન

આ સંસ્કૃતિ જીવનને સંગ્રહમાંથી વિસર્જન તરફ લઈ જાય છે મનુષ્ય અપ્રાપ્ત વસ્તુની ઇચ્છા-અભિલાષા કરતો હોય છે પ્રાપ્તમાં આસક્તિ રાખતો હોય છે અને તે વસ્તુના વિયોગમાં વિલાપ કરતો હોય છે આ વિલાપમાંથી જ બૂરા સંસ્કારો પેદા થાય છે તેથી સંગ્રહમાં કદી કોઈને સુખ નથી મળ્યું આ સંસ્કૃતિનો વિશ્વાસ છે કે સુખ સંગ્રહમાં નથી વિસર્જનમાં છે, સુખ પરિગ્રહમાં નથી પણ અપરિગ્રહમાં છે અપરિગ્રહની સાધના જ આ સંસ્કૃતિનું મૂલસૂત્ર છે જીવનમાં ગમે તે પણ વસ્તુનો-જડ અથવા ચેતન-

નો સંગ્રહ મમતા ઉત્પન્ન કરે છે. મમત્વમાંથી જ પછી બંધન પેદા થાય છે. પરિગ્રહ સંસારનું સૌથી મોટું બંધન છે. તેનાથી મુક્ત થવા માટે જ આ સંસ્કૃતિમાં અપરિગ્રહની સાધના ઉપર વિશેષ ભાર મૂકવામાં આવ્યો છે. જીવનને સુખી, શાંત અને નિર્વંદ્વ બનાવવા માટે સંગ્રહ-બુદ્ધિ છોડીને અપરિગ્રહની સાધના કરવી જ પડશે. આ જ એ સંસ્કૃતિનો સંદેશ છે.

**અહિંસા અને અનેકાન્ત :**

અહિંસા અને અનેકાન્ત આ બંને સિદ્ધાંત આ સંસ્કૃતિનો મૂળ આત્મા છે. આ સંસ્કૃતિનો ભવ્ય પ્રાસાદ અહિંસા અને અનેકાન્તના પાયા પર જ ચણાયેલો ઊભો છે. જીવનની ધરતી પર જ્યાં સુધી અનેકાન્તનો અવતાર નહિ થાય, ત્યાં સુધી સંસારમાં સુખ અને શાન્તિ આવી નહિ શકે. અહિંસારૂપી સુધાનું પાન કરીને જ મનુષ્ય અમર થઈ જાય છે. અનેકાન્તનું અમૃત પીને મનુષ્ય અજેય બની જાય છે. વ્યક્તિનો વ્યક્તિ સાથે, સમાજનો સમાજ સાથે અને રાષ્ટ્રનો રાષ્ટ્ર સાથે જે પરસ્પર સંબંધ જોડાય છે અથવા જોડાવો જોઈએ તેનો મૂળ આધાર અહિંસા અને અનેકાન્ત જ છે. અહિંસા મનુષ્યના હૃદયને સરસ બનાવે છે. અને અનેકાન્ત મનુષ્યની બુદ્ધિને વિનમ્ર બનાવે છે. હૃદય અને બુદ્ધિ આ બંને તત્ત્વો જ જીવન-વિકાસનાં આધારભૂત અંગો છે. હૃદયની શુદ્ધિ અહિંસાથી થાય છે અને બુદ્ધિની શુદ્ધિ અનેકાન્તથી થાય છે. તેથી જીવનસુધારણા માટે તેમ જ જીવનવિકાસને માટે અહિંસા

અને અનેકાન્તની સાધના પરમ આવશ્યક છે અહિંસા અને અનેકાન્ત સ્થાનકવાસી સસ્કૃતિના મૂળભૂત તત્ત્વો છે આ બને તત્ત્વમા બધા જ તત્ત્વો સમાઈ જાય છે

અહી ટૂકમા જ સ્થાનકવાસી સસ્કૃતિના મૂળભૂત વિચારોની અથવા દષ્ટિબિંદુઓની પરિચય-રેખા આપવામા આવી છે કોઈપણ સસ્કૃતિના વાસ્તવિક સ્વરૂપને સમજવા માટે તેના મૂળભૂત વિચારોનો પરિચય જરૂરી બની જાય છે

**કર્તવ્ય અને અધિકાર**

આ સસ્કૃતિ અધિકારને નહિ પણ કર્તવ્યને જ મુખ્ય સ્થાન આપે છે કર્તવ્ય સુદર હોય તો પછી અધિકારની ચિંતા શા માટે? જો અધિકારનો ઉદ્ભવ કર્તવ્યની ઊચી ભૂમિમા થયો હોય તો અધિકાર પોતે જ પ્રાપ્ત થઈ જશે સાધુ પોતાના કર્તવ્યનુ ધ્યાન રાખે, અને ગૃહસ્થ પોતાના કર્તવ્યનુ ધ્યાન રાખે તો પછી કોઈપણ જાતની અવ્યવસ્થાને અવકાશ જ નહિ મળે સધર્મા, સમાજમા, કુટુબમા અને રાષ્ટ્રમા સર્વત્ર આ જ કતવ્ય ભાવનાથી શાતિ મળી શકે છે સ્થાનકવાસીસસ્કૃતિમા આ દષ્ટિકોણથી અધિકાર ઉપર નહિ પણ કર્તવ્ય ઉપર જ ભાર મૂકવામા આવ્યો છે આ જ કર્તવ્યની ભાવનાએ આચાર્ય ભદ્રબાહુને પોતાની માગ સાધના છોડીને નેપાલથી પાટલીપુત્ર આવવા અને સઘ-સમેલનમા સમિલિત થવા માટે પ્રેરિત કર્યા હતા જે સમાજમા આ કર્તવ્યની ભાવના નથી હોતી, તે સમાજ કદી ફળી શકતો નથી, આગળ વધી શકતો નથી કે ઉન્નતિ સાધી શકતો નથી તેથી આ સસ્કૃતિમા

અધિકાર કરતાં કર્તવ્યને બહુ જ ઊંચું ગણવામાં આવ્યુ છે.

**હૃદય-પરિવર્તન :**

સ્થાનકવાસી સંસ્કૃતિ હૃદયપરિવર્તનમાં વિશ્વાસ રાખે છે. પોતાના ધર્મ, દર્શન અને સંસ્કૃતિના પ્રચાર તથા પ્રસાર માટે તેણે કદી પણ હિંસક બળ અજમાવ્યુ નથી. બળ-પ્રયોગના આધારે થનારા પરિવર્તનમાં તેને બિલકુલ શ્રદ્ધા નથી, વિશ્વાસ નથી. સાધકને જે કંઈ મેળવવું છે તે પોતાના પુરુષાર્થ, પોતાના પરિશ્રમ અને પોતાના જીવન પરિવર્તનથી જ મેળવી શકાશે જીવનનો ઉદ્ધાર અને સુધાર 'બાના' બદલવાથી નહિ પણ 'બાન' બદલવાથી જ થશે. વિશ્વને બદલવાની ચિતા ન કરો. જો જીવનની દિશા બદલી ગઈ હોય, તો દશા પણ જરૂર બદલી જશે. તેથી પોતાના મનના પરિવર્તનથી જ જીવનનું પરિવર્તન થશે.

**આત્મ-વિજયની સંસ્કૃતિ :**

સ્થાનકવાસી સંસ્કૃતિમાં જીવન સાધ્ય નથી પણ એક સાધન માત્ર છે. સાધ્ય છે આત્મવિજય. આત્માના વિજયને માટે જીવનને સુરક્ષિત રાખવું એ તો ઠીક છે, પરંતુ ભોગવાદી રહેવા માટે જીવનનું રક્ષણ કરવું. તેની આળ-પંપાળ કર્યા કરવી કદાપિ પણ ઉચિત નથી. આરાધના તથા સાધનાનું એકમાત્ર લક્ષ્ય છે આત્માની વિશુદ્ધિ તથા આત્માનો વિજય. આત્માના વિકારોને જીતવા એ જ આ સંસ્કૃતિનું એકમાત્ર ધ્યેય છે. અહીં જીવનનું ધ્યેય છે સંયમ અને અહીં મરણનું ધ્યેય છે સંયમ.

જીવિત રહેવું હોય તો તે સંયમને માટે અને મરવું હોય તો પણ તે સંયમને માટે સંયમથી જ મનુષ્ય પોતાના વિકારોને જીતીને આત્મવિજયી બને છે

**સંસ્કૃતિની ધ્યેયનિષ્ઠા**

આ સંસ્કૃતિની ધ્યેયનિષ્ઠા છે, સંસારના બંધનોથી મુક્ત થઈને અજર, અમર અને શાશ્વત પરમપદને પ્રાપ્ત કરવાની નિર્વાણ, મોક્ષ અને મુક્તિ સિવાય અહીં બીજા કોઈપણ ઉદ્દેશથી સાધના કરવામાં આવતી નથી સંયમનું પાલન કરો તો અરિહંત બનવા માટે, તપની સાધના કરો તો પણ અરિહંત બનવા માટે, અહિંસાનું આચરણ કરો તો પણ અરિહંત બનવા માટે, અરિહંત અને સિદ્ધ બનવાનો માર્ગ છે અહિંસા, સંયમ અને તપ અહિંસા, સંયમ અને તપની સાધનાથી જ સાધક પરમ પદને પ્રાપ્ત કરી શકે છે આ સંસ્કૃતિ આત્મ-પૂજા કરતાં બીજી કોઈ બહારની પૂજાને માન્ય કરતી નથી કે તેમાં શ્રદ્ધા રાખતી નથી તેથી આ સંસ્કૃતિ આત્માની સંસ્કૃતિ છે



## ૧૩

# જૈન સંસ્કૃતિનો પ્રાણ: અનેકાન્ત

### જૈન તત્ત્વજ્ઞાનનો મૂલાધાર :

માનવ જીવનનું સર્વતોમુખ ઉન્નયન અને વિકાસ કરવા માટે શ્રમણ ભગવાન મહાવીરની અહિંસા ત્રિવેણીરૂપે વહેવા લાગી હતી. પહેલી જીવદયારૂપી અહિંસા, જેના દ્વારા સ્વ-પરના કલેશ તથા મનઃતાપને શાંત કરવા માટે જીવનના કણકણમાં દયા, કરુણા, મૈત્રી, ઉદારતા તથા આત્મોપમતાનું નિર્મળ ઝરણું વહેવા લાગે છે. બીજી અનેકાન્તરૂપી બૌદ્ધિક અહિંસા જેના દ્વારા વિચારોનું વૈષમ્ય, માલિન્ય, તથા કાલુષ્ય ઓગળીને પરસ્પરનો વિચાર-સંઘર્ષ, તથા શુષ્ક વાદવિવાદ નષ્ટ થઈ જાય છે, અને આંતર્મનમાં પરસ્પર સૌહાર્દ તથા શાંતિપૂર્ણ સહ-અસ્તિત્વનો પ્રકાશ ઝળહળવા લાગે છે ત્રીજી, તપસ્યારૂપી આત્મિક અહિંસા -જેના દ્વારા પૂર્વસંચિત કર્મરૂપી મળનું શોધન-પરિશોધન કરીને આત્માને માંજવામાં આવે છે, તેને સંપૂર્ણ રીતે શુદ્ધ, સ્વચ્છ, નિર્મળ તથા સાફ કરવામાં આવે છે.

ઉપરના વિચારની પૃષ્ઠભૂમિકામા અનેકાન્તવાદ જૈન સસ્કૃતિના તત્ત્વજ્ઞાન નિરૂપણનો મૂળ આધાર છે જૈન સસ્કૃતિમા જે વાત કહેવામા આવી છે તે અનેકાન્તાત્મક વિચાર તથા સ્યાદ્વાદની ભાષામા તોળીને જ કહેવામા આવી છે આ દૃષ્ટિબિંદુથી જોઇએ તો સસ્કૃતિના ક્ષેત્રમા જૈન સસ્કૃતિનુ બીજુ નામ અનેકાન્ત સસ્કૃતિ પણ છે

**અનેકાન્તનુ સ્વરૂપ**

જૈન સસ્કૃતિની માન્યતા છે કે દરેક વસ્તુની અનત બાજુઓ છે તે બાજુઓને-પક્ષોને જૈનદર્શનની પરિભાષામા ધર્મ કહે છે આ દૃષ્ટિએ સસારની પ્રત્યેક વસ્તુ અનન્તધર્મા છે

"अनन्तधर्मात्मक वस्तु" (સ્યાદ્વાદમજરી) અનેકાન્તમા અનેક અને અન્ત આ બે શબ્દો છે અનેકનો અર્થ અધિક બહુ અને અન્તનો અર્થ ધર્મ અથવા દૃષ્ટિ છે કોઇપણ પદાર્થને અનેક દૃષ્ટિએ જોવી, કોઇપણ વસ્તુ તત્ત્વનુ ભિન્ન ભિન્ન દૃષ્ટિથી અથવા ભિન્ન ભિન્ન અપેક્ષાઓથી પર્યાલોચન કરવું તે અનેકાન્ત છે એમ જ પદાર્થમા ભિન્ન ભિન્ન વાસ્તવિક ધર્મોનુ સાપેક્ષ રૂપથી સ્વીકાર કરવાનુ નામ "અનેકાન્ત"

જૈન સસ્કૃતિમાં એક જ દૃષ્ટિબિન્દુથી પદાર્થનું પર્યાલોચન કરવાની પદ્ધતિને એકાગી, અધૂરી અને અપ્રમાણિક માનવામા આવી છે અને એક જ વસ્તુના વિષયના ભિન્ન ભિન્ન અપેક્ષાએ કથન કરવાની વિચાર-

ધ-૮

શૈલીનો પૂર્ણ તથા પ્રામાણિક સ્વીકાર કરવામાં આવ્યો છે. આ સાપેક્ષ વિચાર-પદ્ધતિનું નામ જ વસ્તુતઃ એકાન્તવાદ છે. અપેક્ષાવાદ, કથંચિદ્‌વાદ, સ્યાદ્‌વાદ, અનેકાન્તવાદ આ બધા શબ્દો પ્રાયઃ એક જ અર્થના વાચક છે.

અનન્ત-ધર્માત્મક વસ્તુને જો કોઈ એક જ ધર્મમાં સીમિત કરવા ઇચ્છે, કોઈ એક ધર્મ દ્વારા થનારા જ્ઞાનને જ વસ્તુનું જ્ઞાન સમજી બેસે, તો તેનાથી વસ્તુનું યથાર્થ સ્વરૂપ સમજાતું નથી. કોઇપણ કથન અથવા વિચાર નિરપેક્ષ સ્થિતિમાં સત્યાત્મક નથી થઈ શકતો ભત્ય હોવાને માટે તેણે પોતાનાથી બીજા વિચાર-પક્ષની અપેક્ષા રાખવી જ પડે છે. સાધારણ જ્ઞાન, વસ્તુના કેટલાક ધર્મો-બાજુઓ સુધી જ સીમિત રહે છે. કેવળજ્ઞાનની સ્થિતિમાં જ્ઞાનના પરિપૂર્ણ હોવા માત્રથી જ વસ્તુના અનન્ત ધર્મોનું જ્ઞાન થવું સંભવે છે. બીજા શબ્દોમાં કેવળજ્ઞાન જ વસ્તુસ્વરૂપનો સમગ્રરૂપે સાક્ષાત્કાર કરી શકે છે. આ પૂર્ણ જ્ઞાનને જ જૈન સંસ્કૃતિમાં પ્રમાણ માનવામાં આવ્યુ છે એના કરતા બીજાં બધાં પ્રકારનાં જ્ઞાન અપૂર્ણ તથા સાપેક્ષ છે. સાપેક્ષ સ્થિતિમાં જ તે સત્ય હોઈ શકે છે, નિરપેક્ષ સ્થિતિમા નહીં. હાથીને થાંભલા જેવો બતાવનાર આંધળો માણસ પોતાના દૃષ્ટિ-બિંદુથી સાચો છે, પરંતુ હાથીને દોરડા જેવો કહેનાર બીજા માણસની અપેક્ષાએ તે સાચો હોઈ શકે નહિ. હાથીનું સમગ્ર જ્ઞાન કરવા માટે હાથીનું જ્ઞાન કરાવનારી બધી દૃષ્ટિઓની અપેક્ષા રહે છે. આ જ અપેક્ષાદૃષ્ટિને

કારણે અનેકાન્તવાદનુ નામ, અપેક્ષાવાદ અથવા સ્યાદ્વાદ રાખવામા આવ્યુ છે સ્યાદ્વાદમા સ્યાત્નો અર્થ છે કોઈ પણ અપેક્ષાથી અથવા કોઇપણ દૃષ્ટિથી, અને વાદનો અર્થ છે-કથન કરવું કોઈ અપેક્ષા વિશેષ વડે વસ્તુતત્ત્વનુ નિર્વચન કરવુ એ જ સ્યાદ્વાદ છે

**હી અને મી નુ અતર ('જ' ને સ્થાને 'પણ')**

અનેકાન્તવાદની એ સર્વોપરી વિશેષતા છે કે તે કોઈ પણ વસ્તુનો એક પક્ષ પકડીને એમ નથી કહેતો કે, આ વસ્તુ એકાન્તત આવી જ છે તે તો 'હી' ના સ્થાને 'મી'-નો પ્રયોગ કરે છે જેનો અર્થ છે-આ અપેક્ષાએ વસ્તુનુ સ્વરૂપ આવું પણ છે 'હીં' એકાન્ત છે તો 'મી' વૈષમ્ય તથા સઘર્ષના બીજનુ મૂલત ઉન્મૂલન કરીને સમતા તથા સૌહાદના મધુર વાતાવરણનુ સર્જન કરે છે હીં'મા વસ્તુ સ્વરૂપના બીજા સત્પક્ષોનો ઇન્કાર છે તો 'મી'મા બીજા બધા સત્પક્ષોનો સ્વીકાર છે હીં'થી સત્યનુ દ્વાર બધ થઈ જાય છે તો મી'મા સત્યનો પ્રકાશ લાવવા દેવા માટે બધા દ્વાર ઉઘાડા રહે છે

જેટલા જેટલા એકાન્તવાદી દર્શન છે તે બધા વસ્તુ સ્વરૂપના સબધમા એક પક્ષને હમેશા મુખ્યપદ-પ્રધાનપદ આપીને જ કોઈ તથ્યનુ પ્રતિપાદન કરે છે વસ્તુ-સ્વરૂપના સબધમા ઉદાર મનવાળા બનીને વિવિધ દૃષ્ટિકોણથી વિચાર કરવાની કળા તેમની પાસે ઘણુખરુ હોતી નથી આ જ કારણ છે કે જેથી તેમનો દૃષ્ટિકોણ અથવા કથન 'જનહિતાય' ન હોતા 'જનવિનોદાય' થઈ જાય છે એથી

ઊલટું જૈન દર્શનના તત્ત્વ-પારખુ આચાર્યોએ ખુલ્લાં મન-ખુલ્લા મગજથી વસ્તુ-સ્વરૂપ પર અનેક દૃષ્ટિબિંદુઓથી વિચાર કરીને ચૌમુખી સત્યને આત્મસાત કરવાનો દૂરગામી પ્રયત્ન કર્યો છે તેથી તેઓનો દૃષ્ટિકોણ સત્યનો દૃષ્ટિકોણ છે, શાંતિનો દૃષ્ટિકોણ છે, જનહિતનો દૃષ્ટિકોણ છે, સહ-અસ્તિત્વનો દૃષ્ટિકોણ છે.

દાખલા તરીકે આત્મતત્ત્વને જ લો. સાંખ્યદર્શન આત્માને કૂટસ્થ (એકાન્ત, એકરસ) નિત્ય માને છે. તેનું કહેવું એમ છે કે આત્મા સર્વથા નિત્ય જ છે. બૌદ્ધ દર્શનનું કથન છે કે આત્મા અનિત્ય એટલે કે ક્ષણિક જ છે. આમ અંદર અંદર બંનેનો વિરોધ છે. બનેમાં ઉત્તર-દક્ષિણના રાહ છે. પણ જૈન દર્શન કદી એક જ પડખા તરફ નથી નમતું, નથી ઢળતું. તે તો એમ માને છે કે જો આત્મા એકાન્ત નિ.ય જ છે તો તેમાં ક્રોધ, અહંકાર, માયા તથા લોભ રૂપે તે રૂપાન્તર થતો કેમ દેખાય છે? નારક, દેવતા, પશુ અને મનુષ્યના રૂપમાં પરિવર્તન પામતો કેમ નજરે પડે છે? આત્માનાં આ જુદાં જુદાં રૂપપરિવર્તન શાને લીધે છે? કૂટસ્થ અથવા નિત્યમાં તો કોઈપણ પ્રકારે પર્યાય કે પરિવર્તન-ફેરફાર હોઈ શકે નહિ, ન હોવું જોઇએ; પણ પરિવર્તન થાય છે એ ધોળા દિવસ જેવું સત્ય છે, સ્પષ્ટ છે. તેથી આત્મા નિત્ય છે એ કથન ભ્રાંતિથી ભરેલું છે, ખોટું છે. અને હવે જો આત્મા સર્વથા અનિત્ય છે એમ માની લઇએ તો 'આ વસ્તુ જે પહેલાં મેં જોઈ હતી તે નથી,'

આવું એકત્વ અનુસંધાનાત્મક પ્રત્યભિજ્ઞાન નહિ હોવું જોઈએ પરંતુ પ્રત્યભિજ્ઞાન તો અબાધ રૂપે હોય છે તેથી આત્મા સર્વથા અનિત્ય (ક્ષણિક) જ છે, એ માન્યતા પણ દોષભરેલી, ત્રુટિવાળી છે

જીવનમાં એક બાજુ ઢળીને 'હી'ના રૂપમાં આપણે વસ્તુસ્વરૂપનો સાચો નિર્ણય નહિ કરી શકીએ આપણે તો 'ભી' દ્વારા વિવિધ બાજુઓથી સત્યના પ્રકાશનું સ્વાગત કરવું જોઈએ અને એ સત્યાત્મક દૃષ્ટિથી આત્મા નિત્ય પણ છે ને દ્રવ્યની દૃષ્ટિથી આત્મા અનિત્ય પણ છે

કહેવાનું તાત્પર્ય એ છે કે 'જ'ના એકાન્ત પ્રયોગથી સત્યનો તિરસ્કાર તથા બહિષ્કાર થાય છે આપસમાં વેર-વિરોધ, કલહ-કલેશ તથા વાદવિવાદ વધે છે અને 'ભી' એટલે 'પણ'થી આ બધા દર્દો એકદમ શાંત થઈ જાય છે 'જ' થી સંઘર્ષ તથા વિવાદ કેવી રીતે ઉત્પન્ન થાય છે એ સમજવા માટે તે વિષયની એક બહુ જ સુંદર દૃષ્ટાંત-કથા છે

બે માણસો નાચ જોવા ગયા એક આંધળો અને બીજો બહેરો આખી રાત નાચગાનનો તમાશો જોઈ બીજે દિવસ સવારે તેઓ બંને પોતાના ઘેર પાછા ફરી રહ્યા હતા રસ્તામાં એક માણસે તેમને પૂછયું "કેમ ભાઈ નાચ કેવો હતો?" આંધળાએ કહ્યું "આજે તો ફક્ત ગીત જ હતું નાચ તો કાલે થશે બહેરો બોલ્યો "આજે તો ફક્ત નાચ જ હતો ગાવાનો કાર્યક્રમ કાલે થશે" બંને જણ પોતપોતાની વાત પકડીને ખેંચતાણ કરવા લાગ્યા

'તૂ તૂ મેં મેં'ની સાથે બોલાચાલી થઈ ગઈ અને વાત આગળ વધતાં મારામારી પર આવી ગઈ.

બસ, અનેકાન્તવાદ પણ આજ કહે છે કે એક જ દૃષ્ટિકોણ અપનાવીને આંધળા ને બહેરા ન બનો. બીજાની વાત પણ સાંભળો. બીજાનાં દૃષ્ટિબિંદુઓને પણ જુઓ, ઓળખો. તમાશામાં થઈ હતી બંને ચીજો: નાચ પણ અને ગાવાનુ પણ. પણ આંધળો નાચ ન જોઈ શક્યો અને બહેરો ગીત ન સાંભળી શક્યો. આજ ફક્ત સંગીત જ થયુ છે, અથવા આજ ફક્ત નાચ જ થયો છે આ 'જ'ના ઝમેલામાં પડીને બંને ફસાઇ ગયા; બન્ને વચ્ચે લડાઈ જામી ગઇ. જો તેઓ એકબીજાને યથાર્થ જોઇ લેત. અથવા સમજી લેત, અને 'જ'ના ચક્કાવામાં પડીને પોત-પોતાની વાતની ખેંચતાણ ન કરત તો આ ઝઘડો ન થાત ને મારામારીની વાત જ ઊભી ન થાત. અનેકાન્તવાદ પરસ્પર સંઘર્ષ ઉત્પન્ન કરાવનારા 'જ'નું ઉન્મૂલન કરીને તેની જગાએ 'પણ'નો પ્રયોગ કરવાની બળવાન પ્રેરણા આપે છે.

**અનેકાન્ત કાણાપણું મટાડે છે :**

જૈન દર્શનની અનેકાન્ત દૃષ્ટિ માનવમનને એવો પ્રકાશ આપે છે કે મનુષ્યને બે આંખો મળી છે. તેથી એક આંખથી તે પોતાનુ તો બીજીથી તે વિરોધીઓનુ સત્ય જુએ જેટલી પણ વચનપદ્ધતિઓ અથવા કથનના પ્રકાર છે તે બધાનુ લક્ષ્ય સત્યનુ દર્શન કરાવવું તે છે. જેવી રીતે બીજના ચંદ્રમાનું દર્શન કરનાર વ્યક્તિઓમાંથી કોઈ એક

તો એમ કહે છે કે "ચન્દ્રમા પેલા ઝાડની ટોચથી બરાબર એક વહેંત ઉપર છે" ત્યારે બીજો માણુસ કહે છે કે "ચન્દ્રમા આ મકાનના ખૂણાને અડીને રહ્યો છે" ત્રીજો કહે છે "ચન્દ્રમા પેલા ઊડતા પખીની બને પાખોની વચ્ચેથી દેખાય છે" ચોથો માણુસ સંકેત કરીને કહે છે કે 'ચન્દ્રમા બરાબર મારી આગળીની સામે જ દેખાઈ રહ્યો છે" આ બધા માણુસોનુ લક્ષ્ય ચદ્ર-દર્શન કરાવવાનુ છે અને તેઓ પોતાની સાફ નિયતથી જ પોતપોતાની પ્રક્રિયા બતાવી રહ્યા છે પણ એકબીજાના કથનમા આકાશ-પાતાળનુ અંતર છે

બરાબર એ જ રીતે સત્યશોધક દાર્શનિક વિચારકોનો એક જ ઉદ્દેશ છે, સાધકોને સત્યનો સાક્ષાત્કાર કરાવવો બધા પોતપોતાના દૃષ્ટિબિન્દુથી સત્યની વ્યાખ્યા કરી રહ્યા છે, પરંતુ તેઓના કથનમા ભેદ છે અનેકાન્તની સતેજ આંખથી જ તે તથ્યાશોના પ્રકાશને જોઈ સમજી શકાય છે

વસ્તુત અનેકાન્તવાદ સત્યનુ સજીવ ભવિષ્ય છે, આ સત્યની શોધ કરવા માટે તથા પૂર્ણ સત્યની મંજિલ પર પહોચવા માટે પ્રકાશમાન મહામાર્ગ છે બીજા શબ્દોમા જૈન દર્શનનો અનેકાન્ત વિચાર બધી દિશાઓથી ખુલ્લુ રહેલુ એ દિવ્ય માનસ-નેત્ર છે, જે પોતાથી ઊચે જઈને દૂર દૂર સુધીના તથ્યોને જોઈ લે છે અનેકાન્તમા એકાંગિતા તથા સંકીર્ણતાને પગ ગણવા જેટલી જરા પણ જગા નથી અહી તો મનનો તટસ્થ ભાવ અને હૃદયની ઉદાત્તતા જ સર્વોપરી માન્ય છે અહી સ્વદૃષ્ટિ નગણ્ય છે,

હેય છે અને સત્ય દૃષ્ટિ જ પ્રધાન છે, ઉપાદેય છે. જે કંઈ સત્ય છે તે મારું છે, પછી ચાહે તે કોઇપણ જાતિ, વ્યક્તિ અથવા શાસ્ત્રમાં કેમ ન હોય. એ જ્યોતિપની દિશા છે, અનેકાન્તના મહાન સિદ્ધાન્તની દિશા છે

અનેકાન્તવાદનો આદર્શ છે કે સત્ય અનન્ત છે. આપણે આપણી આસપાસ, અહીં તહીં ચારે તરફથી જે કંઈ જોઈ શકીએ છીએ, સમજી શકીએ છીએ, તે સત્યનું પૂર્ણ રૂપ નહિ પણ અનન્ત સત્યનું સ્ફુલિંગ છે, અંશ માત્ર છે. તેથી જૈન ધર્મની અનેકાન્ત ધારા મનુષ્યને સત્ય દર્શનને માટે આંખો ખોલીને બધી બાજુ જોવાની દૂરગામી પ્રેરણા આપે છે તેનું કહેવું છે. કે સમસ્ત જગતને તું તારી પોતાની જ આંખથી ન જો ન ઓળખ. બીજાને હંમેશાં તેની આંખથી જો, તેના દૃષ્ટિકોણથી ઓળખ, જાણ સત્ય ફક્ત તે જ અને એટલુ જ નથી, જેટલું તમે જોઈ શકયા છો. તો પણ એ તો સંભવિત છે કે હાથીના સ્વરૂપનું વર્ણન કરનાર તે છ યે વ્યક્તિ પોતાની રીતે સો એ સો ટકા સાચા હોવા છતાં એટલા માટે અધૂરા છે, અપૂર્ણ છે કે એકે હાથીને જોયો હતો સૂંઢ તરફથી, બીજાએ જોયો હતો પૂંછડા તરફથી, ત્રીજાએ જોયો હતો પેટ ઉપર હાથ ફેરવીને, ચોથાએ જોયો હતો કાન પકડીને, પાંચમાએ જોયો હતો દાંત તરફથી અને છઠ્ઠાએ જોયો હતો પગ તરફ હાથ ફેરવીને. જીવનના આ કાણાપણાને એકાંગી સત્ય જોવાની વૃત્તિને અનેકાન્તવાદ દૂર કરી શકે છે કાણો માણુસ એક જ બાજુના સત્યને જોઈ

શકે છે સત્યની બીજી બાજુ, વસ્તુતત્ત્વનું બીજું પડખું તેની આંખથી લુપ્ત રહે છે

એક જૂની પ્રાચીન લોકકથા છે કોઈ એક માતાનો કાણો બેટો હરદ્વાર ગયો હરદ્વારની યાત્રા કરી પાછો આવ્યો ત્યારે તેને પૂછવામા આવ્યું—હરદ્વારમા સૌથી સારુ તને શું લાગ્યું ? તે ત્યા કઈ નવી ચીજ જોઈ ? ગામડાના ભોળા માણસે—માતાના એ બેટાએ ત્યા સુધી કોઈ બજાર જોયુ ન હતું તેણે કહ્યું મે નવી વાત એ જોઈ કે હરદ્વારની બજાર ચકરાવો લઈ ફરી જાય છે મા, પણ હરદ્વારની યાત્રા કરી આવી હતી ચોકીને તેણે પૂછ્યુ, અરે હરદ્વારનુ બજાર વળી કેવી રીતે ફરી જાય છે ?

બેટાએ ફરીને આશ્ચર્યમા ડૂબીને જવાબ આપ્યો કહ્યુ મા જ્યારે હું હરકી પૈડી નહાવા ગયો તો બજાર આ બાજુ હતું અને નાહી પાછો ફરીને જોયુ તો બજાર પેલી બાજુ ફરી ગયેલુ જણાયુ

હુ ખિત થયા છતા મા પણ હસી પડી અને પોતાના ભોળા બેટાને છાતીએ લગાવી દીધો બજાર તો બન્ને બાજુ હતી છતા પોતાના કાણાપણાને લઇને તે માનો ભોળિયો દીકરો એક બાજુ જ જોઈ શકયો આવા જ પેલા વિચારકો પણ કાણા છે જેઓ એકાન્તના ઝમેલામા પડી પોતાની એકાન્ત દૃષ્ટિથી—પોતાની એક આંખથી વસ્તુના સત્ય સ્વરૂપને જોવાનો યત્ન કરે છે તેઓ વસ્તુના સ્વરૂપની એક એક બાજુને જ જોઈ શકે છે પરતુ એ સત્યની બીજી બાજુ પણ હોય છે પોતાના કાણાપણાને

કારણે બીજી બાજુનું સત્ય તેમને દેખાતું નથી હોતું. એકાન્તનો પક્ષાન્ધ મનુષ્ય ભલા પ્રકાશને કેવી રીતે જોઈ શકે ?

અનેકાન્તવાદ મનુષ્યની દૃષ્ટિથી આ કાણાપણાનો નાશ કરીને વસ્તુસ્વરૂપને 'વિવિધ દૃષ્ટિએ'થી જોવાની પ્રેરણા આપે છે. પોતાના ઘરના આંગણામાં ઊભેલો માણસ પોતાની ઉપર જ પ્રકાશ જુએ છે પણ છાપરા ઉપર કે અગાશી ઉપર ચડીને જુએ તો સર્વત્ર પ્રકાશ જ પ્રકાશ એની નજરે ચડશે. અનેકાન્ત દ્વાર અથવા આંગણાનો ધર્મ નથી પણ અગાસી ને છાપરાનો ધર્મ છે.

**"પદાર્થના વિરાટ સ્વરૂપની ઝાંખી" :**

જૈન દર્શનની વિચારધારા અનુસાર જગતના બધા જ પદાર્થો ઉત્પત્તિ, વિનાશ તથા સ્થિતિ–આ ધર્મોથી જોડાયેલા છે. જૈનત્વની ભાષામા તેને ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય કહે છે. વસ્તુમાં જ્યાં ઉત્પત્તિ તથા વિનાશની અનુભૂતિ હોય છે, ત્યાં તેની સ્થિરતાનું ભાન પણ સ્પષ્ટ રીતે હોય છે. સોનીની પાસે સોનાની બંગડી છે એ બંગડીને તોડીને તેનો મુગટ બનાવી દીધો તેથી બંગડીનો વિનાશ થયો પણ મુગટની ઉત્પત્તિ થઈ. પરંતુ ઉત્પત્તિ–વિનાશની આ લીલામાં મૂળ તત્ત્વ સોનાનું અસ્તિત્વ તો બરાબર ચાલુ જ રહ્યું છે. તે તો જેવું ને તેવું જ પોતાની સ્થિતિમાં વિદ્યમાન રહ્યું છે. તેમાથી એ સત્ય સાફ થઈને ધોવાઈને ઉપર તરી આવ્યુ કે ઉત્પત્તિ અને વિનાશ કેવળ આકાર–વિશેષ હોય છે નહિ કે મૂળ વસ્તુનો.

મૂળ વસ્તુ તો હજાર હજાર પરિવર્તન પામવા છતા પોતાના સ્વરૂપથી ચ્યુત નથી થતી બગડી અને મુગટ એ તો સોનાના આકાર-વિશેષ છે આ આકાર-વિશેષના જ ઉત્પત્તિ તથા વિનાશ જોવામા આવે છે જૂના આકારનો નાશ થાય છે અને નવા આકારની ઉત્પત્તિ થાય છે આથી ઉત્પત્તિ, વિનાશ અને સ્થિતિ ત્રણેય પદાર્થનો સ્વભાવ છે એમ સિદ્ધ થયુ સોનામા બગડીના આકારનો વિનાશ, મુગટની ઉત્પત્તિ અને સોનાની સ્થિતિ એ ત્રણે ધર્મો મોજૂદ છે સસારનો કોઈ પણ પદાર્થ મૂળમા નષ્ટ થતો નથી તે કેવળ પોતાનુ રૂપ બદલતો રહે છે આ રૂપાન્તરનુ નામ જ ઉત્પત્તિ અને વિનાશ છે અને પદાર્થના મૂળ સ્વરૂપનુ નામ સ્થિતિ છે

ઉત્પત્તિ, વિનાશ અને સ્થિતિ આ ત્રણે ગુણ પ્રત્યેક પદાર્થના સ્વાભાવિક ધર્મો છે આ તથ્યને હૃદયગમ કરવા માટે જૈન દર્શનના જ્યોતિધર વિચારકોએ એક બહુ જ સુદર રૂપક આપણી સમક્ષ તૈયાર કરીને રજૂ કર્યું છે

ત્રણ માણસો મળીને કોઈ સોનીની દુકાન પર ગયા તેમાથી એકને સોનાના ઘડાની જરૂર હતી બીજાને મુગટની અને ત્રીજાને માત્ર સોનાની ત્યા જઈને તેઓ જુએ છે તો સોની સોનાના ઘડાને ભાગીને તેનો મુગટ બનાવી રહ્યો છે સોનીની આ પ્રવૃત્તિને જોઈને તે ત્રણે માણસોમા જુદી જુદી ભાવ-ધારાઓ ઉત્પન્ન થઈ જે માણસને સોનાનો ઘડો જોઈતો હતો, તે એ ઘડાને ભાગેલો જોઈ, શોકાકુળ થઈ ગયો જેને મુગટની જરૂર હતી તે

હર્ષથી નાચી ઊઠ્યો અને જે માણસને કેવળ સોનાની જરૂર હતી, તેને ન શોક થયો કે ન હર્ષ થયો. તે તો તટસ્થ ભાવથી જોતો રહ્યો.

આ ત્રણે માણસોના મનમાં જુદા જુદા ભાવોના તરંગો કેમ ઊઠ્યા? જો વસ્તુ ઉત્પત્તિ, વિનાશ તથા સ્થિતિથી જોડાયેલી ન હોત તો તેના માનસમાં આ પ્રકારની ભાવ-ધારાઓ કદી ન ઊઠત. ઘડો ઇચ્છનાર માણસના મનમાં ઘડાના ભાંગવાથી શોક ઉત્પન્ન થયો. મુગટની ઇચ્છા ધરાવનાર માણસને આનંદ થયો, અને માત્ર સોનું ઇચ્છનાર માણસને શોક કે આનંદ એમાંથી કંઈ ન થયુ કારણ સોનુ તો ઘડાના નાશ અને મુગટની ઉત્પત્તિ બંને અવસ્થાઓમાં અસ્તિત્વ ધરાવતું હતું. તેથી તે મધ્યસ્થ-તટસ્થભાવ ધારણ કરીને ઊભો રહ્યો જુદી જુદી ભાવનાઓના વેગનું કારણ વસ્તુમાં ઉત્પત્તિ, વિનાશ અને સ્થિતિ ત્રણે ધર્મોનું અસ્તિત્વ છે તે છે

घट-मौलि-सुवर्णार्थी नाशोत्पत्तिस्थितिष्वयम् ।
शोक-प्रमोद-माध्यस्थ्यं, जनो याति सहेतुकम् ॥

—समन्तभद्र आप्तमीमांसा

વસ્તુના એ ત્રયાત્મક રૂપને હજી વિશેષ સ્પષ્ટ કરવા માટે એક બીજું ઉદાહરણ પણ જૈન-દર્શનકારોએ રજૂ કર્યું છે કોઈ માણસે દૂધ જ લેવાનું વ્રત લઈ લીધું છે તે દહીં નથી ખાતો. અને જેણે દહીં જ લેવાનું વ્રત લીધું છે તે દૂધ ગ્રહણ કરતો નથી. 'પરંતુ જેણે ગોરસ માત્રનો ત્યાગ કરી લીધો છે તે નથી દૂધ લેતો કે નથી

દહી લેતો આ નિયમ મુજબ દૂધનો વિનાશ, દહીની ઉત્પત્તિ અને ગોરસની સ્થિરતા આ ત્રણે તત્ત્વો સારી રીતે પ્રમાણિત થઈ જાય છે દહીના રૂપમા ઉત્પાદ, દૂધના રૂપમા વિનાશ અને ગોરસના રૂપમા ધ્રૌવ્ય–આ ત્રણે તત્ત્વ એક જ વસ્તુમા સ્પષ્ટ રીતે અનુભવી શકાય છે

पयोव्रतो न दध्यत्ति, न पयोऽत्ति दधिव्रत ।
अगोरसव्रतो नोभे, तस्मात्तत्त्व त्रयात्मकम् ॥

—समन्तभद्र आप्तमीमासा

પદાર્થના ઉત્પત્તિ, વિનાશ અને સ્થિતિ–આ ત્રણે ધર્મોથી એટલુ તો સ્પષ્ટ થઈ જાય છે કે વસ્તુનો એક અશ બદલતો રહે છે-ઉત્પત્તિ અને વિનાશ થતો રહે છે, તથા બીજો અશ પોતાના સ્વરૂપમા રહે છે વસ્તુનો જે અશ ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે તે જૈન દર્શનની ભાષામા 'પર્યાય' કહેવાય છે અને જે અશ સ્થિર રહે છે તે 'દ્રવ્ય' કહેવાય છે બગડીમાથી મુગટ બનાવવાના ઉદાહરણમા બગડી તથા મુગટ તો 'પર્યાય' છે અને સોનુ 'દ્રવ્ય' છે દ્રવ્યની દૃષ્ટિથી વિશ્વનો પ્રત્યેક પદાર્થ નિત્ય છે અને પર્યાયની અપેક્ષાએ અનિત્ય છે માટીનો ઘડો નિત્ય પણ છે અને અનિત્ય પણ છે ઘડાનો જે આકાર છે તે વિનાશી છે, અનિત્ય છે પણ ઘડાની માટી અવિનાશી છે, નિત્ય છે કારણ કે આકારરૂપે ઘડાનો નાશ થયા પછી પણ માટીરૂપે તો તે વિદ્યમાન રહે છે માટીના પર્યાય આકાર પરિવર્તિત થતો રહે જ છે પરતુ માટીના પરમાણુ સર્વથા નાશ પામતા નથી

આ જ વાત વસ્તુના 'સત્' અને 'અસત્' ધર્મને પણ લાગુ પડે છે. કેટલાક વિચારકોનો મત છે કે 'વસ્તુ' હંમેશાં સર્વથા 'સત્' છે અને કેટલાક એમ કહે છે કે વસ્તુ સર્વથા 'અસત્' છે. પણ જૈન દર્શનના મહાન આચાર્યોનું મંતવ્ય છે કે પ્રત્યેક પદાર્થ સત્ છે અને અસત્ પણ છે. બીજા શબ્દોમાં કહીએ તો વસ્તુ છે પણ ખરી અને નથી પણ ખરી. પોતાના સ્વરૂપની દૃષ્ટિથી વસ્તુ 'સત્' છે અને પર સ્વરૂપની દૃષ્ટિએ 'અસત્' છે. ઘટ પોતાના સ્વરૂપની-અપેક્ષાએ 'સત્' છે, વિદ્યમાન છે પરંતુ સ્વરૂપની અપેક્ષાએ ઘટ 'અસત્' છે, અવિદ્યમાન છે. બ્રાહ્મણ બ્રાહ્મણત્વની દૃષ્ટિથી સત્ છે, પરંતુ ક્ષત્રિયત્વની દૃષ્ટિથી 'અસત્' છે. પ્રત્યેક પદાર્થનું અસ્તિત્વ પોતાની સીમાની અંદર છે, સીમાની બહાર નથી. જો દરેક વસ્તુ દરેક વસ્તુના રૂપે 'સત્' જ બની જાય તો પછી વિશ્વપટ ઉપર કોઈ વ્યવસ્થા જ ન રહે એક જ વસ્તુ સર્વરૂપ થઈ જાય.

## અનેકાન્તવાદ 'સંશયવાદ' નથી

અનેકાન્તવાદના સંબંધમાં અજૈન જગતમાં કેટલીએ ભ્રાન્તિઓ ફેલાયેલી છે કેટલાક એમ માને છે કે અનેકાન્તવાદ 'સંશયવાદ' છે. પરંતુ જૈન દર્શનની દૃષ્ટિએ આ વાત સત્યથી હજારો ગાઉ દૂર છે. સંશય તો તેને જ કહેવાય જે કોઇપણ વાતનો નિર્ણય ન કરી શકે. અંધારામાં કોઈ વસ્તુ પડી છે એ જોઇને અંતર્મનમાં 'આ દોરડી હશે કે સાપ' એવો વિચાર આવવો અથવા સવાલ ઉઠવો એ

જાતની અનિશ્ચયાત્મક સ્થિતિનુ નામ' છે સ શય આમા દોરડી અથવા સાપ કોઇનો પણ નિશ્ચય નથી થઈ શકતો કોઇ વસ્તુ કોઈ નિશ્ચયાત્મક રૂપે સમજવામા કે જાણવામા ન આવે તે જ સશયનુ સ્વરૂપ' છે પરતુ અનેકાન્તવાદમા તો સ શય જેવી કોઈ સ્થિતિ જ નથી' તે તો સ શયનો મૂલોચ્છેદ કરનાર નિશ્ચિતવાદ છે અહી જે અપેક્ષાએ જે વાત કહેવામા આવે છે તે અપેક્ષાએ તે વાત તેવી જ છે, આ સો ટકા નક્કી છે 'અનેકાન્તવાદ' અપેક્ષાની દષ્ટિથી પોતાની વાત' ભાર દઇને ' જ ' પૂર્વક કહે છે દાખલા તરીકે અનેકાન્તવાદી દ્રવ્યની દષ્ટિએ આત્માને નિત્ય માને છે અને પર્યાયની દષ્ટિથી અનિત્ય માને છે દ્રવ્યની દષ્ટિથી આત્મા નિત્ય પણ છે અને અનિ ય પણ છે, અથવા પર્યાયની અપેક્ષાએ આત્મા અનિત્ય પણ છે અને નિત્ય પણ છે, એવા અનિશ્ચયાત્મક ગોલમાલભરી વાત અનેકાન્ત વાદી કદી નથા કહેતો કે કદી નથી માનતો ' જ 'પૂર્વક પોતાની વાતને કહેતો છતા પણ ' સ્યાત્ ' પદનો પ્રયોગ એટલા માટે કરે છે કે આત્મા દ્રવ્યની દષ્ટિએ જેવી રીતે નિત્યત્વ ધર્મવાળો છે તે જ પ્રમાણે પર્યાયની દષ્ટિથી અનિત્યત્વ ધર્મવાળો પણ છે

સત્યની આ બાજુ કદી આખથી લુપ્ત ન થઈ જાય જો આ સત્ય-દષ્ટિ વિચારકોના માનસ-નેત્રથી અળગી થઈ જાય તો એકાન્તવાદ આવીને પોતાનુ આસન જમાવી લે છે અને 'એકાન્તવાદ'થી તત્ત્વની-સત્યની પૂર્ણ ઝાખી કદી મળી શકતી નથી તેથી જૈન દર્શનનો અનેકાન્તવાદ

સંશયવાદ નહીં પણ વસ્તુતત્ત્વનો યથાર્થ નિર્ણય કરનારો સુનિશ્ચિતવાદ છે.

**અનેકાન્તવાદ અસત્સમન્વયવાદ નથી :**

કંઈક આધુનિક શિક્ષા–દીક્ષામાં ઉછરેલા વિચારકોનુ કહેવું છે કે અનેકાંતવાદ કોરો સમન્વયવાદ છે. જૈન દર્શનની વિચારસરણીથી તેઓનુ એ કથન એક વિશુદ્ધ ભ્રાન્તિથી અધિક મૂલ્ય–મહત્ત્વ નથી રાખતું. અનેકાંતવાદ એક જ પદાર્થમાં અનંત ધર્મોનો સ્વીકાર કરે છે. આ અપેક્ષાએ તેને વસ્તુના સમસ્ત ધર્મોનો સમન્વય કરનારો કહેવામાં આવે તો એ દષ્ટિકોણ અનેકાન્તવાદનુ દૂષણ નહિ, પણ ભૂષણ છે. પરંતુ એકાંતવાદની મૂળ ભીંત પર ઊભા કરવામાં આવેલા બધા ધર્મ, બધા ધર્મમાર્ગ મોક્ષનાં સાધન છે, એમ કહેવું તે સત્યનું ગળું દબાવી દેવા જેવું છે. એકાંત અને અનેકાંતની વચ્ચે તો અંધકાર અને પ્રકાશની જેવો શાશ્વત વિરોધ છે. અનેકાંતવાદ અસત્ વાતોનો સમન્વય કદી નથી કરતો. શુ અનેકાંતવાદ એવું પણ સિદ્ધ કરશે કે માણસના માથા ઉપર શીંગડાં હોય છે અને નથી પણ હોતાં ? અનેકાંતનો સમન્વય સત્યની શોધ ઉપર અવલંબિત હોય છે, સત્યને અનુકૂળ હોય છે. અસત્યની સાથે તેનું સમાધાન કદી હોઈ શકે નહિ. આંધળો સમન્વય જીવનમાં ભેદભાવ ઉત્પન્ન કરી દેશે.

ખરું જોતાં સત્યને અને જૂઠને શબ્દરૂપે સ્વીકાર કરી લેવો તે અનેકાંત નથી. જૈનધર્મના જે મહાન વિચારકોએ અનેકાંતની પ્રતિષ્ઠા કરી હતી તેઓનો એ આશય કદી ન

હતો કે વિધિનિષેધ અથવા આચારશાસ્ત્રની કેટલીક સમાન બાબતોના આધાર પર બધા ધર્મમાર્ગ એકરૂપ જ છે, સમાન જ છે એવું માનવું એ તો ગોળ અને છાણને એક કરવા જેવું છે સમાનતાને સમાનતા અને અસમાનતાને અસમાનતા ગણનાર વ્યક્તિ જ અનેકાતની ઉપાસક બની શકે છે બધા ધર્મોમા આચારવિષયક જેવી રીતે કેટલીક સમાનતાઓ દેખાય છે તેવી જ રીતે અસમાનતાઓ પણ ઘણી જ છે ભક્ષ્ય-અભક્ષ્ય, પેય-અપેય, કૃત્ય-અકૃત્યની બધી જ માન્યતાઓ સમાન જ છે, એ વિચાર અવિવેકભર્યો છે, સર્વ રીતે ભ્રમણાયુક્ત છે ભ્રાત છે એકાત અને અને કાતના જીવ-અજીવ તત્ત્વોના સબધમા કરવામા આવેલ વિવેચન વિશ્લેષણની વચ્ચે ઉત્તર ધ્રુવ અને દક્ષિણ ધ્રુવ જેટલુ અતર હોવા છતા પણ તેમા પરમ્પર કોઈ ભેદ નથી બધા ધર્મો અને પ્રવતકોમા પૂર્ણ સામ્ય છે એ કહેવું અનેકાતવાદ નહિ પણ મૃષાવાદ છે

અનેકાતવાદીનો સર્વધર્મસમ વય એક જુદી જ કોટિનો હોય છે તે સત્યને સત્યરૂપે અને અસત્યને અસત્યરૂપે જુએ છે, માને છે અને અસત્યનો ત્યાગ તથા સત્યનો સ્વીકાર કરવા માટે સતત ઉદ્યત રહે છે અસત્યનો પક્ષ ન કરવો અને સત્યના પ્રત્યે સદા જાગરુક રહેવું એ જ એકાતવાદીની સાચી મધ્યસ્થ દૃષ્ટિ છે સત્ય-અસત્યમા કોઇ વિવેક ન કરવો, એ મધ્યસ્થ દૃષ્ટિ નહિ અજ્ઞાન દૃષ્ટિ છે, જડદૃષ્ટિ છે સત્ય અને અસત્ય બન્નેને એક જ પલ્લામા મૂકવો એ

એક પ્રકારનો અસત્ય પ્રત્યેનો પક્ષપાત અને અસત્ય પ્રત્યેનો દ્વેષ જ છે. સત્ય પ્રત્યે અન્યાય ન થાય અને અસત્યને પ્રશ્રય ન મળે એ અપેક્ષાએ અનેકાંત સિદ્ધાંતને માનવાવાળા મનુષ્યોનો મધ્યસ્થ-ભાવ એક જુદી જ રીતનો હોય છે તેની સ્પષ્ટ ઝાંખી આપણે નીચેના શ્લોકમાં જોઈ શકીએ છીએ :

'तत्रापि न द्वेषः कार्यो विषयस्तु यत्नतो मृग्य' ।
तस्यापि च सद्वचनंसर्वं यत्प्रवचनादन्यन ॥
—षोडशक १६/१३

બીજાં શાસ્ત્રો પ્રત્યે દ્વેષ કરવો ઉચિત નથી. પરંતુ તેઓ જે વાત કહે છે તેની યત્નપૂર્વક શોધ કરવી જોઈએ. અને તેમાં જે સત્ય વચન હોય તે દ્વાદશાંગીરૂપ પ્રવચનથી જુદું નથી

અનેકાંતવાદનું ગાંભીર્ય અને મધ્યસ્થભાવ બંને ઉપર્યુક્ત શ્લોકમાં મૂર્ત થઈ ગયા છે. અનેકાંતવાદીને માટે કોઈ પણ વચન સ્વયં પ્રમાણરૂપ નથી કે અપ્રમાણરૂપ નથી. વિષયના શોધન-પરિશોધનથી જ તેને માટે કોઈ વચન પ્રમાણ અથવા અપ્રમાણ બને છે. પછી ભલે તે સ્વશાસ્ત્રનું હોય કે પર-શાસ્ત્રનુ જેનો વિષય પ્રત્યક્ષ અને પરોક્ષ પ્રમાણથી અવિરુદ્ધ હોય તે વાક્ય પ્રમાણ છે અને જેનો વિષય પ્રત્યક્ષ આદિ પ્રમાણથી બાધિત હોય તે વચન અપ્રમાણ છે. વસ્તુ અનેક ધર્માત્મક છે. કોઈ પણ એક ધર્મને લઈને કહેવામાં આવેલુ વચન તે ધર્મની દૃષ્ટિથી

પ્રમાણ છે, અન્ય ધર્મોના અપલાપ કરીને કહેલુ વચન અપ્રમાણ છે, અસત્ય છે, મિથ્યા છે

કહેવાનુ તાત્પર્ય એ છે કે જૈન દર્શનનો મૌલિક અનેકાન્તવાદ અસત્ પક્ષોનો સમન્વય હેળમેળ સાવતો નથી એથી તો જીવનમાર્ગમા અધ-સ્થિતિ ઉત્પન્ન થાય છે કેવળ સત્પક્ષો અને તથ્યાશોનો સમન્વય એ જ એકાન્ત છે શું એક જ વસ્તુમા વિશુદ્ધ ધર્મ રહી શકે છે

'એક જ પદાર્થ નિત્ય પણ છે અને અનિત્ય પણ છે સત્ પણ છે, અને અસત્ પણ છે એક પણ છે અને અનેક પણ છે જૈન ધર્મનો મેરુમણિ અનેકાન્તવાદની આ વજ્ર ઘોષણા છે નિત્યત્વ-અનિત્યત્વ, સત્વ-અસત્વ, એકત્વ-અનેકત્વ આદિ પરસ્પર વિરોધી ધર્મ એક જ પદાથમા કેવી રીતે રહી શકે છે ? એ પ્રકારની શકા હોવી સહજ છે પણ જરા ઊંડાણુથી વિચાર કરવાથી એ સત્ય જરૂર સ્પષ્ટ થઈ જશે કે વિરુદ્ધ ધર્મોનુ એકત્ર થઈ જવુ એ કોઈ નવીન અદ્ભુત અથવા આશ્ચર્યકારી વાત નથી, એ તો આપણા દૈનિક અનુભવમા આવનારી વાત છે કોણ નથી જાણતુ કે એક જ વ્યક્તિમા પોતાના પિતાની દૃષ્ટિથી પુત્રત્વ, પુત્રની અપેક્ષાએ પિતૃત્વ, ભ્રાતાની અપેક્ષાએ ભ્રાતૃત્વ, છાત્રની અપેક્ષાએ અધ્યાપકત્વ અને અધ્યાપકની દ્રષ્ટિથી છાત્રત્વ આદિ પરસ્પર વિરુદ્ધ ધર્મો મળી આવે છે

હા, વિરોધની શકા ત્યારે જ ઉચિત ગણાય, જ્યારે એક જ અપેક્ષાએ એક પદ્દાર્થમા પરસ્પર વિરુદ્ધ ધર્મોનુ નિરૂપણ કરવામા આવે મા દ્રવ્યની દૃષ્ટિથી

નિત્યત્વ, પર્યાયની દૃષ્ટિથી અનિત્યત્વ, પોતાના સ્વરૂપની દૃષ્ટિથી સત્ત્વ અને પર-સ્વરૂપની દૃષ્ટિથી અસત્વ સ્વીકાર કરવામાં આવે છે. તેથી અનેકાન્તના સિદ્ધાંતને વિરોધ-મૂલક કહેવો તે પોતાની અજ્ઞાનતા બતાવવા જેવું છે. અનેકાન્ત વિરોધનો તો કટ્ટર શત્રુ છે-

'सकलनयविलसितानां विरोधमथनं नमाम्यनेकान्तम् ।'-

अमृतचन्द्र, पुरुषार्थसिद्ध्युपाय

–સકલ નયોના વિરોધનો નાશ કરવાવાળા અનેકાન્તને હું નમસ્કાર કરુ છું. કોઈપણ પદાર્થમાં નિત્યત્વ-અનિત્યત્વ, સત્વ-અસત્વ, એકત્વ-અનેકત્વ આદિ વિરુદ્ધ ધર્મોનુ રહેવું અશકય હોય તો તે પદાર્થમાં તેઓનો પ્રતિભાસ પણ નહિ હોવો જોઇએ. પરંતુ પ્રતિભાસ તો સહજ અબાધરૂપે થાય છે.

દાખલા તરીકે ઘટને જ લો. ઘટ એટલે કે ઘડો પોતાના સ્વરૂપની દૃષ્ટિએ 'સત્' છે. જો એમ ન હોય તો ઘડો છે એ જ્ઞાન ન થવું જોઈએ. ઘટ ઘટ જ છે અને પટ નથી, એવી જ્ઞાનાનુભૂતિ પણ હોય છે, તેથી ઘટમાં પટનો અભાવ પણ સમાઈ જાય છે અને તે અપેક્ષાએ ઘટને પટની દૃષ્ટિએ અસત્ પણ કહી શકાય છે. જો વસ્તુને પોતાના સ્વરૂપની અપેક્ષાએ સત્ અને પરસ્વરૂપની અપેક્ષાએ 'અસત્' માનવામાં ન આવે તો કોઈપણ વિશેષ પદાર્થમાં પ્રવૃત્તિ નથી થઈ શકતી. જેવી રીતે પોતાના સ્વરૂપની દૃષ્ટિથી સત્ત્વ તે પદાર્થનો ધર્મ છે. તેવી રીતે અન્ય પદાર્થની દૃષ્ટિથી અસત્વ પણ તે

પદાર્થનો ધર્મ છે જો એમ ન હોત તો તેમા આ બન્ને બાબતોનો વ્યવહાર પણ થઈ શકત નહિ પરંતુ સત્વની જેમ 'અસત્વ'નો પણ વ્યવહાર તેમા નિરંતર થાય છે તેથી પદાર્થને 'અસત્' પણ માનવામા આવે છે

હા, પદાર્થને જે અપેક્ષાએ સત્ માનવામા આવે છે, તે જ અપેક્ષાએ જો તેને અસત માનવામા આવત તો તો અસંભવ દોષને અવકાશ હોઈ શકત પદાર્થને જે દષ્ટિકોણથી સત્ ગણવામા આવ્યો છે તે દષ્ટિકોણથી તે 'સત્'જ છે અને જે દષ્ટિકોણથી 'અસત્' માન્યો છે તે દષ્ટિકોણથી 'અસત્' જ છે એ જ વાત નિત્યત્વ અને અનિત્યત્વના સંબંધમા પણ સાચી છે જે અપેક્ષાએ આપણે પદાથને નિત્ય માનીએ છીએ તે અપેક્ષાએ તે નિત્ય જ છે અને જે અપેક્ષાએ 'અનિત્ય'નો સ્વીકાર કરવામાં આવે છે તે અપેક્ષાએ તે 'અનિત્ય' પણ છે જો નિત્યવાળી દષ્ટિથી જ અનિત્ય માનવામા આવે તો વિરોધ થઈ શકતો હતો પદાથને દ્રવ્યની દષ્ટિએ નિત્ય અને પર્યાયની દષ્ટિથી અનિત્ય માનવામા આવે છે આ બન્ને ધર્મ પદાર્થમા જ છે એટલે પદાર્થ નિત્યાનિત્યાત્મક છે

## અનેકાતવાદની ઉપયોગિતા

અહિંસાનો વિચારાત્મક પક્ષ અનેકાત છે રાગદ્વેષ જન્ય સંસ્કારો વશીભૂત ન થતા એકબીજાના દષ્ટિબિંદુને બરાબર સમજવું તેનુ નામ જ 'અનેકાત' છે તેથી મનુષ્યના અંતરમા તથ્યને હૃદયંગમ કરવાની વૃત્તિનો ઉદય થાય છે જેથી સત્યને સમજીને તેના સુધી પહોચવામા

સુગમતા થાય છે. જ્યાં સુધી મનુષ્ય પોતાના મંતવ્ય અથવા વિચારને બધી રીતે બરાબર સમજતો રહે છે, પોતાની જ વાતને પરમ સત્ય માનતો રહે છે ત્યાં સુધી તેનામાં બીજાના દૃષ્ટિકોણને સમજવાની ઉદારતા આવી શકતી નથી. અને તે કૂપ-મંડૂક એટલે કૂવામાંનો દેડકો બની રહે છે. પરિણામે તે પોતાને સાચો અને બીજાને જૂઠો મિથ્યાવાદી સમજી બેસે છે.

આજે કુટુંબોમાં જે લડાઈ-ઝઘડા અને કુટુંબ-કલેશ દેખાય છે, સાર્વજનિક જીવનમાં ક્રૂરતા તથા કલ્મષ છે, ધાર્મિક ક્ષેત્રમાં 'તૂં તાં ને હું તૂં' ની બોલબાલા છે, આંતરરાષ્ટ્રીય વાતાવરણમાં ઊંડી ખેંચતાણ છે, તે બધું જ અનેકાન્તના દૃષ્ટિકોણને ન અપનાવવાના કારણે જ છે. દુનિયાનો એ એક રિવાજ જ બની ગયો છે કે તે પોતાની આંખોથી પોતાની કલ્પના તથા વિચારદૃષ્ટિ મુજબ જ સર્વ કંઈ જોવા સમજવા ઇચ્છે છે. સમાજનો દરેક જણ એમ જ ઇચ્છે છે કે બધી જગાએ મારું જ ચાલે સમસ્ત સમાજ મારા ઇશારા પર જ નાચે અને જ્યારે એમ બની શકતું નથી, ત્યારે આપસમાં એકબીજાના દોષ કાઢે છે. ટીકાટિપ્પણી ને એકબીજા પર છાટા ઉડાડે છે જેથી 'મેં મેં તું તું' નું વાતાવરણ ગરમ બની જાય છે અને સર્વત્ર અશાન્તિની લહર ફેલાઈ જાય છે.

રાજનીતિના ક્ષેત્રને જ લો. રાજનીતિના કાદવમાં પડીને સારોયે સંસાર વાદોના ચક્કરમાં ફસી ગયો છે. સૌ પોતપોતાની વાતને ખેંચી રહ્યા છે. કોઈ કહે છે

સમાજવાદ જ વિશ્વની સમસ્યાઓનો ઉકેલ લાવી શકે તેમ છે તો બીજો કહે છે ના, સામ્યવાદથી જ વિશ્વમા શાતિ સ્થાપી અને ટકાવી શકાય છે ત્રીજો વળી મોટેથી પોકારે છે કે પૃજીવાદ-મૂડીવાદની છત્રછાયામા જ સ નાર સુખનો શ્વાસ લઈ શકે તેમ છે કોઈ એક વાદથી તો વળી કોઈ બીજા વાદ વડે વિશ્વશાતિનુ રટણ કરી રહ્યા છે આ પરસ્પરની તાણાતાણી અને ખેચાખેચીથી જ વિશ્વના રાજનૈતિક મચ પર ઈર્ષ્યા, કલહ, સઘર્ષ, ભય તથા દ્વદ્વ પોતપોતાની છાતી કાઢીને સામસામા ઊભા થઈ ગયા છે ને દુનિયા અશાતિનો અખાડો બની ગઈ છે

આ જ સ્થિતિ ધાર્મિક ક્ષેત્રમા પણ છે ત્યા પણ સૌ પોતપોતાની ઢોલકી બજાવે છે ને રાગ-તાન આલાપે છે પ્રત્યેક ધર્મ પોતાની ઉચ્ચતા, સચ્ચાઈ, મુક્તિના ઇજારાનો રાગ આલાપી રહ્યો છે તે પોતાને સ્વય સાચો અને બીજાને જૂઠો દેખાડી રહ્યો છે

જો આ બધા વિચારકો એક મચ પર બેસીને સહિષ્ણુતા અને ધૈર્યની સાથે એકબીજાની વાત સાભળે અને પોતાની જ દૃષ્ટિને બીજા પર પરાણે ઠોકી બેસાડવાનો પ્રયત્ન ન કરે, તો પછી સત્ય તથ્ય તેઓની આખ આગળ ન તરવા લાગે શુ? તેઓમા પરસ્પર મેળ ન થઈ જાય શુ? સમજૂતી અને સમન્વયના દ્વાર ન ખૂલી જાય શુ? સર્વોદયની પગદડી સાફ ન થઈ જાય શુ? સર્વત્ર શાતિપૂર્ણ સહઅસ્તિત્વ અને સહજીવનનો પ્રકાશ ન ફેલાય શુ? અને જૈન સસ્કૃતિના તત્ત્વજ્ઞાનનો મૂલાધાર એકાતવાદ એ

જ વાત શીખવે છે જેવી રીતે પ્રકાશ આવતાં જ અંધકાર અદૃશ્ય થઈ જાય છે તેવી જ રીતે અનેકાન્તનો પ્રકાશ મન–મસ્તિષ્કમાં આવતાં જ કલહ, દ્વેષ, વૈષમ્ય, કાલુષ્ય, પરસ્પરની ખેંચતાણ, સાંકડી મનોવૃત્તિ તથા સંઘર્ષ ચપટી વગાડતાં જ એકાએક ક્ષણમાત્રમાં શાંત થઈ જાય છે અને શાંતિ તથા સમન્વયનું એક મધુર વાતાવરણ સર્જાતું-નિર્માતું આગળ વધતું જાય છે. પારસ્પરિક વિરોધ અને સંઘર્ષાત્મક ખેંચતાણના ઝોકને બહાર ફેંકી દઈ અવિરોધ, શાન્તિ, સહઅસ્તિત્વના આ અમૃત ઘર્ષણમાં જ અનેકાન્તવાદની સર્વોપરી ઉપયોગિતા રહેલી છે.



## ૧૪

# ભારતીય સંસ્કૃતિમાં સંત

ભારતીય સંસ્કૃતિમાં સંતનું સ્થાન મુખ્ય છે તે જ ભારતીય સંસ્કૃતિનો નિર્માતા છે ચિરકાળથી સંતોનો જે અવિચ્છિન્ન પ્રવાહ ચાલતો આવ્યો છે, તેની જ ઘોર તપશ્ચર્યાનું સ-રસ સુફળ સંસ્કૃતિ છે સંતજનોએ જગતના લોભાવનારા વૈભવથી વિમુખ થઈને અને અરણ્યવાસ કરીને જે અમૃત મેળવ્યું તેને જગતમાં વહેંચી આપ્યું તેથી સંસ્કૃતિની સંસ્થાપના થઈ, વૃદ્ધિ થઈ સમયે સમયે તે સંસ્કૃતિમાં પણ યુગને અનુરૂપ સંસ્કારો થતા ગયા પરંતુ તેમાં પણ સંતોની સાધનાનો જ મુખ્ય હાથ રહ્યો એ જ કારણ છે કે ભારતીય સંસ્કૃતિમાં એવી એક પ્રચુર વિશેષતાઓ છે જે વિશ્વના બીજા દેશોમાં જોવા મળતી નથી સંતનું જીવન આત્મલક્ષી હોવા છતાં પણ જન જનના કલ્યાણ અર્થે હોય છે તેઓનાં જ્ઞાન ન્રૂતેલા માનવજગતને જાગ્રત બનાવવા માટે જ હોય છે તેઓ દીપકની જેમ પોતે પણ પ્રકાશમાન છે અને બીજાઓને પણ પ્રકાશ આપતા રહે છે

સંતના જીવનનું લક્ષ્ય જો કે આત્મોત્થાન હોય છે પરંતુ તેના આત્મોત્થાનની પ્રક્રિયા એવા પ્રકારની હોય છે કે તેનાથી બીજાઓનું કલ્યાણ અનાયાસે જ થઈ જાય છે. પરોપકાર તેમ જ પરોદ્ધાર તેઓની આત્મસાધનાનું જ એક અંગ હોય છે.

સંતના જીવનની ક્ષણ ક્ષણ, શરીરના કણ કણ તથા મનના અણુ અણુ, પરહિતાર્થ એટલે કે બીજાના હિતને અર્થે જ હોય છે.

**સરવર તરુવર સંત જન, ચોથા વર્ષે મેહ;**
**પરોપકાર કે કારણે, એતા ધારી દેહ.**

સમુદ્ર પોતાની પાસે અથાહ જલરાશિનો સંચય કરીને રાખે છે, તે પોતાને માટે નહિ, પણ જગતમાં વ્યાપી ગયેલા સંતાપને દૂર કરવા માટે તથા ભૂતલને શાંત કરવા માટે જ. વૃક્ષ મધુર મધુર ફળફૂલોથી લચી પડેલાં રહે છે તે પોતાને માટે નહિ, પણ બીજાની ક્ષુધાને શાંત કરવા માટે; બીજાને સૌંદર્ય અને સુવાસ આપવા માટે જ ધારણ કરે છે. એવી રીતે સંત જન પણ પોતાના જીવનને પરહિત માટે જ ધારણ કરે છે

જેવી રીતે અગરબત્તી બીજાઓને સુગંધ આપવા માટે પોતાની જાતનું સમર્પણ કરી દે છે, પોતાના સંપૂર્ણ શરીરને અગ્નિદેવને ભેટ ચડાવીને પણ બીજાઓને ખુશબો લુટાવી રહે છે, સંતનું જીવન પણ બરાબર આ જાતનું જ હોય છે. તેઓ પોતાનાં દુઃખો અને કષ્ટોની પરવા કર્યા

વગર પરહિત માટે જ પોતાનું સર્વસ્વ લૂટાવી દે છે સંતનું હૃદય માખણ જેવું મુલાયમ અને કોમળ હોય છે સંત તુલસીદાસજીએ કહ્યું છે કે–

सत हृदय नवनीत समाना, कहा कवि न पर कहिय न जाना।
निज दु ख द्रवहि सदा नवनीता परदु ख द्रवहिं सत पुनीता॥

સંતનું હૃદય માખણની જેવું કોમળ છે એ કહેવું ઠીક છે, પરંતુ સ્વદુ ખકાતર, બિચારું માખણ પરદુ ખકાતર સંતના હૃદયનો મુકાબલો નથી કરી શકતું તેથી માખણની ઉપમા સંતના જીવન સાથે સંગત નથી થઈ શકતી

સંતના પ્રાણો ઉપર ભલેને ગમે તેવું વિષમ સંકટ કેમ ન આવી પડે, હજારો પીડાઓ કેમ ન તૂટી પડે અપમાન અને તિરસ્કારના વિષનું પાન કેમ ન કરવું પડે, તે કોઈની આગળ પોતા પર દયા કરવાની આજીજી નહિ કરે, જેમ જેમ દુ ખ, અપમાન, તિરસ્કાર અને ઘૃણાની જ્વાળાઓ તેને બાળી જલાવી ખાખ કરવા આગળ વધતી જશે તેમ તેમ તેનું જીવન વજ્ર જેવું બનતું જશે પછી તેનું મન પીગળાવવાની, તેનું સત્ત્વ વિચલિત કરવાની કોની તાકાત છે વાસ્તવમાં સંત પોતાને માટે હિમાલયની પેઠે અડગ હોય છે, પરંતુ બીજા પ્રત્યે વર્તાવ કરવામાં કુસુમની પેઠે કોમળ બની જાય છે

'वज्रादपि कठोराणि मृदुनि कुसुमादपि'

સંતનું કોમળ હૃદય બીજાના દુ ખભારને વહન કરવામાં સર્વથા અસમર્થ હોય છે

**સંતોના પ્રભાવનાં કેટલાંક ઉદાહરણ :**

માનવીના હૃદયમાં રોગના જંતુ ભરાઈ જાય છે તો તેને દાક્તરની પાસે જઈ ઇંજેકશન લેવાં પડે છે. સંત પણ એક દાક્તર છે તેથી માનવીના વિકાર તથા પાપના જંતુઓને દૂર કરવા માટે તેમની પાસે જવું જોઇએ. તેમના સંપર્કથી વિષભર્યું માનસિક વાતાવરણ નાશ પામે છે.

**૧. સમર્થ ગુરુ રામદાસ અને શિવાજી**

રામદાસ ખરેખર સમર્થ રામદાસ જ હતા. નાનપણમાં તેમના લગ્ન લેવાયાં હતાં. લગ્નમંડપમાં જ બેઠેલા હતા ત્યારે તેમને જેવો સાવધાન શબ્દ સાંભળ્યો કે તુરતજ તેઓ સાવધાન થઈ ગયા અને એવા સાવધાન થયા કે બાર વર્ષ સુધી તેમનો પતો પણ ન લાગ્યો. પછી તે સંન્યાસી થઈ ગયા અને ઘેર ઘેર ભિક્ષા માગવા લાગ્યા. સ્વામી રામદાસ એક ઉચ્ચ કોટિના સંત હતા. તેમનો પ્રભાવ ચારે તરફ વીજળીની રોશનીની જેમ ફેલાઈ ગયો હતો. તેમના પ્રભાવથી મહારાજ શિવાજી પણ પ્રભાવિત થઈ ગયા શિવાજીએ તેને પોતાના ગુરુ માન્યા. જ્યારે પોતાના ગુરુને ભિક્ષા માગતા જોયા તો તેમના મનમાં વિચાર આવ્યો "મારા ગુરુ વળી ભિક્ષા માગે ? શું હું એકલો તેની બધી જરૂરિયાતો પૂરી ન કરી શકું ? તેમણે તત્કાળ પત્ર લખ્યો અને પોતાના નોકરને તે આપીને કહ્યું : સ્વામીજી આવે તો એમની ઝોળીમાં આ ચિઠ્ઠી નાખી દેજે. યથા સમય રામદાસજી આવ્યા તો નોકરે તે પત્ર એમની ઝોળીમાં

નાખ્યો તેમા લખ્યુ હતું " મહારાજ હુ મારુ સમસ્ત રાજ્ય આપને સોપુ છુ આપ ભિક્ષાવૃત્તિ ત્યાગી દો" સત રામદાસજીએ એ કાગળ વાચ્યો ને ચૂપચાપ ત્યાથી ચાલી નીકળ્યા બીજે દિવસે તે શિવાજીની પાસે ગયા ને બોલ્યા "બેટા, તે તારુ આખુ રાજ્ય મને આપી દીધુ બોલ, હવે તું શું કરીશ ?"

શિવાજીએ કહ્યું 'ગુરુદેવ આપની જે કઈ આજ્ઞા થશે તેનુ પાલન કરીશ હુ આપની સેવામા સદા તૈયાર છુ"

રામદાસે કહ્યું "આ મારી ઝોળી ઉઠાવી લે અને મારી સાથે ભીખ માગવા ચાલ"

શિવાજીને ભારે નવાઈ લાગી તેના આશ્ચર્યનો પાર ન રહ્યો પણ વચનથી બધાઈ ગયા હતા એટલે શું થાય તેમણે ઝોળી ઉપાડી અને સ્વામી રામદાસની સાથે ભિક્ષા માગવા ચાલી નીકળ્યા ગુરુએ તેમને આખા ગામમા ફેરવ્યા અને છેવટે નદીને કિનારે આવી સૌની સાથે, ભિક્ષામા આવેલુ ભોજન કરી રહ્યા પછી ગુરુએ શિવાજીને કહ્યુ, "બેટા તે તારુ આખુ રાજ્ય મને આપી દીધુ છે, પણ હવે હુ તને આ રાજ્ય પાછુ સોપું છુ અને તે રાજ્ય મારુ છે એમ સમજીને રાજકારભાર કરજે અને મારુ આ ભગવુ વસ્ત્ર પણ સાથે રાખજે જેથી કરીને તને આ રાજ્ય તરફ મોહ ન થાય, અનુરક્તિ ન થાય" મહારાષ્ટ્રમા આજે પણ એ ભગવા ઝડાનુ મહત્ત્વ છે શિવાજીએ

ગુરુના કહેવા મુજબ જ રાજ્ય ચલાવ્યુ. અને તેના માલિક નહિ પણ ટ્રસ્ટી બનીને કામ કર્યું. રામદાસનો શિવાજી ઉપર એવો પ્રભાવ હતો

**૨ શ્રેણિક અને અનાથી મુનિ :**

મગધસમ્રાટ ઉપર અનાથી મુનિનો પ્રભાવ કેવો અને કઈ જાતનો પડ્યો, તેનુ વર્ણન ભગવાન મહાવીરે ઉત્તરાધ્યયન સૂત્રના વીસમા અધ્યયનમાં કર્યું છે. રાજા શ્રેણિક મણ્ડિકુક્ષ નામના ઉદ્યાનમા ક્રીડા અર્થે ગયા હતા. ત્યાં એક વૃક્ષની નીચે ધ્યાનમુદ્રામાં રહેલા અનાથી મુનિને જોયા. તેમને જોઈને રાજા પ્રભાવિત થઈ જાય છે. અને કહે છે કે "અહો, આ મહાત્માની કમનીય કાન્તિ, અતુલ રૂપસંપત્તિ, ક્ષમા, સૌમ્યભાવ તથા નિર્લોભીપણું વગેરે ગુણ ધન્ય છે તેની નિઃસંગપ્રવૃત્તિ પ્રશંસનીય છે."

મુનિએ ધ્યાનમાથી જાગીને રાજા શ્રેણિકને અનાથ-સનાથનું રહસ્ય સમજાવ્યુ. વિશદ રૂપમાં પોતાનુ જીવન કહીને ઉપદેશ આપ્યો. રાજા શ્રેણિક અનાથી મુનિનો ઉપદેશ સાંભળીને એટલા પ્રભાવિત થયા કે તે બૌદ્ધ ધર્મને છોડીને જૈનધર્માવલમ્બી થઇ ગયો

**૩ અંગુલીમલ અને મહાત્મા બુદ્ધ :**

"क्षणमपि सज्जनसंगतिरेका, भवति भवार्णवतरणे नौका"

સજ્જન પુરુષોની એક ક્ષણની પણ સંગતિ મહાન ફળદાયિની હોય છે, તે સંસારરૂપ સમુદ્રને પાર લગાવી દે છે મહાત્મા બુદ્ધની સંગતિનો પ્રભાવ અંગુલીમાલ પર એવો પડ્યો કે તે ઘોર હિંસક પણ અહિંસક બની ગયો.

શ્રાવસ્તીના જગલમા એક લૂટારો રહેતો હતો તે મનુષ્યોને લૂટીને તેઓની આગળીઓ કાપી લેતો હતો અને તેની માળા બનાવીને પહેરતો હતો તેથી તે અગુલી માલના નામથી ઓળખાતો હતો શ્રાવસ્તીની આખી પ્રજા તેનાથી હેરાનપરેશાન થઇ ગઇ હતી રાજા પણ તેને પોતાના વશમા રાખી શકયો ન હતો આ વાત સાભળી ભગવાન બુદ્ધ એ જગલ તરફ ગયા અગુલીમાલે દૂરથી બુદ્ધને આવતા જોયા તો વિચાર કર્યો ' આ જગલમા કોઇ પણ આવવાની હિંમત કરતુ નથી, આ માનવી કેમ એકલો આવી રહ્યો છે ? શુ તેને પોતાનો જીવ વહાલો નહિ હોય ? " તે બુદ્ધની સામે ગયો અને ઊભો રહીને બોલ્યો " ઊભો રહે આગળ ન વધ " ત્યારે ચાલતા ચાલતા જ મહાત્માએ કહ્યુ, "હુ તો ઊભો છુ, પણ તુ ઊભો રહે" આ સાભળી તે લૂટારો મૂઝવણમા પડી ગયો અને વિચારવા લાગ્યો ! "આ કેવો માનવી જે પોતે ચાલી રહ્યો છે, છતા પોતાને ઊભો રહેલો બતાવે છે અને હુ ઊભો રહેલો છુ છતા મને કહે છે, " ઊભો રહે "

બુદ્ધે તે ડાકુને ઉપદેશ દેતા કહ્યુ, " ભાઈ હુ તો પ્રેમ અને મૈત્રીમા સ્થિર છુ, પણ તું હજી અસ્થિર છે, માટે સ્થિર થઈ જા '

મહાત્મા બુદ્ધની વાણીનો તે લૂટારા પર એવો પ્રભાવ પડ્યો કે તે એ જ ક્ષણે તથાગતનો શિષ્ય બની ગયો

**૪. હેમચન્દ્રાચાર્ય અને કુમારપાળ**

પરમ શૈવ કુમારપાળ પર હેમચન્દ્રાચાર્યનો એવો પ્રભાવ પડ્યો કે તે પરમાર્હત બની ગયો. એક દિવસ હેમચન્દ્રાચાર્ય ગોચરી ભિક્ષા લઈને આવ્યા હતા એટલામાં જ કુમારપાળ આચાર્યના દર્શન માટે આવી પહોંચ્યા. રાજાએ પોતાના ગુરુ આચાર્યના પાત્રમાં મકાઈની ઘેંસ જોઈ કુમારપાળે કહ્યું, "મહારાજ, આપ મારા ગુરુ થઈને આ મકાઈની ઘેશ લાવો છો? આપને સુંદર પૌષ્ટિક આહાર નથી મળતો?" આચાર્યે જવાબ આપ્યો, "આ જગતમાં એવા પણ ઘણા ગરીબ માણસો છે, જેને પેટ ભરવા માટે ઘેંશ પણ મળતી નથી તેના કરતાં હું બહુ જ સુખી છું."

આચાર્યના શરીર પર જીર્ણશીર્ણ વસ્ત્રો જોઈ કુમારપાળે કહ્યું, "આપ મારા જેવા રાજાના ગુરુ થઈને ફાટેલાં વસ્ત્રો શા માટે પહેરો છો?" આચાર્યે જવાબ આપ્યોઃ રાજન્! મને એવાં વસ્ત્રો તો મળે છે, પણ બીજા ઘણા બધા ગરીબ લોકોને તો પોતાની લજ્જા ઢાંકવા માટે આવાં ફાટેલાં કપડાં પણ મળતા નથી. કલિકાલ–સર્વજ્ઞ આચાર્યથી કુમારપાળ બહુ જ પ્રભાવિત થયા.

**૫. હીરવિજય સૂરીશ્વર અને સમ્રાટ અકબર :**

અકબર પર હીરવિજય સૂરીશ્વરનો એવો પ્રભાવ પડ્યો કે આચાર્યશ્રીએ અકબરના જીવનમાં અહિંસાની જ્યોત જગાવી દીધી. હીરવિજયસૂરી અકબરના રાજ–દરબારમાં જઈને ઉપદેશ આપતા હતા. તેનાથી પ્રભાવિત

થઈને અકબરે પોતાના રાજ્યમા ' અમીરી 'ની ઘોષણા કરાવી સાચા સતનો પ્રભાવ વિશ્વ પર આવો પડે છે

### સતની વિશેષતા

સત પુરુષના જીવનમા ગમે તેટલી આફતો આવી પડે, પણ તેમના મનમા જરા પણ વિકૃતિ આવતી નથી સાચુ એ છે કે દુ ખના સમયમા સત પુરુષનુ જીવન ઊલટાનુ વધારે ખીલી ઊઠે છે શ ખને અગ્નિમા નાખવામા આવે તો પણ તે તેની શુભ્રતા છોડતો નથી

સત પુરુષ મરણાન્તિક સ કટના સમયે પણ ગભરાતા નથી પરતુ તેમના જીવનમા તપ-સ યમની સૌરભ નિર તર મહેકતી રહે છે

કુહાડી ચ દનના વૃક્ષને કાપે છે, તેનો મૂળ સહિત નાશ કરે છે, છતા પણ ચ દન તો કુહાડીના મુખને સુવાસિત કરે છે કાપનારી કુહાડીને પણ સુગ ધ અર્પે છે તેવી જ રીતે સાધુજનનો ભલેને કોઈ અપકાર કરે અથવા ઉપકાર કરે પરતુ બ ને ઉપર તેની દયાદષ્ટિ સરખી જ રહે છે

### સાધુના લક્ષણો

સાધુ પુરુષ એ જ છે જે અહિંસા સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહને જીવનમા ધારણ કરીને પોતાની ઇન્દ્રિયોને વશ કરી લે છે સત પુરુષો ઇન્દ્રિયોના દાસ નથી હોતા પરતુ ' ગોસ્વામી ' હોય છે તેઓ સદા ભિક્ષાજીવી અને રસનેન્દ્રિય વિજયી હોય છે સહજ રીતે

જે કંઈ લૂખોસૂકો નિર્દોષ આહાર મળે છે તેને જ પોતાના સમભાવના બીબામાં ઢાળી દઈને અમૃત બનાવી દે છે. રસનેન્દ્રિય ઉપર વિજય મેળવવો બહુ જ દુષ્કર છે. પરંતુ સાચા સંતને માટે કોઈપણ કાર્ય દુષ્કર હોતું નથી.

ક્રોધની આંધી સંતપુરુષના મન-માનસમાં જરા પણ ક્ષોભ ઉત્પન્ન કરી શકતી નથી. માનરૂપી સર્પ તેના ઉપર આક્રમણ નથી કરી શકતો. તેનુ અંતઃકરણ નિશ્ચલ અને સરલ હોય છે. લોભરૂપી અજગર તેને ગળી નથી શકતો. તેના જીવનમાં કષાયોનું પ્રાબલ્ય નથી હોતું. તે જાણે છે કે કષાયોનું પ્રાબલ્ય જ સંત જીવનનું સર્વોપરી લક્ષ્ય છે. ભાવસત્ય, કરણસત્ય, યોગસત્ય, ક્ષમાવાન, વૈરાગ્યવાન, મનઃ-સમાધરણીય, વચઃસમાધરણીય, કાયઃસમાધરણીય, જ્ઞાન-સમ્પન્નતા, દર્શનસમ્પન્નતા, ચારિત્રસમ્પન્નતા, વેદનાધ્યાસ, મારણાન્તિકસમાધ્યાસ આદિ આ સત્તાવીશ ગુણોથી જે યુક્ત છે તે જ સાધુપુરુષ ગણાય છે તેને જ સાધુપુરુષ માનવામાં આવે છે. તેઓ ષટ્નિકાય જીવોની રક્ષા કરે છે. આઠે મદોના ત્યાગી હોય છે. નવવાડ સહિત શુદ્ધ બ્રહ્મચર્યનું પાલન કરે છે. દસ પ્રકારના યતિધર્મ, બાર પ્રકારની તપસ્યા અને સત્તર પ્રકારના સંયમોના પાલન કરનારા હોય છે. તેમના જીવનમાં ભલેને ગમે તેટલા પરિષહ ઊભા થાય, તો પણ તે કદી ગભરાતા નથી. પરંતુ સહર્ષ પરિસહ સહન કરે છે; કારણ કે તે જાણે છે કે કષ્ટોની સાથે સંઘર્ષ કરવો એ જ આત્મિક શક્તિની વૃદ્ધિનું રહસ્ય છે.

## સંતોની કષ્ટ-સહિષ્ણુતા

સંત પોતાના પ્રાણ બચાવવા માટે બીજાઓને કષ્ટની ભઠ્ઠીમાં નાખતા નથી તે સમય આવતાં જ પોતાના પ્રાણોની બાજી લગાવીને પણ બીજાઓનું રક્ષણ કરે છે

'विपद्यपि गता सता पापकर्म न कुर्वते ।
हंस कुक्कुटवत् कीटं नात्ति किं क्षुधितोऽपि हि ॥'

હંસ ભલેને ગમે તેટલા દિવસ ભૂખ્યો રહી જાય પણ કુક્કુટની (કૂકડાની) પેઠે કીટભક્ષણ નથી કરતો તેવી જ રીતે સંતજનના જીવનમાં ગમે તેટલાં ઘોર સંકટ કેમ ઉપસ્થિત ન થાય, તો પણ પાપકર્મમાં તેઓની પ્રવૃત્તિ થતી નથી

મેતાર્ય મુનિ ભિક્ષા માટે નગરમાં વિચરી રહ્યા હતા વચમાં એક સોનીનું ઘર આવે છે, અને મુનિ તેને ત્યાં પણ ભિક્ષા માટે પધારે છે એ વખતે સોની સોનાના યવ બનાવી રહ્યો હતો તેને ત્યાં જ પડતા મૂકીને મુનિને આહારદાન દેવા માટે તે રસોઈ ઘરમાં જાય છે અચાનક એક કૂકડો એ સોનાના યવને ચણી જાય છે સોની મુનિને ભિક્ષા આપી બહાર આવે છે, તો સોનાના યવ દેખાતા નથી સોનીને મુનિ પર જ શંકા જાય છે તે મુનિને પૂછે છે પરંતુ મુનિ એકદમ મૌન રહે છે મુનિને ખબર હતી કે સોનાના યવને કૂકડો ચણીને ગળી ગયો છે પરંતુ તે રહસ્યને પ્રગટ કરવાથી કૂકડાના પ્રાણ જાય તેમ હતું સોની આ મૌનનો અર્થ એમ સમજે છે કે સોનાના

યવને ચોરનાર આ જ મુનિ છે. તેણે તો ગુસ્સાના આવેશમાં આગના ભડકા જેવો બનીને મુનિના શરીર પર પગથી માથા સુધી ભીનું ચામડું લઈ ગાઢા બંધનથી બાંધી દીધું. જેમજેમ ચામડું સુકાતું ગયું. તેમતેમ મુનિના શરીરની નસોની જાળ તૂટવા લાગી. એવા સંકટમય સમયમાં પણ 'સોનાના યવ કૂકડો ગળી ગયો છે' એ વાત પ્રગટ કરી નહિ. પોતાના પ્રાણોની આહુતિ આપીને પણ તેમણે કૂકડાનો જીવ બચાવ્યો.

એટલામાં ત્યાં લાકડાની ભારી નાખનાર કઠિયારો આવે છે. જેવો તે લાકડાની ભારીને જમીન પર નાખે છે એક મોટો ધડાકો થાય છે. અને તેના ભયથી કૂકડો ગભરાઈને ઓકી–છેરી જાય છે. તેથી તેમાંથી પેલા સોનાના યવ બહાર નીકળી પડે છે. તે સોનાના યવોને જોઈને પેલા સોનીને પોતાની અવિચારી કરણી પર પશ્ચાત્તાપ થાય છે. તે વિચાર કરે છે. "હાય નિર્દોષ મુનિની હત્યાનું પાપ મેં કરી નાખ્યું." તેને એટલો પશ્ચાત્તાપ થતો હોય છે કે તે ઘરબાર છોડીને એ જ સમયે મુનિ બની જાય છે. સંતપુરુષના જીવનમાં આ પ્રકારની કષ્ટ–સહિષ્ણુતા અને દયાળુતા હોય છે.

## સંતનું આંતરિક જીવન

ભગવાન મહાવીરનું કથન છે કે આન્તરિક જીવનની પવિત્રતા વિના, કોઈપણ ખાસ આચાર, કોઈપણ ક્રિયાકાંડ અથવા ગંભીર વિદ્વત્તા નકામી છે, વ્યર્થ છે. સંખ્યા વગ

ઉજાગરા મીઠા નથી, તેનું કંઈ મૂલ્ય નથી ધનરાશિ વિના તિજોરીનું કોઈ મહત્ત્વ નથી તેવી જ રીતે અંતઃશુદ્ધિ વિના, આધ્યાત્મિક દૃષ્ટિથી બાહ્યાચારની કોઈ કિંમત નથી જે ક્રિયાકાંડ કેવળ કાયાથી કરવામાં આવે છે અને અંતરના ઊંડાણમાંથી કરવામાં આવતા નથી તેનાથી આત્મા પવિત્ર બનતો નથી આત્માને નિર્મળ અને પવિત્ર બનાવવા માટે આત્મસ્પર્શી આચારની પણ અનિવાર્ય આવશ્યકતા છે

બધા સંતો એકસરખા તો નથી હોતા, પરંતુ વિશ્વમાં એવી અનેક વિભૂતિઓ પણ આપને જોવા મળશે કે જે અંતઃશુદ્ધિપૂર્વક બાહ્ય ક્રિયાઓ કરે છે આવી વ્યક્તિઓ અભિનંદનને પાત્ર છે તેઓ નિઃસંદેહ પરમ કલ્યાણના ભાગી બને છે સંતના જીવનમાં પ્રથમ નિશ્ચયભાવ આવે છે અને પછી વ્યવહારભાવ નિશ્ચયનો અભિપ્રાય છે પોતાના મનમાં આદર્શ અથવા લક્ષ્યને સ્થાપિત કરવાનું જ્યારે મનુષ્ય જીવનનું લક્ષ્ય નક્કી કરી લે છે તો એ વિચાર કરવા લાગે છે કે પોતે કયા માર્ગે થઈને આગળ વધે, કઈ પ્રેરણા લઈને ચાલે, તો લક્ષ્ય પર વહેલામાં વહેલું અને ઓછી મહેનતથી પહોંચાય એવો માણસ જ શૂળાઓ માથે લઈને અને સારી વસ્તુઓને ગ્રહણ કરે આ જ પ્રમાણે નિશ્ચયભાવ પછી અને વ્યવહારભાવ પાછળથી આવે છે સંતોનું અંતઃકરણ સદા જાગૃત રહેતું હોય છે તે આંતરિક જીવનમાં ક્યારેય સૂનું નથી હોતું ભલે તે ઉપર ઉપરથી સૂતેલા દેખાય પરંતુ

તેમનું આંતર જીવન સદા જાગ્રત રહે છે. ભગવાન મહાવીરે ફરમાવ્યું છે.

"सुत्ता अमुणी मुणिणो सया जागरंति"

आचारांग सूत्र

સંતના જીવનમાં જ્ઞાનરૂપ જ્યોતિ નિરન્તર ઝગમગાતી રહે છે. તેમના જીવનથી વિશ્વમાં તપસંયમરૂપી સૌરભ નિરંતર મહેકતી રહે છે. એમના જીવનમાં સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન અને સમ્યક્ ચારિત્રનો અક્ષયકોષ ભર્યો રહે છે. એ પ્રમાણે સંતનું આન્તરિક જીવન તપ-જપની જ્યોતિથી જાજ્વલ્યમાન થતું થતું વિશુદ્ધિની તરફ આગળ વધતું ચાલ્યુ જાય છે.



૧૫

## જૈન સંસ્કૃતિનો અપૂર્વ ફાળો સ્યાદ્વાદ

સત્ય અનન્ત છે અને અનન્તરૂપે જ તેના વિરાટ રૂપનું દર્શન કરી શકાય છે તેને દેશકાળ અને સમ્પ્રદાયની સાંકડી સીમાઓના બંધનમાં બાંધી શકાતું નથી સત્ય જ્યાં અસીમ છે ત્યારે તેને સસીમ બનાવી પણ કેવી રીતે શકાય ? અનેક રૂપાત્મક સત્યને અનેકરૂપે ગ્રહણ કરવું એનું નામ જ અનેકાન્ત છે અનેકાન્તવાદ જૈન દર્શનની આધારશીલા છે

અનેકાન્તવાદ એક દૃષ્ટિ છે, એક વિચાર છે વિચાર જગતનો અનેકાન્તવાદ જ્યારે વાણીમાં ઊતરે છે ત્યારે તે સ્યાદ્વાદ કહેવાય છે "સ્યાદ્વાદમાં સ્યાત્ શબ્દનો અર્થ અપેક્ષા અથવા દૃષ્ટિકોણ અને વાદ શબ્દનો અર્થ છે સિદ્ધાન્ત અથવા પ્રતિપાદન " બન્ને શબ્દો મળીને તેમાંથી બનેલો પ્રસ્તુત શબ્દનો અર્થ થયો કોઈપણ વસ્તુ, ધર્મ, ગુણ અથવા ઘટના વગેરેનું કોઈ અપેક્ષાથી કથન કરવું તે સ્યાદ્વાદ છે સ્યાદ્વાદનું બીજું નામ અપેક્ષાવાદ

પણ છે, જેનો અર્થ છે પ્રત્યેક વસ્તુનો જુદા જુદા દૃષ્ટિકોણથી વિચાર કરવો

પ્રત્યેક પદાર્થમાં અનેક ધર્મ છે, એ બધા ધર્મોનું યથાર્થ પરિજ્ઞાન ત્યારે સંભવે છે, જ્યારે અપેક્ષાદૃષ્ટિથી વિચારવામાં આવે. દર્શન શાસ્ત્રમાં નિત્ય-અનિત્ય, સત્-અસત, એક-અનેક, ભિન્ન-અભિન્ન, વાચ્ય-અવાચ્ય, આદિ તથા લોકવ્યવહારમાં સ્થૂલ-સૂક્ષ્મ, સ્વચ્છ-મલિન, સૂર્ણ-વિજ્ઞાન, નાનું-મોટું વગેરે એવા અનેક ધર્મ-ગુણો છે. જે સાપેક્ષ છે જ્યારે આપણે તે ધર્મોમાંથી કોઈ એક ધર્મની વાત કરવા ઇચ્છીશું તો તે અપેક્ષા દૃષ્ટિથી જ કરી શકાય. એ જ દૃષ્ટિએ તે સભવિત ગણાય. કારણ કે કોઈ પણ એક શબ્દ વસ્તુના સંપૂર્ણ ધર્મોની અભિવ્યક્તિ નથી કરી શકતો. તેથી વિભિન્ન શબ્દોના માધ્યમથી જ વિભિન્ન ધર્મોનુ પ્રતિપાદન કરી શકાય છે.

અપેક્ષા દૃષ્ટિથી વિશ્વના સમસ્ત પદાર્થ એક અને અનેકરૂપ છે. તેઓમાં એક બાજુ નિત્યત્વનાં દર્શન થાય છે. તો બીજી બાજુ અનિત્યત્વનાં વસ્તુના. ધ્રુવ તત્ત્વની તે તરફ જ્યારે દૃષ્ટિ કેન્દ્રિત થાય છે ત્યારે વસ્તુના શાશ્વત સૌંદર્યનું સંદર્શન થાય છે અને ઉત્તર ગુણોની તરફ દૃષ્ટિપાત કરવાથી પ્રતિપલ-પ્રતિક્ષણ પરિવર્તિતરૂપ એટલે કે ફેરફારવાળું રૂપ નજરે પડે છે. આચાર્ય શ્રી હેમચંદ્રજીના શબ્દો છેઃ “ જ્યારે આપણી દૃષ્ટિ ભેદગામિની બને છે ત્યારે વસ્તુનુ પરિવર્તન થનારું રૂપ નજર સામે આવે છે અને

જ્યારે દૃષ્ટિ અભેદગામિની બને છે ત્યારે વસ્તુનું અખંડ રૂપ દૃષ્ટિગોચર થાય છે"[1]

જ્યારે આપણે આત્માના અભેદરૂપનું ચિંતન કરીએ છીએ ત્યારે અનન્ત અનંત આત્માઓમાં એક આત્મતત્ત્વના દર્શન થાય છે અને ભેદદૃષ્ટિથી ચિંતન કરવાથી એક જ આત્મામાં અનેક પર્યાય દેખાય છે. દાર્શનિક શબ્દોમાં "ભેદગામિની દૃષ્ટિ પર્યાય દૃષ્ટિ છે અને અભેદગામિની દૃષ્ટિ દ્રવ્યાર્થિક દૃષ્ટિ છે"

પર્યાય દૃષ્ટિ પદાર્થના પ્રતિપલ-પ્રતિક્ષણ પરિવર્તિત થનાર રૂપનો સ્વીકાર કરે છે અને દિવ્યદૃષ્ટિ નિત્ય અંશને સ્વીકારે છે પણ વિશ્વ વ્યવસ્થા એ બંનેના સમન્વયમાં જ સંભવિત છે. આચાર્ય સિદ્ધસેને એક સુંદર રૂપક આપ્યું છે ' એક યુવક નાનપણથી જ સર્વથા ભિન્ન નથી, પણ કારણ કે નાનપણની મધુર સ્મૃતિઓમાં જીવે છે, અને તેની સાથે પૂર્ણ સંબંધ પણ નથી, તેથી તેને બાળક પણ ન કહી શકાય[3]"

જીવનની આ ભેદાભેદગામિની દૃષ્ટિ પદાર્થના યથાર્થ સ્વરૂપને પામી શકે છે. કેવળ આત્મા જ નહિ પણ

---

१ अपर्ययं वस्तु समस्यमानमद्रव्यमेतच्च विविच्यमानम् ।
—अन्ययोगव्यवच्छेदिका । २३

२ भगआया-स्थानाङ्ग

३ पडिपुण्ण जोव्वण गुणो, जह लज्जइ बालभाव चरिएण कुणइ
य गुणपवणिज्ज णागय सुहं । यदाणत्य
सन्मति १-३३

સંસારના સમસ્ત પદાર્થો ભેદાભેદ રૂપમાં રહેલા છે. પર્યાય દૃષ્ટિથી તેમાં ઉત્પત્તિ અને વિગમ પ્રારંભ છે તો દ્રવ્ય દૃષ્ટિથી તે સદાસર્વદા ધ્રુવ છે.

આચાર્ય શ્રી હેમચંદ્રે પદાર્થનું સ્વરૂપ પ્રતિપાદન કરતાં લખ્યુ છે : "અનિત્ય પ્રદીપ અને નિત્ય આકાશ બન્નેનો એક સ્વભાવ છે. પદાર્થ માત્ર ઉત્પાદ, વ્યય, ધ્રૌવ્ય રૂપ છે; એક નિત્ય છે, શાશ્વત છે અને બીજો અનિત્ય છે એમ કહેવું તે બુદ્ધિની વિડમ્બના છે[૪] દીપક નિત્ય પણ હોઈ શકે છે અને આકાશ અનિત્ય પણ હોઈ શકે છે. બધા જ પદાર્થો દ્રવ્યદૃષ્ટિથી નિત્ય છે, અને પર્યાય દૃષ્ટિથી અનિત્ય છે. એક ઘડો ફૂટી જાય છે તેથી તે અનિત્ય છે. પણ ઠીકરીઓમાં પણ માટીનું તત્ત્વ અનુગત એટલે કે સમાયેલું છે, તેથી તે અનિત્ય પણ છે.

દ્રવ્યદૃષ્ટિ યા પર્યાયદૃષ્ટિ બન્નેનો ઉદ્દેશ વસ્તુના -યથાર્થ સ્વરૂપનું જ્ઞાન કરાવવાનો છે. પરસ્પર વિરોધી સ્વભાવોનો પણ તે તે અપેક્ષાએ સ્વીકાર કરાવવાનો છે. દર્શન શાસ્ત્રના દિવાકર આચાર્ય સિદ્ધસેનના શબ્દોમાં જેટલા વચનપથ છે તેટલા જ નયવાદ છે, અને જેટલા નયવાદ છે તેટલા જ પર સમય છે. બધા નય પોતાની સીમામાં સત્ય છે પણ જ્યારે તે બીજાને અસત્ય જાહેર

૪ आदीपमाव्योम समस्वभावं स्याद्वादमुद्रानतिभेदि-वस्तु ।
तन्नित्यमेवैकमनित्यमन्य-दिति त्वदाज्ञा द्विषतां प्रलापाः ॥
—अन्ययोगव्यवच्छेदिका-५

કરે છે ત્યારે મિથ્યા બની જાય છે પરંતુ અનેકાન્ત વાદી નયોની વચ્ચે સમ્યક્ અને મિથ્યાની વિભેદરેખા દોરતો નથી ”

ઉપાધ્યાય યશોવિજયજીએ લખ્યુ છે “ સાચો અનેકાન્તવાદી કોઇપણ દર્શન સાથે દ્વેષ નથી કરતો તે સંપૂર્ણ નયરૂપ દર્શનોને એ જ પ્રકારે પ્રેમથી-વાત્સલ્યથી જુએ છે જેવી રીતે કોઈ પિતા પોતાના પ્યારા પુત્રને જોઈ રહ્યો હોય ”

જૈન દર્શનનો એ વજ્ર આઘોષ છે કે પ્રત્યેક ચિંતન સાપેક્ષ હોવુ જોઇએ અનેકાન્તવાદી સમ્યગ્દૃષ્ટિ છે અને અનેકાન્તવાદી મિથ્યાદષ્ટિ છે જે સમસ્યાઓનો એકાન્તવાદી વર્ષો સુધી ઉકેલ નથી લાવી શક્યો તે સમસ્યાઓનો અનેકાન્તવાદી એક ક્ષણમા ઉકેલ લાવી શકે છે તે માણસને સર્વતંત્ર સ્વતંત્ર ચિંતન પ્રદાન કરે છે ‘ જ ’ ની કેદમાથી મુક્ત કરીને ‘ પણ ’ના નન્દનવનમા વિહાર કરાવે છે વિચાર-સહિષ્ણુ બનાવે છે એટલા માટે જ આચાર્ય અમૃતચન્દ્રે સંપૂર્ણ વિરોધીનુ શમન કરનાર અનેકાન્તવાદને નમસ્કાર કર્યા છે [1]

સ્યાદ્વાદના સાચા અર્થની અપેક્ષા કરીને ભારતના મહાન દાર્શનિક વિદ્વજ્જનોમા તેના પર ખોટા આરોપ

१ परमागमस्य बीज निषिध्य जात्यन्धसिन्धुरविधानम् ।
सकलनयविलसिताना विरोधमथन नमाम्यनेकान्तम् ॥
—पुरुषार्थसिद्ध्युपाय-२

લગાવ્યા છે. બૌદ્ધ દાર્શનિક ધર્મકીર્તિએ સ્યાદ્વાદને પાગલોનો પ્રલાપ કહ્યો અને જૈનોને નિર્લજ્જ બતાવ્યા.[૨] શાન્તિરક્ષિતે પણ લખ્યુઃ "સ્યાદવાદ કે જે સત્ અને અસત્, એક અને અનેક, ભેદ અને અભેદ, સામાન્ય અને વિશેષ, જેવાં પરસ્પર વિરોધી તત્ત્વોને મેળવી દે છે, તે તો પાગલ વ્યક્તિનો પ્રલાપ છે."[૩] એ જ રીતે આચાર્ય શંકરે પણ સ્યાદ્વાદ પર પાગલપણાનો આક્ષેપ મૂકીને લખ્યુ : "એક જ શ્વાસ શીત અને ઉષ્ણ નથી હોય શકતો, ભેદ અને અભેદ, નિત્યતા અને અનિત્યતા, યથાર્થતા અને અયથાર્થતા, સત્ અને અસત્, અંધકાર અને પ્રકાશની પેઠે એક જ કાળમાં એક જ વસ્તુમાં નથી રહી શકતા.'[૪] ડૉકટર રાધાકૃષ્ણને તેને અર્ધ સત્ય કહીને ત્યાજ્ય બતાવ્યુ છે. સ્યાદ્વાદનો ઉપહાસ કરતાં મહાપંડિત રાહુલ સાંકૃત્યાયને લખ્યુ : " દહીં દહીં પણ છે અને ઊંટ પણ છે, તો દહીં ખાતી વખતે ઊંટ ખાવા કેમ નથી દોડતા ?[૫] આ પ્રમાણે અનેક આરોપ સ્યાદ્વાદ ઉપર મૂકવામાં આવ્યા છે. પણ ચિંતન કરવાથી તે બધા નિરાધાર પ્રતીત થાય છે

પ્રશ્ન એ છે કે એક જ વસ્તુમાં નિત્યત્વ–અનિત્યત્વ, એકત્વ–અનેકત્વ આદિ પરસ્પર વિરોધી ધર્મ કેવી રીતે રહી શકે ? ઉત્તરમાં નમ્ર નિવેદન છે કે સ્યાદ્વાદ એ

---

२ प्रमाणवार्तिक १, १८२–१८५, ३ तत्त्वसंग्रह ३११–३२७, ४ शांकरभाष्य २–२–३३, ५ दर्शन–दिग्दर्शन–राहुल साकृत्यायन

નથી કહેતો કે જે નિત્યતા છે, તે જ અનિત્યતા છે, અથવા જે એકતા છે તે જ અનેકતા છે પરંતુ સ્યાદ્વાદ એમ કહે છે કે એક દૃષ્ટિએ એક પદાર્થ નિત્ય છે તો બીજી દૃષ્ટિએ અનિત્ય પણ છે એક વ્યક્તિ એક દૃષ્ટિથી પિતા છે તો બીજી દૃષ્ટિથી પુત્ર પણ છે તેમા વિરોધ ક્યા આવ્યો? નૈનો જ નહિ પણ બૌદ્ધો પણ ચિત્ર જ્ઞાનમા વિરોધ નથી માનતા જ્યારે એક જ જ્ઞાનમા ચિત્રવર્ણનો પ્રતિભાસ હોઈ શકે છે, અને એ જ્ઞાનમા વિરોધ નથી હોતો, તો એક જ પદાર્થમા બે વિરોધી ધર્મોની સત્તા સ્વીકારવી તેમા શુ આપત્તિ અને શુ મુશ્કેલી હોઈ શકે છે? એક જ વસ્ત્ર કાચુ અને ધોળુ હોઈ શકે છે કે એક જ વસ્ત્ર સંકોચ અને વિકાસશીલ હોઈ શકે છે, તો એક પદાર્થમા નિત્યતા અને અનિત્યતા, એકતા અને અનેકતા પણ સત્તાવિરોધી કેમ હોઈ શકે?

કલ્પના કરો—એક વસ્ત્રની દુકાન પર ગ્રાહક પહોંચ્યો તેણે દુકાનદારને પ્રશ્ન કર્યો, "આ વસ્ત્ર ઊનનુ છે ને?" દુકાનદારે જવાબ આપ્યો, "હા એ ઊનનુ છે" બીજા ગ્રાહકે ફરીને એ જ વસ્ત્રના સંબંધમા પ્રશ્ન કર્યો, "શુ આ વસ્ત્ર રેશમનુ છે?' દુકાનદારે જવાબ આપ્યો, "ના એ વસ્ત્ર રેશમનુ નથી" "અહીં" આ ઊનનુ છે એ કથન જેટલુ સત્ય છે તેટલુ જ રેશમનુ નથી એ પણ સત્ય છે એક જ વસ્ત્રના સંબંધમા 'ઊન'ની અપેક્ષાએ 'સત્' અને રેશમની અપેક્ષાએ 'અસત્' હોઈ શકે છે તેમા વિરોધ કોને દેખાય છે

એક પેનના સંબંધમાં નિવિધ જિજ્ઞાસાઓના ઉત્તર વિવિધરૂપે આપી શકાય છે :

૧. આ પેન પ્લાસ્ટિકની છે.
૨. આ પેન પારકર કંપનીની છે.
૩. આ પેન મહેન્દ્રની છે.
૪. આ પેન પચીસ રૂપિયાની છે.
૫. આ પેન ઇંગ્લેંડમાં બનેલી છે.
૬. આ પેન ૧૯૬૧માં બનેલી છે.
૭. આ પેન લખવા માટે છે.

હા, તો જુઓ આ બધા પ્રશ્નો અને ઉત્તર એક જ પેનના સંબધમાં છે. પણ જુદીજુદી અપેક્ષાએ પૂછ-વામાં આવેલા પ્રશ્નોનો ઉત્તર જુદીજુદી દૃષ્ટિથી આપવામાં આવ્યા છે. પણ તેમાં કોઈ પરસ્પર વિરોધ નથી.

એક ભવ્ય ભવનના જુદાજુદા ખૂણા ઉપરથી ચિત્ર ખેંચવામાં આવે અથવા ફોટો પાડવામાં આવે પછી એ બધા પોઝને એક સાથે રાખી જોવામાં આવે તો પરસ્પર વિભેદ દેખાશે. ખૂણાઓનુ પરિવર્તન થવાથી દરેક પોઝમાં ભવનનુ સંનિકટવર્તી દૃશ્ય પણ પરિવર્તિત બની જશે. અવલોકન કરનાર સહજ રીતે જ ભ્રમમાં પડી શકે છે કે આ બધા પોઝ એક જ ભવનના છે કે જુદાજુદા ભવનોના? પણ સાચી વાત એ છે કે બધા પોઝોનુ સમન્વિત રૂપ જ એ ભવનનું સાચું રૂપ છે. તેટલા માટે અનેકાંતવાદ વસ્તુને પ્રત્યેક ખૂણાથી અવલોકવા માટે પ્રેરણા આપે છે.

જેવી રીતે વિવિધ કોણથી સંગૃહીત કરવામાં આવેલા દશ્યોની એકત્ર અવસ્થિતિથી ભવનની સ્થિતિમાં કોઈપણ પ્રકારની અવ્યવસ્થા નથી થતી, તો પછી જુદાજુદા વિરોધી સ્વભાવોના અસ્તિત્વથી વસ્તુમાં તે કેવી રીતે સંભવિત છે?

આજનો યુગ વિજ્ઞાનનો યુગ છે વિજ્ઞાનને કારણે અહીં તહીં ઠેકઠેકાણે વીજળીનો પ્રચાર થઈ રહ્યો છે પંખા, સ્ટવ અને બલ્બ વગેરે સર્વ ચીજોમાં વીજળીનો પ્રવાહ દોડી રહ્યો છે પણ સવનો વ્યવહાર ભિન્નભિન્ન છે પંખામાં તેની ચાલક શક્તિ કામ કરી રહી છે, બલ્બમાં તેનો પ્રકાશ ઝગમગાટ કરી રહ્યો છે અને સ્ટવમાં તેનો દાહક ગુણ કામ કરી રહ્યો છે જો આ વાત શકય છે તો પછી વસ્તુમાં દ્રવ્ય અને પર્યાયની દષ્ટિએ નિત્ય અને અનિત્યનું અસ્તિત્વ શા માટે શકય નથી?

સ્યાદ્વાદના મંતવ્ય મુજબ પ્રત્યેક પદાર્થ, સ્વદ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવની અપેક્ષાએ સત્ છે તથા પરદ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવની અપેક્ષાએ અસત્ છે દાખલા તરીકે એક ઘડો સ્વદ્રવ્ય માટીની અપેક્ષાએ સત્ છે એટલે કે અસ્તિત્વયુક્ત છે અને પરદ્રવ્ય પ્લાસ્ટિક આદિની અપેક્ષાએ અસત્ છે અર્થાત્ ઘડો ઘડો છે, પ્લાસ્ટિક નથી

દ્રવ્યની પેઠે સત્યની સિદ્ધિને માટે ક્ષેત્ર પણ અપેક્ષિત છે, જેમકે ભગવાન મહાવીરનો જન્મ ક્ષત્રિયકુણ્ડનગરમાં થયો ભગવાનના જન્મની પ્રસ્તુત ઘટના 'ક્ષત્રિયકુણ્ડ'ની દૃષ્ટિથી સાચી છે, સત છે જો કોઈ 'પાવા' કહેશે તો તે અસત્ય થશે

દ્રવ્ય ક્ષેત્રની પેઠે કાળની પણ અપેક્ષા છે. જેમકે ભગવાન મહાવીરનો જન્મ આજથી પચીસસો વર્ષ પહેલાં થયો. એથી ઊલટું અલ્પકાળનું કથન કરવું અસત્ય થશે. એ જ રીતે ભાવ પણ અપેક્ષિત છે જેમકે પાણીમાં તરલતા હોય છે. એનો અર્થ છે તરલતા નામક ભાવથી જ પાણીની સત્તા સિદ્ધ થાય છે. નહિ તો તે હિમ. બાષ્પ અથવા ધુમ્મસ કે ઝાકળ હોત કે જે પાણી નથી પણ પાણીનાં રૂપાંતર છે. આ પ્રમાણે પ્રત્યેક પદાર્થની સત્તા સ્વદ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવની અપેક્ષાએ છે, પરદ્રવ્યાદિની અપેક્ષાએ નથી. જેવી રીતે સ્વદ્રવ્યાદિની અપેક્ષાએ તેનામાં અસ્તિગુણ છે, તેવી જ રીતે પરદ્રવ્યાદિની અપેક્ષાએ તેમાં 'નાસ્તિ' ગુણ પણ છે. તાત્પર્ય એ છે કે સ્યાદ્‌વાદનો સિદ્ધાંત જે પદાર્થોમાં જે જે અપેક્ષાઓ ઘટિત હોય છે તેને સ્વીકારે છે. અપેક્ષારહિત સિદ્ધાંત તેને માન્ય નથી. અશ્વશૃંગ, આકાશકુસુમ, અને વન્ધ્યાપુત્રના અસ્તિત્વને સિદ્ધ કરવા માટે સ્યાદ્‌વાદની અપેક્ષા અપેક્ષિત નથી. કારણ કે તેની તો સત્તા જ અસિદ્ધ છે. ઉપરની વિચાર-ચર્ચાનો સાર એ છે કે દાર્શનિક ક્ષેત્રમાં જે રીતે સ્યાદ્‌-વાદનો સિદ્ધાંત ઉપયોગી છે, તેવી જ રીતે વ્યાવહારિક ક્ષેત્રમા પણ તેની ઉપયોગિતા ઓછી નથી. તે સત્ય-તથ્યનુ પરિજ્ઞાન કરાવનાર અપૂર્વ મંત્ર છે.

જેવી રીતે જૈન દર્શને વસ્તુની અનેકરૂપતાની સ્થાપના સ્યાદ્‌વાદના આધાર પર કરી તેવી જ રીતે બૌદ્ધદર્શને પણ વિભજ્યવાદના નામે કરી; પરંતુ અનુકૂળ વાતાવરણના

અભાવમાં તે ત્યાં જ ચીમળાઈને-સુકાઈને નષ્ટ થઈ ગઈ પરંતુ સ્યાદ્વાદના સિદ્ધાંતને સમયે સમયે પ્રતાપપૂર્ણ, પ્રતિભાસંપન્ન આચાર્યોએ પોતાના મૌલિક ચિંતનથી વિકસિત કર્યો ભેદાભેદવાદ, નિત્યાનિત્યવાદ, નિર્વચનીયા-નિર્વચનીયવાદ, એકાનેકવાદ, સદ્અસદ્વાદ, સદ્અસત્-કાયવાદ વગેરે જેટલા પણ દાર્શનિક ક્ષેત્રમાં વાદો છે તે બધાનો મૂળ આધાર સ્યાદ્વાદ છે

સ્યાદ્વાદ જૈનદર્શનની વિશ્વને અપૂર્વ ભેટ છે જૈન-દર્શનમાં સ્યાદ્વાદનું એટલું બધું મહત્ત્વ રહ્યું છે કે જે કારણે આ જૈનદર્શનનો પર્યાયવાચી બની ગયો છે સ્યાદ્વાદ જૈનદર્શનનો પ્રાણ છે, આત્મા છે તે આત્મકલ્યાણનું અમોઘ સાધન છે જેનાથી જ્ઞાનનો વિસ્તાર થાય છે, નિષ્ઠા નિર્મલ થાય છે, સંઘર્ષ, વિધ્વંસ અને વિપ્લવ નષ્ટ થઈને સત્ય અને અહિંસાના આધાર પર મેળ અને મિલાપ ઉત્પન્ન થાય છે સ્યાદ્વાદનો મોહામણો સુંદર સિદ્ધાંત, પછી તે દર્શનનું ક્ષેત્ર હોય કે ચાહે લોકવ્યવહારનું ક્ષેત્ર હોય પણ તે બધે જ સમન્વય અને સમતાનું સર્જન કરે છે અને સત્ય ભગવાનના દર્શન કરાવે છે



૧૬

# સંસ્કૃતિ અને યથાર્થવાદ

## સંસ્કૃતિ : યથાર્થવાદ : પરિક્રમા :

અખંડ અક્ષય ભારતીય સંસ્કૃતિનો સ્રોત ભારતની અધ્યાત્મવિદ્યાનો પ્રાણ છે. જે સંસ્કૃતિમાં પ્રાણશક્તિ છે તે જીવંત 'સંસ્કૃતિ' કહેવાય છે. સંસ્કૃતિ એક મહાનદ છે. નદનુ સાંગ રૂપક આ રીતે સમજી શકાય છે: " ભારતના મનુષ્યોએ સંયમ અને તપસ્યાની ભઠ્ઠી પર બેસીને યોગવિદ્યાની જિંદગીભર આંચ તાપી છે. " આ આંચને તાપતાં તાપતાં તેઓએ કહ્યું,–" ભારતીય સંસ્કૃતિ એક અખંડ નદ છે શ્રમણ અને વૈદિક સંસ્કૃતિ તેના બે કિનારા છે. તેમાં સ્થાન કરીને સ્ફુરાયમાણ મીન આત્મા છે. ઇન્દ્રિયોનો સંગોપક આદર્શ કચ્છપ તેમાં કર્મેન્દ્રિયો છે. મનરૂપી મગર એમાં વિશાળ મગર છે મત્સ્ય ! પાણીની નિર્મળતા માટે પાણીમાં માછલીઓનુ હોવું આવશ્યક ગણાય છે. એ મુજબ સંયમસલિલામાં આત્મા પણ એક માછલું છે, મીન છે. મીનથી પાણી નિર્મળ રહે છે. આત્મસંશુદ્ધિના પુરુષાર્થરૂપ ચાંચલ્યથી સંયમ–સલિલા વિમલ રહે છે "

એક સમય એવો આવ્યો જ્યારે શ્રમણ-સસ્કૃતિનો કિનારો તૂટી ગયો બૌદ્ધ સસ્કૃતિ બૌદ્ધ ધર્મના રૂપે અલગ વહીને પોતાનુ અસ્તિત્વ સ્થાપિત કરવા માટે ઉત્પ્રેરિત થઈ મક્ળ નિર્દેશનના અભાવે મનુષ્ય તો શુ, પાણીનો પ્રવાહ પણ દિશા બદલવાથી પોતાના અજસ્ર સ્રોતને નષ્ટ કરી દે છે

વિદિશાગામી બૌદ્ધ ધર્મનો પ્રવાહ વિદેશોના રણમા સમાઈ ગયો આજે વિદેશોમા જે બૌદ્ધ ધર્મ છવી રહ્યો છે તેનુ વિશુદ્ધ રૂપ નથી, તે શુદ્ધ બૌદ્ધ ધર્મ નથી

એક દિશામા વહેનારો જલપ્રવાહ માર્ગમા ખડક સાથે અથડાઈને દિશા બદલીને વહેવા લાગે છે બરાબર એ જ રીતે ભારતીય સસ્કૃતિના અખડ સ્રોત સાથે પણ ઘટના ઘટિત થઈ સમયનો ખડક આવ્યો પાણીનો જલપ્રવાહ અથડાયો બને કિનારા તૂટી ગયા પાણી નાની-મોટી ધારાઓમા વહેવા લાગ્યુ જે ધારાનુ પાણી વહેતુ ન રહ્યુ અને એક જ ઠેકાણે સ્થિર થઈ ગયુ તે ગધાવા લાગ્યુ કેટલીયે ધારાઓ પ્રવાહના અભાવે પડી રહી માનવના મસ્તિષ્કને વિકૃત બનાવવા લાગી ચાર્વાક જેવી વિચારધારાનુ પાણી એવુ જ સડેલુ, ગધાયેલુ પાણી છે

આ થઈ સસ્કૃતિની યથાર્થાત્મક પરિક્રમા !

### ભગવાન મહાવીરની ધર્મ-ધારા

મહાવીરની ધર્મ-ધારા એ ખડક સાથે અથડાઈને જ્યા વહી ત્યા મહત્ત્વાકિત પ્રતિપ્રશ્ન બની પ્રતિ ઉત્તર

એવી રીતે સ્થિર થયો. તપોધન શ્રમણ ભગવાન મહાવીર અને મધ્યમમાર્ગના પુરસ્કર્તા મહાત્મા ભગવાન બુદ્ધના સબળ હાથો દ્વારા શ્રમણ સંસ્કૃતિનો કિનારો તૂટતાં ફૂટતાં બચી ગયો. બોધિત બુદ્ધના શ્રમિક હાથોનો શ્રમ અને શ્રમજનિત પ્રતિફળને બુદ્ધના અનુયાયીઓએ (૧) હીનયાન, (૨) મહાયાન, (૩) મંત્રયાન અને (૪) વજ્રયાનના રૂપે ભાગલા કરીને વહેંચી લીધું. એવી સ્થિતિમાં શ્રમણ સંસ્કૃતિ તરફથી તૂટેલા કિનારાનો પ્રવાહ વિભિન્ન ધારા, પ્રતિધારા અને અનુધારામાં છિન્નભિન્ન થઇ ગયો.

મહાવીરની વિચાર–ધારાને ધરાનો આધાર મળ્યો. મહાવીર દ્વારા પોષિત સંસ્કૃતિ 'મહાવીરની નિવૃત્તિ–પ્રવૃત્તિ મૂલક સંસ્કૃતિ છે' આ ધારા વૈદિક સંસ્કૃતિ અને શ્રમણ સંસ્કૃતિના નામે ભિન્ન સંસ્કૃતિરૂપે વહી અખંડ સંસ્કૃતિનો પ્રવાહ સમયના ખડક સાથે અથડાઇને અલગ અલગ વહ્યો, રોકાયો, એનું પાણી સડ્યું, ગંધાયુ, ખાબોચિયામાં અટવાઇને સંકોચાઈ ગયુ તો પછી કઈ ધારા આગળ વહી ? કયો પ્રવાહ આગળ ધપ્યો ?

હિમ્મતપૂર્વક સ્પષ્ટ રીતે કહેવું જોઇએ કે–'મહાવીરની નિવૃત્તિ–પ્રવૃત્તિ–મૂલક સંસ્કૃતિ' બચી.. મહાવીરની સંસ્કૃતિ આત્મકલ્યાણપરક તથા જનકલ્યાણપરક હળી-મળી ગયેલી 'સંસ્કૃતિ' છે.

**મહાવીરની સંસ્કૃતિ કેમ ચાલી આવે છે?**

અન્ય સંસ્કૃતિઓ ધર્મના ધ્વજનો આધાર ગ્રહણ કરીને પણ નથી બચી, તો પછી મહાવીરની સંસ્કૃતિ શી

રીતે ખચીને જીવિત રહી ગઈ તેનુ મૂળભૂત કારણ શું છે? તેનો મર્યાદિત અને શાબ્દિક ઉત્તર એ છે કે મહાવીરની સંસ્કૃતિ યથાર્થવાદી સંસ્કૃતિ હતી અને એટલા માટે જ તે જીવિત રહી ગઈ મહાવીર પરમ યથાર્થવાદી હતા એ જ કારણ છે કે આ પરંપરામા થયેલા સ્તુતિકાર આચાર્યોએ પણ પોતાની સ્તુતિઓમા ઠેકઠેકાણે તેને યથાર્થવાદની કસોટી પર ખરા ઊતરનાર ગુણી અને શ્રદ્ધાપુરુષ રૂપે ચીતરવામા આવ્યા છે જૈન ધર્મના મર્મજ્ઞ આચાર્ય સરસ્વતીના કૃપાપાત્ર શ્રી હેમચન્દ્રજીએ "अन्ययोग व्यवच्छेदिका"ના બીજા શ્લોકમા શ્રમણ-શિરોમણિ શાસનાધિપતિ ભગવાન મહાવીરની સ્તુતિ કરતા કરતા તેના 'યથાર્થવાદમૂલક ગુણ'ની જ સ્તુતિ કરી છે -

अयं जनो नाथ तव स्तवाय, गुणान्तरेभ्यः स्पृहयालुरेव ।
विगाहतां किन्तु यथार्थवादमेकं परीक्षा-विधि-दुर्विदग्धः ॥

હે પ્રભો, હુ આપના અન્યાન્ય ગુણો પ્રત્યે પણ શ્રદ્ધાશીલ છુ તેઓનૂ સ્તવન પણ કરવા ઇચ્છુ છુ પરતુ અહી તો એકમાત્ર 'યથાર્થવાદ' નામના ગુણની જ સ્તુતિ કરીશ

## ઔપદેશિક પદ અને યથાર્થવાદ

ભગવાન મહાવીર પોતાના ભિક્ષુઓ માટે અધ્યાત્મ અમૃતની પાવન ગગા વહેવડાવી ત્યા પણ તેમના યથાર્થવાદી દૃષ્ટિકોણનું સ્પષ્ટ દર્શન થાય છે ચોરને ચોર કહેવો, કાણાને કાણો કહેવો આંધળાને આંધળો કહેવો, બહેરાને બહેરો કહેવો, દાસને દાસ કહેવો એ કે સત્ય છે, પરતુ

તેમાં પણ યથાર્થવાદી ધર્મને નિભાવવો એ તેમની દૃષ્ટિએ અનિવાર્ય હતું. તેથી તેમણે પોતાના ભિક્ષુઓને ધર્મોપદેશ દીધો: "તમારા સત્યાત્મક આદર્શ કથનથી પણ કોઈનુ હૃદય પીડાથી ગ્રસિત ન થવું જોઈએ. નહિ તો તમે યથાર્થવાદી ધર્મનો સ્પર્શ પણ નહિ કરી શકો." જૈન ધર્મ યથાર્થવાદી ધર્મ છે. મહાવીરના પૂર્વવર્તી ૨૩ તીર્થંકરોના યુગમાં આ યથાર્થવાદી ધર્મ ત્રણ યામ, ચાર યામ અને નિર્ગ્રન્થ ધર્મના નામથી પણ ઓળખાવા લાગ્યો. ભગવાન ઋષભદેવથી પાર્શ્વનાથ સુધીના ૨૩ તીર્થંકરોએ તેને યુગની સીમાઓથી પાછળ ન રહેવા દીધો. ભગવાન મહાવીરે જન-માનસનુ સૂક્ષ્મ નિરીક્ષણ કર્યું તો તેઓએ પાર્શ્વનાથનાં ચાર યામમાં અપરિગ્રહનો સમાવેશ કરી દીધો.

યુગની સમસ્યાઓનુ સમાધાન આપનારો ધર્મ યુગીન ધર્મ કહેવાય છે. જૈન ધર્મ યુગીન ધર્મ છે. તેથી પ્રત્યેક યુગની સમસ્યાઓને પોતાના વિરાટ પ્રકાશમાં સમેટી લીધી. યુગની સમસ્યા પ્રકાશવતી બની. તેથી જૈન ધર્મ શાશ્વત કાળથી અબાધરૂપે ચાલી રહ્યો છે યામોનુ અલ્પત્વ બહુત્વ પણ તેના પગની બેડી ન બની શકયુ.

**જૈન-ધર્મનો નિયંતા નહિ, ચિંતનકાર અપેક્ષિત રહ્યો**

જૈન ધર્મ પોતાના વિશુદ્ધ રૂપે સંસ્કૃતિ-પ્રધાન ધર્મ છે. તેને એ મર્મોની પેઠે સિદ્ધાન્ત-પ્રધાન ન કહેવું જોઈએ. જે લોક વ્યવહારથી ઉદાસીન રહીને કેવળ સિદ્ધાન્તોની દાર્શનિક મીમાંસાની ભૂલભૂલામણીમાં ભટકતા રહે છે અને સાધારણ બુદ્ધિમાન માણસને માટે એક ગૂઢ સમસ્યા

બનીને રહી જાય છે જેથી જૈન ધર્મ મુખ્યત્વે કરીને ન તો સિદ્ધાન્તપરક છે કે ન વ્યક્તિપરક છે, ચમત્કારપરક છે કે ન કાલપરક છે બીજા ધર્મોની સ્થિતિ એવી નથી તે અધિકતર શાસ્ત્રપરક છે ઉદાહરણ તરીકે આપણે કહી શકીએ છીએ કે વૈદિક ધર્મનો મૂળ આધાર વેદ છે, તે જ પ્રમાણે ખ્રિસ્તી ધર્મનો મૂળ આધાર બાઇબલ, ઇસ્લામ ધર્મનો મૂળ આધાર કુરાને શરીફ અને પારસી ધર્મનો મૂળ આધાર જિન્દ અવસ્તા છે જૈન ધર્મ કોઈ એક શાસ્ત્ર અથવા આગમ સુધી સીમિત નથી

વ્યક્તિપરકનો અભિપ્રાય એ છે કે અન્ય ધર્મ મોટે ભાગે વાણીથી આદેશ અથવા તો ઉપદેશના રૂપે પ્રગટ થયા છે દાખલા તરીકે બૌદ્ધધર્મનો પ્રાદુર્ભાવ મહાત્મા બુદ્ધથી, ઇસાઈ ધર્મનો ઈસામસીહથી, ઇસ્લામનો હજરત મહમ્મદ સાહેબથી અને પારસી ધર્મનો જરથુસ્તથી પ્રાદુર્ભાવ થયો છે જૈન ધર્મની આ સ્થિતિ નથી તેમ તે કોઈ એક વ્યક્તિ-વિશેષની વાણીથી પ્રગટ થયેલો આદેશ કે ઉપદેશ નથી

ચમત્કારપરકનુ કહેવાનું તાત્પર્ય એ છે કે અનેક ધર્મ પોતાના અનુયાયીઓને ચમત્કારોના ચક્રમા ફસાવી રાખે છે તે સિદ્ધ પુરુષોની ચમત્કાર યુક્ત મોહમાયાનુ જગલ કઇક એવું ફેલાયું છે કે સાધારણ બુદ્ધિનો માણસ તેમા અટવાઈ અથડાઇને ત્યા જ ફસાઇને અટકી જાય છે અને જાદુ-ટોણા તથા મન્ત્ર-જન્ત્ર આદિમા જ ધર્મની ઇતિશ્રી માની બેસે છે જૈન ધર્મમા આવા

ઢોંગ-ધતુરાને જરા પણ સ્થાન નથી. તે એક માત્ર લોકવ્યવહાર ઉપર નિર્ભર છે. વૈદિક ધર્મની પરિણતિ જ્યારે બ્રાહ્મણ ધર્મના રૂપે થઈ ત્યારે તે એ કર્મકાંડો ઉપર નિર્ભર થઈ ગયો કે જેનું રૂપ અંતમાં ચમત્કારપરક બની ગયુ. પુત્રૈષણા, વિત્તૈષણા તથા લોકૈષણા વગેરે બધાની પૂર્તિ માટે યજ્ઞપરક કર્મકાંડનો સહારો-આધાર અપાવા લાગ્યો. બ્રાહ્મણોના વિવિધ પ્રકારના યજ્ઞાનુષ્ઠાનમાં એ દૈવી શક્તિઓની કલ્પના કરવામાં આવી કે જેને કારણે તેને માનવીની સર્વ આકાંક્ષાઓની પૂર્તિનુ સાધન માત્ર માની લીધી. જૈન ધર્મમાં ક્યાંય પણ કર્મકાંડનું જરા પણ સ્થાન નથી.

કાલપરકનો અભિપ્રાય એ છે કે મોટા ભાગના ધર્મોની ઉત્પત્તિ કાલવિશેષ તથા પરિસ્થિતિવિશેષમાંથી થઈ. તેથી તેનું મહત્ત્વ પણ કાલવિશેષ તથા પરિસ્થિતિવિશેષ સુધી મર્યાદિત રહી ગયુ છે. તે કાલાતીત નથી અને ત્રિકાળની આવશ્યકતાની સમાનરૂપે પૂર્તિ કરવાની તેનામાં ક્ષમતા પણ નથી. તેને એકકાલિક કહી શકાય છે તે ત્રિકાલસ્થિર તથા ત્રિકાલાબાધિત ધર્મ નથી

## ઉપસંહાર અને સંદેશ

જૈન ધર્મનાં મૂળભૂત તત્ત્વોની વ્યાખ્યા એ રૂપે અવશ્ય કરવી જોઇએ કે તે વર્તમાન યુગની રાષ્ટ્રીય અને આંતરાષ્ટ્રીયનો સર્વસમ્મત ઉકેલ રજૂ કરી શકે. જે ધર્મ પોતાનાં મૌલિક તત્ત્વો દ્વારા વર્તમાન યુગની આ

માગ અથવા આવશ્યકતાની પૂર્તિ કરવાનુ સામર્થ્ય ખોઈ બેસે છે તેનુ અસ્તિત્વ જોખમમા પડી જાય છે અન્ય અનેક ધર્મોનુ અસ્તિત્વ એ જ કારણે ખતરામા પડી જઈને ઇતિહાસમા તેઓ નામશેષ થઈ ગયા છે ઇતિહાસનો આ એક પડકાર છે અથવા ચેતવણી છે જૈન ધર્મ, બૌદ્ધ ધમ તથા બ્રાહ્મણ ધમની જેમ પતનમુખી ન હોઇને સદૈવ ઉત્ક્રાન્તિમૂલક રહ્યો છે અને તેનુ અસ્તિત્વ યુગ-યુગાન્તરોની વિનાશકારી પરિસ્થિતિઓમા પણ ટકી રહ્યું છે તે કારણે તેને ઇતિહાસના આ પડકાર અથવા ચેતવણી પર સમય આવતા ધ્યાન આપવુ જોઈએ સ્પષ્ટ શબ્દોમા એમ કહેવુ વધારે યોગ્ય થશે કે જ્યારે સમાજમા ધમથી નિરાશ થઇને ધમનિરપેક્ષ ભાવના પ્રબળ થઈ રહી છે ત્યારે જૈન ધમના અનુયાયીઓએ એ સિદ્ધ કરી દેવુ જોઇએ કે તેમનો ધમ વિકાસોન્મુખી છે અને તે કારણે તે હમેશા પરિવતનશીલ રહ્યો છે દરેક યુગની માગ અને આવશ્યકતાની પૂર્તિ તેણે કરી છે અને આજ પણ તેનામા રાષ્ટ્રધમ બનવાની ક્ષમતા વિદ્યમાન છે

આ મહાવીરના યથાર્થવાદી દૃષ્ટિકોણપરક ધર્માધાર પર રહેતા વિચારેલુ મારા ચિંતન અને સદેશ છે



૧૭

# જૈન સંસ્કૃતિમાં નારીનું મહત્ત્વ

ભારતીય સંસ્કૃતિ અને સમાજના વિકાસમાં નારીનો મહત્ત્વપૂર્ણ ફાળો રહ્યો છે. તે સમાજ અને સંસ્કૃતિની પ્રેરણા છે, ચેતના છે અને બુદ્ધિ છે. તે દુર્ગા, લક્ષ્મી અને સરસ્વતી છે. તે નરની ખાણ છે, નૃસિંહની જનની છે અને શક્તિની પ્રતીક છે. પણ અત્યંત દુઃખ અને પરિતાપની વાત છે કે પાષાણયુગથી માંડીને વર્તમાન સ્પુટનિક યુગ સુધી નારીને અનેક સ્વાર્થી વ્યક્તિઓ દ્વારા બિછાવેલા કાંટાભર્યા માર્ગ ઉપર થઈને ચાલવું પડયું છે.

વસ્ત્રાભૂષણની જેમ નારી પણ એક ભોગવિલાસની નિર્જીવ ચીજ જ માનવામાં આવતી હતી તેનામાં કોઈ સ્વતંત્ર વિચારશક્તિ છે, તેને મન છે અથવા તેને કોઈ ઈચ્છાશક્તિ હોઈ શકે છે એ વાત કોઇના પણ ખ્યાલમાં આવતી ન હતી. નારી કેવળ પુરુષોના ભોગનું સાધન માત્ર છે એ જડ માન્યતા લોકોના મગજમાં સજ્જડ રીતે બેસી ગઈ હતી. તેના સ્વતંત્ર વ્યક્તિત્વના વિકાસની ઝાંખી પણ કોઇને નહોતી થતી આ ભોગવિલાસના સાધનરૂપ ગણવામાં આવતી નારીની દશા એ હતી કે ક્ષત્રિયનરેશ

રથ ભરીભરીને દાસીઓ, પુરોહિતોને દક્ષિણામાં દેતા હતા ભારતીય નરેશોના મહેલો દેશી અને વિદેશી નારીઓથી ભરેલા રહેતા હતા અને મુગલ-મહેલોની સંખ્યાનો તો કોઈને પત્તો જ લાગતો ન હતો

ભારતની બહાર પણ નારીની એ જ હાલત હતી ચીની સમ્રાટ પણ પોતાના તરફથી પાલખીઓ ભરીભરીને કુમારીઓ હૂણ સરદારોને તથા તિબેટી કાફલાઓના સરદારોને તથા ઉઇગર કબીલાના નાયકોને ભેંટમાં આપતા હતા ચીની સમ્રાટને પોતાની પ્રત્યેક નારીનું મુખ જોવું અશક્ય બની જતું હતું રૂપવતીના સંપર્કમાં જ તે આવતો હતો બાકીની રાણીઓને હંમેશા શાહી મહેલની એક ઉપેક્ષિત ઇંટની જેમ જનમભર ડૂસકાં ભરીભરીને પડ્યા રહેવું પડતું હતું

એ પછીના ઇતિહાસકાળમાં નારીનો સ્તર એથીયે નીચે ઊતર્યો જુગારી લોકો નારીને જુગારના દાવમાં મૂકવાની વસ્તુ તરીકે દાવમાં મૂકવા લાગ્યા નારીના જરાક જેટલા અપરાધ બદલ તેને કઠોર દંડ દેવામાં આવતો હતો અન્ય પુરુષને ખાલી જોવા માત્રથી જ લોકો નારીને ઘરની બહાર કાઢી મૂકવાની નોટિસ એવી રીતે આપતા હતા કે જેવી રીતે લિલામ વગેરેની વસ્તુઓ માટેની જાહેરાત તેઓ કરતા હોય છે નક્કી કરેલા સમયે પરિત્યક્તા નારીને ઘરના બારણેથી ધક્કા મારીને નિરાધાર અવસ્થામાં કાઢી મૂકવામાં આવતી હતી અને તેની પાછળ ધડામ દઈને બારણાં બંધ કરી દેવામાં આવતાં હતાં

સ્ત્રીઓની આ દયનીય દશા હતી. પુરુષ સેંકડો હજારો સ્ત્રીઓને પોતાની ભોગસામગ્રી બનાવી શકતો હતો. ત્યારે સ્ત્રી એક પુરુષ સિવાય બીજા પુરુષની સામે નજર પણ માંડી શકતી ન હતી. અને ભૂલથી તે પરપુરુષને કદાચ જોઈ લે તો દંડની અધિકારિણી બની જતી હતી

સતીપ્રથા એ નારી વિડમ્બનાની ચરમ-છેલ્લી સીમા હતી. પતિ મર્યા બાદ સ્ત્રીને બળજબરીથી પુરુષની સાથે તેને જીવતી બાળી મૂકવામાં આવતી હતી. આજની જાગૃત નારીના દિલમાં એ પ્રશ્ન ઊઠે છે કે સ્ત્રીના મર્યા પછી પુરુષ પણ કઈ રીતે જીવતો રહી શકતો હતો ? તેને પણ સતી-પ્રથાનો નિયમ કેમ લાગુ પડતો ન હતો ? સ્ત્રીઓની એવી વિષમ હાલત ચાલી આવતી હતી સારા સારા સાત્વિક કવિઓના મુખમાંથી પણ એવા એવા ઉદ્‌ગારો નીકળે છે કે જે સ્ત્રી-સમાજની પ્રત્યે ઘૃણા અભિવ્યક્ત કરે છે.

એક કવિના શબ્દો છે :-

'નાગણી સી નારી જાણ'

મતલબ કે સ્ત્રીને નાગણી સમજો. પરંતુ ખરું જોતા સ્ત્રી નાગણી નથી, નાગણી તો પુરુષની વાસના છે.

કવિ તુલસીદાસજી પણ કહી ગયા છે :-

'शूद्र गंवार ढोल पशु नारी ये सब ताड़नके अधिकारी'

આ પ્રમાણે સ્ત્રી અને પુરુષના આત્મામાં અને આત્માની શક્તિમાં કંઈ પણ તફાવત ન હોવા છતાં પણ સ્ત્રીઓ હમેશાં અપમાનિત થતી આવી છે.

વૈદિક પરપરામા નારીને આત્મવિકાસ માટે અવકાશ જ ન મળ્યો, તેમ ન તેમને સામાજિક અધિકાર મળ્યા કે ન ધાર્મિક અધિકાર મળ્યા વૈદિક ધર્મગુરુઓએ ઉદ્દઘોષણા પણ કરી કે –

"न स्त्रीशूद्रौ वेदमधीयेताम्"

સ્ત્રી અને શૂદ્રને વેદ ભણવાનો અધિકાર નથી સ્ત્રીઓને કોઈપણ ધર્મગ્રન્થ વાચવાનો અધિકાર ન હતો ધર્મ શ્રવણ કરવાનો પણ અધિકાર ન હતો અને ધાર્મિક ક્રિયાકાડ પણ સ્ત્રીઓ કરી શકતી ન હતી સ્ત્રીઓ અને શૂદ્રો બનેને સમાન ગણવામા આવતા હતા

બૌદ્ધ પરપરામા પણ નારીને મુક્ત સ્થાન નહોતું મળ્યુ મહાત્મા બુદ્ધે અનિચ્છાથી પોતાના પ્રિય શિષ્ય આનદના બહુ જ આગ્રહથી નારીને સઘમા દીક્ષિત કરી અને કહ્યુ, 'આનદ, સઘ વસ્તુત હજારો વર્ષો સુધી જીવિત રહેત, પરતુ તેમા નારીનો પ્રવેશ થવાથી તેનુ આયુષ્ય ક્ષીણ થઈ જશે અને હવે તે પાચસો વર્ષોથી વધારે નહિ ચાલી શકે" આ પ્રમાણે બૌદ્ધ પરપરામા પણ નારી ઉપેક્ષિત જ રહી

જૈન ધર્મમા નારીને આદિકાળથી જ મહત્ત્વપૂર્ણ સ્થાન મળ્યુ છે જૈન ધર્મે નારીના વિકાસના બધા જ માર્ગો ખોલી નાખ્યા અને ગુલામરૂપે બનેલી નારીના બધા બધન કાપી નાખી તેને ગૌરવ આપ્યુ પુરુષોના મનને આનદ આપનારી, તેના દિલને બહેલાવનારી

ચીજ બનેલી નારીને મુક્તિ આપી. ભેટ આપવાની ચીજ બનેલી નારીને આત્મવિકાસની ઉજળી તક આપી. ભોગસાધન બનેલી નારીને ભવ્યતા આપી. જડતાની પ્રતિમૂર્તિ બનેલી નારીને ચૈતન્ય આપ્યુ. ભગવાન મહાવીરે તીર્થની સ્થાપના કરી. તે તીર્થનાં ચાર અંગ બનાવ્યાં. સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, આ તીર્થમાં જેટલું મહત્ત્વ સાધુને છે તેટલુ મહત્ત્વ સાધ્વીને પણ છે અને જેટલુ મહત્ત્વ શ્રાવકને આપ્યુ છે તેટલું શ્રાવિકાને પણ આપ્યુ છે. વિશ્વના તમામ ધર્મોની અપેક્ષા સાધ્વી બનીને આત્મશુદ્ધિ, આત્મકલ્યાણ તથા આત્મસાક્ષાત્કાર કરવાનો સમાન અધિકાર આપીને જૈન ધર્મે સ્ત્રીઓની પ્રતિષ્ઠા વધારી. આ પ્રમાણે સ્ત્રી-પુરુષની સમાનતા આ તીર્થનો આદર્શ બની. ભગવાન મહાવીરના આ સઘમાં પુરુષની જેમજ યુગયુગથી તિરસ્કાર પામેલી નારીને પણ પુરુષ સમાન દરજ્જો મળ્યો. તેમણે ગુલામરૂપે વેચાયેલી ચદનાને પોતાના સંઘમાં લઇને પ્રવર્તિનીનુ સ્થાન આપ્યુ. અને શ્રમણી સંઘનું નેતૃત્વ એ મહાસતી ચદનાને સોંપ્યુ. આ રીતે જૈન ધર્મમાં સ્ત્રી-સમાજને ધર્મનો સંપૂર્ણ અધિકાર આપવામાં આવ્યો છે.

પુરુષ અને નારી વચ્ચે જરા પણ ભેદભાવ જૈન શાસ્ત્રમાં જોવામાં આવતો નથી આજકાલની નારી વ્યવસ્થા જેવી રીતે સ્ત્રીને ગવર્નર, પ્રધાન મંત્રી, અને એડવર્ડ તથા જ્યોર્જનુ સ્થાન આપે છે તેવી જ રીતે જૈન ધર્મે અવતારી પુરુષોમાં પોતાના તીર્થંકરોમાં પણ નારીને

સ્થાન આપ્યુ છે જૈનોના ચોવીસ તીર્થંકરોમા ૧૯મા તીર્થંકર છે, ભગવતી મલ્લિકુમારી જે ધર્મે સ્ત્રીને તીર્થંકર પણ બનાવી દીધી તે સ્ત્રીને બીજો કયો અધિકાર નહિ આપે ?

સ્ત્રીની સમાનતા અને પ્રધાનતાના ઉદાહરણોથી જૈનાગમ ભરેલા છે આ કાલચક્રમા સૌથી પહેલા મોક્ષમા જનારી એક નારી જ હતી અને તે હતી પ્રથમ તીર્થંકર ભગવાન ઋષભદેવની માતા મરુદેવી ભગવાન ઋષભદેવને ભરત અને બાહુબલિ સરખા સો પુત્ર હોવા છતા તેમણે સૌથી પ્રથમ અક્ષરજ્ઞાન પોતાની કન્યા બ્રાહ્મી સુંદરીને જ આપ્યુ બ્રાહ્મીના નામથી જ લિપિનુ નામ પણ બ્રાહ્મી લિપિ પડી ગયુ છે આ રીતે જૈનધર્મે નારીને તેનુ ઉચિત અને આગળ પડતું સ્થાન આપ્યુ છે, પ્રધાનતા આપી છે

બાહુબલિને માનરૂપી ઐરાવત હાથી ઉપરથી ઉતારનારી બ્રાહ્મી સુંદરી જ છે રહનેમીને ચારિત્રમાથી વિચલિત થતા રાજમતીએ જ બચાવ્યા હતા રાજમતીએ તેમને કહ્યુ હતું, "તમે ચારિત્ર્યમાથી ચલાયમાન થાવ તેના કરતા તમારૂ મૃત્યુ જ શ્રેયસ્કર છે" તેના તેજસ્વી વચનો સાભળીને અંકુશ વડે હાથી જેમ વશ થઈ જાય છે, તેવી જ રીતે રહનેમી ચારિત્રમા સ્થિર થઈ ગયા રાણી કમલાવતી ઇષુકાર રાજાને જે શબ્દો કહે છે તે શબ્દો પણ નારીની તેજસ્વિતાને સિદ્ધ કરે છે તે કહે છે કે, બીજાના ત્યાગ કરેલા ધનને લેવું એ તો બીજાએ ઊલટી કરેલા ખોરાકને ખાવા જેવું છે અને બીજાનુ વમન કરેલુ અન્ન ખાવું એ તો

કાગડા અને કૂતરાનું કામ છે. એક દિવસ તો તમે આ મનોરમ લાગતા કામભોગોને છોડીને જરૂર મૃત્યુ પામશો જ. એ વખતે એક ધર્મ સિવાય તમને બીજી કોઈ ચીજ શરણભૂત નહિ થાય. તેથી ધર્મનું આચરણ કરો. આ પ્રકારે જૈનધર્મે નારીને બહુજ અગ્રસ્થાન આપ્યુ છે. નારીની અંધકારપૂર્ણ સામાજિક યાત્રામાં જૈનધર્મે તેને માટે દીપ-સ્તમ્ભનું કામ કર્યું છે.

સ્ત્રી પુરુષની અર્ધાંગિની કહેવાય છે તે પુરુષનું અર્ધું અંગ છે, તો તેને પુરુષની સમાન જ અધિકાર મળવા જોઈએ. સ્ત્રી અને પુરુષ એ બંને જીવનરથનાં ચક્રો છે. રથનાં બને ચક્રો એક સરખાં જ હોવાં જોઈએ. જો એ ચક્રો નાનાંમોટાં હશે તો જીવનરથ સારી રીતે ચાલી શકશે નહિ. તેથી પુરુષ જેટલું જ નારીને મહત્ત્વ આપવાની જરૂર છે.

સ્ત્રી શક્તિ છે. તે અબળા નથી પણ સબળા છે. સ્ત્રીઓને જ્યારે જ્યારે પોતાની શક્તિના વિકાસની તક સાંપડી છે, મોકો મળ્યો છે, ત્યારે ત્યારે તે સર્વ પ્રકારે તેજસ્વિની દેખાઈ જ છે. વીરતાની દૃષ્ટિથી સ્ત્રીઓએ રણ-સંગ્રામ પણ ખેલ્યા છે. રાજ્યશાસન પણ કુશળતાપૂર્વક ચલાવ્યુ છે. શિક્ષણ, વિજ્ઞાન, વીરતા, વિદ્વત્તા અને રાજ્ય-શાસન વગેરે ક્ષેત્રોમાં સ્ત્રીઓએ પોતાની વિશિષ્ટતા દેખાડી છે. સહનશીલતા, ત્યાગ, તપશ્ચર્યા, પ્રેમ, કરુણા, સહાનુભૂતિ, સેવા, શ્રદ્ધા અને સમર્પણમાં પુરુષ કદી પણ સ્ત્રીની બરાબરી કરી શકતો નથી.

'जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी'

માતા અને જન્મભૂમિ સ્વર્ગ કરતા પણ મહાન છે જ્યા સ્ત્રીઓનુ અપમાન થાય છે, ત્યા નરક પેદા થઇ જાય છે જે કુટુબોમા વહુ દીકરી દુખ પામે છે તે કુટુબ નાશ પામે છે

આપણા શરીરમા મહત્ત્વપૂર્ણ સ્થાન નાડીનુ રહ્યુ છે નાડી જ્યા સુધી બરાબર રીતે ચાલતી રહે છે, ત્યાસુધી માણસનુ સ્વાસ્થ્ય સારુ રહે છે પરતુ જ્યારે નાડીમા ગરબડ ઊભી થાય છે ત્યારે સ્વાસ્થ્ય પણ બગડી જાય છે અને ક્યારેક ક્યારેક નાડીના ધબકારા વધારે પડતા થઈ જાય છે, વધી જાય છે અને જિંદગી પણ જોખમમા આવી પડે છે આ પ્રમાણે નાડીની સ્વસ્થતા અસ્વસ્થતા પર જ શરીરની સ્વસ્થતા અને અસ્વસ્થતાનો આધાર રહેતો આવ્યો છે

જે સ્થાન શરીરમા નાડીનુ છે, એ જ સ્થાન સમાજમા નારીનુ છે નારી સસ્કારી હશે, તો સમાજ પણ સસ્કારી બનશે નારી અશિક્ષિત, અસસ્કારી અને અણસમજુ હશે તો સમાજ પણ એવો જ બનશે નારીની સ્વસ્થતા ઉપર જ સમસ્ત સમાજના સ્વાસ્થ્યનો આધાર રહેલો છે

એ વાત તો સૌ કોઈ જાણે છે કે જ્યારે લોકોને ધન જોઇએ ત્યારે તેઓ લક્ષ્મીની પૂજા કરે છે, કુબેરની નહિ વિદ્યાના અભિલાષી લોકો વિદ્યા માટે સરસ્વતીની

પૂજા કરે છે, વિદ્યાગુરુ બૃહસ્પતિની નહિ. શક્તિના ઉપાસકો દેવી દુર્ગાની પૂજા કરે છે, અન્ય કોઈ શક્તિશાળી દેવની નહિ. આ પ્રમાણે ધન, વિદ્યા અને બળ માટે દેવીઓની પૂજા કરવામાં આવે છે. કોઈ દેવની પૂજા કરવામાં આવતી નથી. તેમાં પણ સ્ત્રીપૂજાની વિશેષતા જ જોવામાં આવે છે. દેવોનાં નામ પણ જોઈએ તો તેમાં પણ સ્ત્રીઓને પ્રથમ સ્થાન મળેલું છે. જેમકે ગૌરીશંકર, રાધાકૃષ્ણ, સીતારામ, લક્ષ્મીનારાયણ. પશુઓમાં પણ ગાય પૂજાય છે, બળદ નહિ. આ રીતે સર્વત્ર નારીનું સન્માન જ નજરે પડતું હોય છે. માનવ સમાજમાં પણ એવું જ સ્ત્રી-સન્માન હોવું જોઈએ.

પતિ માટે ચરિત્ર, સંતાન માટે મમતા, સમાજ માટે શીલ, વિશ્વ માટે દયા તથા જીવમાત્ર માટે કરુણા-પ્રદાન શક્તિનું નામ જ નારી છે.

નારીની ઉન્નતિમાં સમાજની ઉન્નતિ છે. નારીના જયમાં સમાજનો જય છે. નારીના કલ્યાણમાં સમાજનું કલ્યાણ છે. જય હો નારીનો!



१८

## ધર્મ અને સંસ્કૃતિના સ્વર

ધર્મના મૂળ સ્રોત તીર્થંકરો હોય છે મૂળ સ્રોતમા પાણી નિર્મળ અને વિશુદ્ધ હોય છે, પણ જેમ જેમ તે આગળ વધે છે તેમ તેમ વિશુદ્ધતામા ન્યૂનતા આવે છે તીર્થંકરયુગમા પણ ધર્મ વિશુદ્ધ હોય છે તીર્થંકરના અભાવમા એટલી વિશુદ્ધિ નથી રહી શકતી તેથી બીજા તીર્થંકરોની આવશ્યકતા હોય છે તેઓ ફરીને તેને વિશુદ્ધ કરે છે

ધર્મનુ નિવાસસ્થાન આત્મા છે, નદીનાળા, મંદિર કે મસ્જિદ નહી ઘીનુ મૂળ ગાય-ભેંસ વગેરેનુ દૂધ છે આકડાનુ દૂધ નહી

નવાંગી ટીકાકાર આચાર્ય અભયદેવજીએ ધર્મની પરિભાષા કરી છે 'જે દુર્ગતિમા પડનારા જીવોને ધારણ કરે છે અને તેઓને સુગતિમા પહોંચાડે છે તે ધર્મ છે [1]' ધર્મ આત્મોત્થાનનો માર્ગ છે અને પાપ પતનનો માર્ગ છે

---

१ दुर्गतौ प्रपततौ जीवान् धारयति सुगतौ च तान् स्थापयनीति धर्म । —स्थानाङ्गसूत्र अ-१

આચાર્ય શીલાંકે ધર્મની વ્યાખ્યા કરી છે: "જે સ્વર્ગ અને અપવર્ગનો માર્ગભૂત છે તે ધર્મ છે."[2] સ્વર્ગ ભૌતિક સુખની પરાકાષ્ઠા છે અને મોક્ષ આધ્યાત્મિક સુખની. બીજા શબ્દોમાં તેમણે કહ્યું : "જેનો સ્વભાવ સંસારસમુદ્રમાં ડૂબનારાં પ્રાણીઓનો ઉદ્ધાર કરવાનો છે તે ધર્મ છે."[3] પાપ સંસારસમુદ્રમાં ડૂબાડે છે અને ધર્મ તેને પાર કરે છે. "સમ્યગ્ દર્શન, સમ્યગ્ જ્ઞાન, સમ્યગ્-ચારિત્રાત્મક જે આત્માના વિશુદ્ધ પરિણામ-વિશેષ છે તે ધર્મ છે."[4] બાકીના બીજા અધર્મ.

આચાર્ય કુન્દકુન્દે ધર્મની વ્યાખ્યા કરી છે: "વસ્તુનો સ્વભાવ ધર્મ છે."[5] આચાર્ય શય્યંભવે કહ્યું: "ધર્મ મંગલ છે અને તે અહિંસા સંયમ અને તપરૂપ છે."[6]

ગણધર સુધર્માએ જમ્બૂસ્વામીની જિજ્ઞાસાનું સમાધાન કરતા કહ્યું: "ક્ષમા, માર્દવ, આર્જવ, સંતોષ, લાઘવ, સત્ય, સંયમ, ત્યાગ, બ્રહ્મચર્ય તપ આ ધર્મ છે"[7]

---

२ स्वर्गापवर्गमार्गभूते धर्मे–आचाराङ्ग १, अ. ३. उ. १

३ संसारोद्धरणस्वभावे धर्मे–सूत्रकृताङ्ग श्रु. १, अ-९

४ सम्यग्दर्शनादिकर्मक्षयकारणे आत्मपरिणामे धर्मे

सूत्रकृताङ्ग, श्रुत २, अ-५

५ वत्थु सहावो धम्मो ।

६ धम्मो मंगल मुक्किट्ठं अहिसा संजमो तवो

दर्शन गा. १. अ. १

७ स्थानाङ्गसूत्र अध्याय-१०

(ख) तत्त्वार्थसूत्र सू. ६ अ ९

એક બીજા આચાર્યે ધર્મની વ્યાખ્યા કરતા કહ્યુ છે કે "દાન, શીલ, તપ અને ભાવ ધર્મ છે"૮

એક અન્ય ધર્માચાર્યે કહ્યુ "જ્યારે વિષયોમાથી વિરાગ કષાયોનો ત્યાગ, ગુણોમા અનુરાગ અને ક્રિયાઓમા અપ્રમાદ થાય ત્યારે ધર્મ થાય છે"૯ એથી વિપરીત પરિણતિ અધર્મ છે

શુકદેવ પરિવ્રાજકને આચાર્ય થાવચ્ચાપુત્રે ધર્મનુ મૂળ બતાવતા કહ્યુ "ધર્મનુ મૂળ વિનય છે વિનયમા ગૃહસ્થનાં બાર વ્રતોનો અને શ્રમણોના પાચ વ્રતોનો સમાવેશ થઈ જાય છે"૧૦

ન્યાયદર્શનના વ્યાખ્યાકાર ગૌતમે ધર્મના સ્વરૂપનુ પ્રતિપાદન કરતા કહ્યુ -"જેનાથી અભ્યુદય અને નિઃશ્રેયસની સિદ્ધિ થાય તે ધર્મ છે"૧૧

મહર્ષિ વ્યાસે ધર્મનુ સ્વરૂપ પ્રગટ કરતા કહ્યુ છે કે "જે પોતાને અનુકૂળ છે તે ધર્મ છે અને જે પ્રતિકૂળ છે તે અધર્મ છે આત્માનુકૂળ આચરણ કરવુ એ ધર્મ છે,

---

८ सो धम्मो चउभेओ उवइट्ठो सयल जिणवरेहिं-
पाण शील च तवो भावो विअ तस्सिमे भेया ॥

९ जत्थ य विसय विरागो, कसाय चाओ गुणेसु अणुराओ
किरियासु अप्पमाओ, सो धम्मो सिव सुहोवाओ ॥

१० विणय मूलो धम्मो—ज्ञातधर्मकथा

११ यतोऽभ्युदयनिःश्रेयस सिद्धि स धर्म ।

અને પ્રતિકૂળ આચરણ કરવું તે અધર્મ છે."[12]

શ્રમણ ભગવાન મહાવીરે કહ્યું: "આજ્ઞામાં ધર્મ છે, અનાજ્ઞામાં અધર્મ છે"[13]

ટૂંકામાં સારાંશ એ છે કે જે આત્મોત્થાનનો પ્રશસ્ત પથ છે તે ધર્મ છે. તે ધર્મ બહાર નથી પણ અંદર છે.

એક ભિખારી હતો. તે ભીખ માંગીને પોતાનું પેટ ભરતો હતો. તૂટેલી જીર્ણશીર્ણ ઝૂંપડીમાં વિરાટ ધનરાશિ દાટેલો પડ્યો હતો પણ તેને એનુ જ્ઞાન-ભાન ન હતું. તેથી તે દુઃખી હતો. એનું જ્ઞાન થતાં જ તે તેને પ્રાપ્ત કરીને સુખી થઈ ગયો.

આત્મા પણ ભિખારીની પેઠે જ બહાર શોધખોળ ચલાવી રહ્યો છે, પ્રયાસ કરી રહ્યો છે પણ ધર્મરૂપી-અમુલ્ય નિધિ આપણી અંદર જ પડ્યો છે, તેનું આપણને ભાન નથી. ધર્મ જીવનનું અમૃત છે. ધર્મ જીવનનો સંસ્કાર છે. તે આત્માને પવિત્ર કરે છે. વિશ્વના મૂળ રહસ્યને જાણવાની ભવ્ય ભાવના જાગૃત કરે છે. તે આત્માનો સ્વભાવ છે. તેના સદ્ભાવથી માણસ શ્રેષ્ઠ બને છે અને અસદ્ભાવથી અશ્રેષ્ઠ બને છે

---

१२ श्रूयतां धर्मसर्वस्वं, श्रुत्वा चैवावधार्यताम् ।
आत्मनः प्रतिकूलानि परेषां न समाचरेत् ॥—महाभारत

१३ आणाए मामगं धम्मं —आचारांगसूत्र

સસ્કૃતિ

સસ્કૃતિ સસ્કારોનો સમૂહ છે સમ્ પૂર્વક કૃઞ્ ધાતુથી સસ્કાર અને સસ્કૃતિ શબ્દો નિષ્પન્ન થયા છે સસ્કાર "ઘઞ્' પ્રત્યયાન્ત છે, અને સસ્કૃતિ ક્તિન્ પ્રત્યયાન્ત છે સસ્કાર પુલ્લિંગ શબ્દ છે અને સસ્કૃતિ સ્ત્રીલિંગ શબ્દ છે બન્નેના અર્થમા પણ મહાન અન્તર છે સસ્કાર જીવમા પણ મળી આવે છે ને અજીવમા પણ મળે છે

જે અજીવમા સસ્કાર છે, તેનો પરિષ્કાર જો જીવ દ્વારા થતો હોય છે તો તેને જૈન દાર્શનિકોએ પ્રયોગ જ સસ્કાર કહ્યો છે અને જો સ્વય પોતાની મેળે જ પરિષ્કાર થાય છે તો તેને વિશ્રસા પરિણતિ કહે છે

જીવ પ્રયોગથી કડવી વસ્તુને સુસ્વાદુ બનાવી દે છે અસુદરને સુદર બનાવી દે છે જેમકે રસાયણિક પ્રયોગથી તાબાનુ સોનુ બનાવી શકાય છે પારસમણિના સસ્પર્શથી લોઢાનુ સોનાના રૂપમા રૂપાન્તર કરી શકાય છે વિષને પણ અમૃતના રૂપમા પરિવર્તન કરી શકાય છે આ બધા સસ્કારો પ્રયોગજ છે, એટલે કે પ્રયોગમાથી જન્મેલા છે અને પોતે જ ઘસાતા ઘસાતા મહાદેવ બની જવું તે વિશ્રસા છે

પરિષ્કાર, સશોધન, પરિવર્ધન, અને ગુણાધાન રૂપ તેના ચાર પ્રકાર હોય છે

પરિષ્કાર–સજાતીયમા એક નવીન વિશેષતા ઉત્પન્ન કરી દેવી તે પરિષ્કાર છે જે પ્રજ્ઞા ઓરડીના આડ પર ઘાસ

લગાવી દેવાથી વૃક્ષમા આમૂલ પરિવર્તન આવી જાય છે.

**સંશોધન :** કોઈપણ વસ્તુમાં મળી ગયેલા વિજાતીય દ્રવ્યને બહાર કાઢીને ફેંકી દેવું તે સંશોધન છે. જેમકે સોનામાંથી માટીનો અંશ.

**પરિવર્ધન :** અનેક વસ્તુઓના સંયોગથી એક નવી શક્તિ ઉત્પન્ન કરવી તેનું નામ પરિવર્ધન છે.

**ગુણાધાન :** ચિરકાળ સુધી જેના સંસ્કાર ટકી રહે તે ગુણાધાન છે. જેમકે મેંદીનો રંગ લાંબા સમય સુધી ટકી શકે છે. ધોવાથી પણ જલદી જતો નથી.

વૈશેષિક દર્શનકારે સંસ્કારના ત્રણ ભેદ બતાવ્યા છે: વેગ, ભાવના અને સ્થિતિસ્થાપકતા. વેગ સંસ્કાર પૃથ્વી, જલ, તેજ, અને વાયુમાં મળી આવે છે. ભાવના સંસ્કાર આત્મામાં જોવામાં અથવા અનુભવવામાં આવે છે અને સ્થિતિસ્થાપકતા કેવળ પૃથ્વીમાં જોવામાં આવે છે.

જૈન દાર્શનિકોએ ભાવના સંસ્કારને ધારણાની અંતર્ગત આવેલા માન્યા છે. ધારણા પણ અવિચ્યુતિ, સ્મૃતિ, અને વાસનાના રૂપે ત્રણ પ્રકારની છે

સારાંશ એટલો જ છે કે સંસ્કાર આન્તરિક અદૃશ્ય શક્તિવિશેષ કહેવાય છે, અને વિશ્વમા જે કંઈ સર્વોત્તમ અને સર્વશ્રેષ્ઠ વાતો જે જાણવામાં અને કહેવામાં આવી છે તેનાથી પોતાની જાતને પરિચિત કરવી તેનું નામ સંસ્કૃતિ સંસ્કૃતિની જો કે હજી સુધી કોઈ નિશ્ચિત

પરિભાષા નથી બની શકી તેથી કોઈ ચોક્કસ વ્યાખ્યા નથી થઈ શકી તોપણ એટલું તો જરૂર કહી શકાય તેમ છે કે સંસ્કૃતિ જીવનનિર્માણની એક કલા છે સંસ્કાર એ બીજ છે, તો સંસ્કૃતિ અંકુર છે સંસ્કાર વ્યષ્ટિગત હોય છે અને સંસ્કૃતિ સમષ્ટિગત

ધર્મ અને સંસ્કૃતિ વચ્ચે પણ અન્યોન્યાશ્રય સંબંધ છે ધર્મરહિત સંસ્કૃતિ સંસ્કૃતિ નહિ પણ વિકૃતિ છે



૧૯

# ભારતીય સંસ્કૃતિમાં ધર્મનું સ્વરૂપ

## ભારતવર્ષમાં ધર્મ :

ઘણા જ પ્રાચીન કાળથી ભારતની ખ્યાતિ એક ધર્મપ્રધાન દેશરૂપે રહી છે. અહીંની સંસ્કૃતિ અને સભ્યતાનું પાલન-પોષણ અને વિકાસ ધર્મના મૂલ્યવાન સિદ્ધાંતોના આધાર પર જ થયો છે. ઋષિમુનિઓ તથા તત્ત્વજ્ઞાનીઓએ તપોવનમાં રહીને ત્યાગમૂલક જીવન વ્યતીત કરતાં કરતાં જે અનુભૂતિઓ પ્રાપ્ત કરી તેનું વ્યકિતકરણ પણ મોટે ભાગે ધર્મના માધ્યમથી જ થયુ છે ધર્મનો સંબંધ ભલે આત્મસ્થ હોય પણ તે એક સામાજિક વસ્તુ છે. સમાજ ઇતિહાસ-બદ્ધ સંસ્થા છે. જે સ્વયં પોતા થકી જ એક વિજ્ઞાન છે. તેથી સમાજના અંતરાત્માનું યથોચિત પોષણ જો ધર્મ દ્વારા થતું હોય તો બહારની આવશ્યકતાઓની પૂર્તિ વિજ્ઞાન દ્વારા થાય છે તેથી ધર્મ અને વિજ્ઞાનને સમીક્ષાત્મક દૃષ્ટિથી ભિન્ન ભિન્ન માનવાં એ બુદ્ધિમત્તાનું લક્ષણ નથી. ધર્મ જીવનનું એક એવું મહત્ત્વપૂર્ણ અંગ છે કે જ્યાં માનવી થોડી ક્ષણોને માટે પોતાની જાતને સાંસારિક યંત્રણાઓથી મુક્ત થયેલો જોઈ

આધ્યાત્મિક આનંદનો અનુભવ કરે છે તે લૌકિક જીવનમા રહીને પણ ધર્મ દ્વારા આન્તરિક ચિત્તવૃત્તિમા લીન રહેવાને કારણે લોકોત્તર અથવા અનિર્વચનીય સુખનો બોધ કરે છે વ્યકિત, સમાજ અને રાષ્ટ્રની સુખશાન્તિ તેમ સમૃદ્ધિ ધર્મના સમુદિત વિકાસ પર અવલબે છે અતજગતની સાથે સબધ રહેવા છતા તેનુ વાસ્તવિક સ્વરૂપ વ્યાવહારિક છે, અને તે બાહ્ય ક્રિયાઓ દ્વારા જ જાણી શકાય છે તેને આચારની સજ્ઞા આપવામા આવે છે

આચારપરપરાને કારણે જ તેને ઇતિહાસ-સબધ માનવો પડે છે કારણ કે સસારમા ચાહે કોઈપણ વસ્તુ ગમે તેટલી આન્તરિક હોય છતા વ્યવહાર દ્વારા જ અનુભૂત થવાને કારણે તે આચાર-મૂલક હોય છે અને સામયિક પ્રવાહ અનુસાર તેનો આત્મા અપરિવર્તનશીલ રહેવા છતા આચારોમા સમય પ્રમાણે ફેરફાર કરવા પડે છે અથવા તો પોતાની મેળે જ ફેરફાર થઈ જાય છે ધર્મના આચરણમૂલક વિકાસને દૃષ્ટિ સમક્ષ રાખવા છતા કહેવું પડે છે કે સમય સમય પર એક જ ધર્મે બાહ્ય સ્થિતિમા ઘણા બધા ફેરફારો એટલા માટે કર્યા કે તેને જીવિત રહેવું હતું સામાજિક પરિસ્થિતિના આધારે મોટા ભાગે વિકસતા જતા અને આગળ વધતા જતા તત્ત્વોમા ફેરફાર થવો સ્વાભાવિક છે ફેરફાર અથવા પરિવતન જ તેની સજીવની શકિત છે જ્યારે આપણે ઋતુના ફેરફારો મુજબ કપડામા પરિવતન કરીને મૂળ રૂપમા આપણા શરીરનું રક્ષણ કરી શકીએ છીએ, તો વ્યાપક રૂપમા બદલાઈ

ગયેલી પરિસ્થિતિઓમાં પણ બાહ્ય વ્યવહારથી પરિવર્તન કરી આપણી મૂળ વસ્તુની રક્ષા જરૂર કરી શકીએ.

આ પરિવર્તન કેવળ જીવનશક્તિ જ પ્રદાન કરે છે એમ નથી, પરંતુ વિચારોમાં પણ ક્રાન્તિ ઉત્પન્ન કરે છે.

**ધર્મની પરિભાષા :**

અત્યધિક આત્મિક વસ્તુને પરિભાષામાં–વ્યાખ્યામાં બાંધવી ઘણી મુશ્કેલ હોય છે; કારણ કે અધિક ચર્ચાસ્પદ વસ્તુનો જ્યારે જીવન સાથેનો સંબંધ ક્ષીણ થવા લાગે છે, ત્યારે માણસ તેને વ્યાખ્યા દ્વારા સ્થાયિત્વ રૂપ આપવાનો પ્રયત્ન કરે છે. ધર્મની લગભગ એ જ સ્થિતિ છે કારણ કે ધર્મની ચર્ચા શબ્દો દ્વારા તો બહુ જ થતી હોય છે પણ જીવનની સાથે ઊંડો સંબંધ બહુ જ અલ્પ રહેતો હોય છે. આ જાતના વાણીવિલાસનો વ્યાપક પ્રભાવ ત્યાં સુધી ફેલાયેલો છે કે અભણ અથવા ધર્મના સંબંધમા અત્યંત જ્ઞાન રાખનાર મનુષ્ય પણ બ્રહ્મ, મોક્ષ તથા અનેકાન્તવાદની ચર્ચા કરતાં થાકતા નથી.... પ્રમાણિક-પણે જો જોવામાં આવે તો ધર્મ કેવળ વાણી સુધી જ મર્યાદિત રહેનાર તત્ત્વ નથી, પરંતુ તેના સિદ્ધાંતો દૈનિક જીવનમાં ઓતપ્રોત રહેવા જોઈએ. ધર્મના મર્મ સુધી બહુ જ ઓછા માણસો પહોંચી શકે છે. બાકી જેનામાં પહોંચવાની શક્તિ છે, જે પહોંચી શકે છે તેઓની વાણી મોટે ભાગે મૌન રહે છે.

ભારતમાં સાચે જ ધર્મની બહુલતા છે. તેની વ્યાખ્યા કરનારા વ્યાખ્યાકાર પણ અનેક છે. કોઈ દર્શન દ્વારા

ધર્મ સમજાવવાની કોશિશ કરે છે, તો કોઈ કેવળ આચાર દ્વારા જ તેની વ્યાખ્યા કરવામાં પ્રયત્નશીલ છે તેથી ધર્મને ભારત વર્ષમાં પ્રચુર વ્યાખ્યાઓ અને પરિભાષાઓ મળતી હોય છે

જૈનદર્શનના ઉદ્ભટ વિદ્વાન પ્રજ્ઞાચક્ષુ પંડિત સુખલાલજી સંઘવીએ પોતાના 'દર્શન અને ચિંતન' નામના ગ્રંથમાં લોર્ડ મોર્લેના મત અનુસાર એમ બતાવ્યું છે કે "ધર્મની લગભગ દસેક હજાર વ્યાખ્યાઓ થઈ ચૂકી છે તો પણ તેમાં બધા ધર્મોનો સમાવેશ થયો નથી છેવટે બૌદ્ધ જૈન આદિ ધર્મ એ વ્યાખ્યાઓની બહાર રહી જાય છે" વ્યાખ્યાકાર માત્ર સંપ્રદાય અથવા પોતાના ધર્મ સુધી જ સીમિત રહે છે કોઈપણ પ્રકારના વ્યામોહ અથવા પૂર્વગ્રહથી પ્રભાવિત વ્યક્તિ પાસેથી વ્યાપક સર્વજનગમ્ય વ્યાખ્યાની આશા રાખી શકાતી નથી

ધર્મ શબ્દની વ્યુત્પત્તિ આ પ્રમાણે કરવામાં આવી છે "धारणात् धर्मं" જે ધારણ કરી શકાય તે જ ધર્મ છે ધર્મ શબ્દ 'धृ' ધાતુમાંથી નીકળેલો છે જેમાં 'મય' પ્રત્યય જોડવાથી ધર્મ શબ્દ બને છે જેનું તાત્પર્ય છે, ધારણ કરવાવાળો પરંતુ તે શું ધારણ કરે છે? એ એક પ્રશ્ન છે જ્યાં સુધી ધારણ કરવાનો પ્રશ્ન છે ત્યાં સુધી સમસ્ત ધર્મ અને સંપ્રદાય તેની સાથે સહમત છે પણ જે ધારણ કરવામાં આવે છે—મતભેદ ત્યાં જ છે કારણ કે દરેક ધર્મ અને સંપ્રદાય સંબંધો

પોતાને અનુકૂળ તત્ત્વોને જ ધારણ કરે છે અને તે જ આગળ જતાં તેની દૃષ્ટિએ ધર્મ બની જાય છે.

જૈન દર્શન બહુ જ વ્યાપક અને વ્યક્તિ સ્વાતંત્ર્ય-મૂલક દર્શનના રૂપમાં ઘણા પ્રાચીન કાળથી પ્રતિષ્ઠિત રહેલું છે. પ્રાણીમાત્રનો સર્વોદય એ જ આ દર્શનનું કામ્ય છે, લક્ષ્ય છે, ધ્યેય છે. તે માનવ માનવ વચ્ચે ઊંચાપણા અને નીચાપણાની કલ્પનાનું વિરોધી છે. તે પ્રાણીમાત્રના વિકાસનો માર્ગ પ્રશસ્ત કરે છે તે એટલી ક્રાન્તિકારી ઘોષણા કરે છે કે પોતાના ઉત્થાન–પતનમાં કોઇને સાધક–બાધક નથી માનતું તે પોતાની શ્રદ્ધા માટે, વિશ્વાસ માટે, ઈશ્વર સુદ્ધાંની પરાધીનતા તે લગીરેય સ્વીકારતું નથી તેમાં શ્રદ્ધા રાખતું ઉત્થાન–પતનની જવાબદારી વ્યક્તિના પુરુષાર્થ પર અવલંબિત માને છે. વરદાન અથવા અભિશાપ જેવી કોઈ વસ્તુ જૈન દર્શનમાં ઉઝરીને આગળ વધી શકી નથી. અવતારવાદનો પણ તે અસ્વીકાર કરે છે. તે મનુષ્યને એટલુ વિકસિત પ્રાણી માને છે કે તેને પરમાત્મા બનવા સુધીના અધિકાર મળેલા છે. પરમાત્મા અને માનવીમાં કેવળ એટલો જ ફરક છે કે પરમાત્માએ પ્રકાશનું પૂર્ણત્વ પ્રાપ્ત કર્યું છે જ્યારે માનવ પોતાની અંદર રહેલા પ્રકાશને આવરણ દ્વારા ઢાંકેલો રાખવાને કારણે જ તે માનવ બન્યો છે. જો માણસ ઇચ્છે તો તે વિશિષ્ટ આધ્યાત્મિક પુરુષાર્થ દ્વારા અનાવૃત બનીને–આવરણને દૂર કરીને પરમાત્મપદ પ્રાપ્ત કરી શકે છે.

જ્યાં ત્યાગમૂલક જીવનયાપન કરનારા મનીષીઓ

દ્વારા ધર્મ જેવા પવિત્ર તત્ત્વની વ્યાખ્યા કરવામાં આવી હોય ત્યાં કુદરતી રીતે જ સર્વજનોને ઉપયોગી વ્યાપક દષ્ટિકોણ રહે તે સ્વાભાવિક છે આચાર્ય કુન્દકુન્દે ધર્મની બહુ જ સુંદર સંક્ષિપ્ત અને સારગર્ભિત વ્યાખ્યા કરતાં કહ્યું છે કે "વત્થુ સહાવો ધમ્મો" વસ્તુનો સ્વભાવ જ ધર્મ કહેવાય છે દરેક પદાર્થ અથવા વસ્તુને પોતાનો નિજ સ્વભાવ હોય છે અને તે સ્વભાવ જ તેનો મૂળ ધર્મ છે દાખલા તરીકે ઠંડાપણું-શીતળતા એ જળનો મૂળ ધર્મ છે અગ્નિનો ધર્મ ઉષ્ણત્વ છે આધ્યાત્મિક દૃષ્ટિથી આત્મભાવમાં રહેવું એ આત્માનો મૂળ ધર્મ છે પુદ્ગળોના વિકારોમાં રમણ કરવું એ અધર્મ છે અર્થાત્ સાંસારિક વૃત્તિઓમાં લીન રહીને કેવળ વિલાસ અને વૈભવને જ જીવનનું અંતિમ લક્ષ્ય માનીને જીવન ગુજારવું એ તાત્ત્વિક દૃષ્ટિથી અધર્મ જ છે પરિગ્રહ માત્રનું પોષણ ધર્મની કોટિમાં આવતું નથી, કારણ કે તેનાથી હિંસાવૃત્તિને પ્રોત્સાહન મળે છે

પરવર્તી જૈનાચાર્યોએ સમય સમયની પરિસ્થિતિ પ્રમાણે ધર્મની પ્રશસ્ત વ્યાખ્યાઓ તથા તેને જીવનના દૈનિકક્રમમાં કેવી રીતે આચારમાં મૂકી શકાય, સમાજ તથા નીતિ સાથે તેનો શો સંબંધ છે આદિ અનેક વિષયોનું સાર ગર્ભિત વિવેચન કરીને ધર્મને અધિક લોકભોગ્ય બનાવવાનો અનુકરણીય પ્રયાસ કર્યો છે પરવર્તી આચાર્યોની વ્યાખ્યાઓ મૌલિક રૂપે ઉપર્યુક્ત સૂચિત સિદ્ધાંતનું જ અનુગમન કરે છે

**ધર્મની ઉત્પત્તિ–ધર્મનો આવિર્ભાવ:**

ધર્મ સમાજનું એક અતિ આવશ્યક અંગ રહ્યું છે. તેની ઉત્પત્તિનો આદિકાળ ઐતિહાસિક દૃષ્ટિથી અજ્ઞાત છે. સમાજ વિજ્ઞાનની દૃષ્ટિએ જ્યારથી માનવનું અસ્તિત્વ છે ત્યારથી ધર્મના અસ્તિત્વનો સ્વીકાર કરવો જ પડશે. સંસારના કોઈપણ ખૂણામાં શિક્ષિત અથવા અશિક્ષત માનવનો સ્વભાવતઃ કોઇ પણ વર્ગ એવો નહિ હોય જેનો પોતાનો કોઈ ધર્મ ન હોય. ધર્મહીન સમાજના જીવનમાં સમતુલા નથી રહી શકતી. પછી તે વિચારમૂલક હોય કે આચારમૂલક.

જો કે આ સ્થાન ધર્મની ઐતિહાસિક સમીક્ષાનું નથી, તેમ ક્રમિક વિકાસના પ્રત્યેક ચરણ પર ગંભીર વિચાર કરવાનું પણ આ સ્થાન નથી. અહીં તો કેવળ પ્રાસંગિક સંકેત કરીને જ સંતોષ માનવો પડશે. કારણ કે ધર્મ એક શ્રદ્ધાગ્રાહ્ય તત્ત્વ છે. તેથી જ્યારે તેના પર ઐતિહાસિક દૃષ્ટિથી વિચાર કરવામાં આવે છે ત્યારે શ્રદ્ધા ઉપર જરૂર ચોટ પહોંચે છે. નવી વિચારધારા જ્યારે સમાજમાં આવે છે ત્યારે પુરાતન રૂઢિવાદી અને વિચાર-પરંપરાનુયાયી તેને પાખંડ અને નાસ્તિક સમજવા માંડે છે અને તેમાં જ તેની ગણના કરે છે.

શ્રદ્ધાનુ તાત્પર્ય કેવળ એટલુ જ છે કે "વિશેષ પ્રકારના વિચારોના સત્યમાં અટૂટ વિશ્વાસ જ વર્તમાનમાં શ્રદ્ધાનો અર્થ રહી ગયો છે." તેમાં જ્ઞાનનો ઉપયોગ બહુ ઓછો કરવામાં આવ્યો છે અને જે કંઈ ચાલી

આવ્યું છે તેનું જ આંખ મીચીને સમર્થન કરવામાં આવ્યું છે પછી તે પરંપરા ઉન્નત હોય કે અનુન્નત

સામાન્ય ભાષામાં શ્રદ્ધાને તર્ક અથવા બુદ્ધિવાદની હરીફ માનવામાં આવી છે, તેનું કારણ મનોવિજ્ઞાન (સાયકોલોજી) વિષયનું અજ્ઞાન છે શ્રદ્ધા અને વિચારમાં કુદરતી રીતે જ વિરોધ હોય છે જૂના શ્રદ્ધાન્વિત વિચાર, નવા વિચારોના પ્રકાશમાં અથવા તેની શોધમાં તપાસમાં હાલવાડોલવા લાગે છે, નવા વિચાર તથા મૂલ્યોમાં પાખંડ અથવા નાસ્તિકતા દેખાય છે ધર્મની સમીક્ષા અથવા આદિકાળ ગવેષણા વિષય વિચારોનો પણ તે પાખંડમાં જ સમાવેશ કરે છે પ્રમાણિકપણે જોવામાં આવે તો સામાજિક ક્રાન્તિનું મોજું ત્યારે જ દોડી શકે છે અને તેને નવજાગૃતિના દ્વારે ત્યારે જ ઊભું રાખી શકાય તેમ છે કે જ્યારે પાખંડ કહેવડાવનારા વિચાર જન્મ લે છે તેથી કદાચ શ્રદ્ધાજીવીને ધર્મના આદિકાળ પર વ્યક્ત વિચાર પણ અગ્રાહ્ય લાગતા હોય તો તેમાં આશ્ચર્ય પામવા જેવું શું છે? આ યુગ જ બુદ્ધિજીવી યુગ છે પ્રખર બૌદ્ધિકતાની આંચ આગળ જૂની પુરાણી રૂઢિઓ અને વિચાર પીગળવા લાગે છે ત્યારે તો દર્શનની શોધ થઈ જેનું કાર્ય જ ધર્મોની સમીક્ષા કરવાનું હતું એવા તત્ત્વજ્ઞાનનો અવિષ્કાર થયો જૈન અને બૌદ્ધ ધર્મના ઘણાખરા વિચાર આ જ વિચાર-ક્રાન્તિનું ફળ છે, પરિણામ છે

પ્રત્યેક ધર્મનો અનુયાયી પોતા થકી આચરવામાં આવતી પ્રણાલી અથવા રૂઢિને જ ધર્મનું મૂળ રૂપ બતાવે છે અને અપેક્ષિત જ્ઞાનની અપૂર્ણતાને કારણે બીજાના સિદ્ધાંતોને ભૂલભરેલા અથવા ખોટા છે એમ બતાવે છે. આ કોઈ કંઈ ઐતિહાસિક સમીક્ષા ન કહેવાય. તેને તો સાંપ્રદાયિક વ્યામોહ જ કહી શકાય.

કોઈપણ ધર્મ અસત્ય ઉપર ટકી નથી શકતો. સચ્ચાઈથી લગભગ બધાજ વીંટળાયેલા છે. જેઓને પોતાની સાધનામાં જેટલે અંશે સફળતા પ્રાપ્ત થઈ તે જ અનુભવને તેમણે વ્યકત કર્યો છે. આવા માનવકૃત પ્રયત્નોને સત્યની ચરમ સીમા માનવી એ શું યોગ્ય ગણાશે કે ?

આંતર રાષ્ટ્રીય દૃષ્ટિથી ધર્મોદય અને તેની સમીક્ષા પર વિચાર કરીએ તો એટલી વાત સ્વીકારવી પડશે કે ધર્મ-સમીક્ષાનો ઉદય ભારતવર્ષમાં જ થયો. ધર્મોત્પત્તિ વિષયક જૈન માન્યતા અનુસાર એમ કહી શકાય તેમ છે કે માનવ સમાજમાં સુખ અને શાંતિ કાયમ રાખવા માટે ભગવાન ઋષભદેવે ધર્મનો સૂત્રપાત કર્યો. તેની મુખ્ય બાજુ આધ્યાત્મિક હતી. ઐહિક બાજુ પણ સર્વથા અનુ-પ્રેક્ષણીય રહી ન હતી. માનવી સમષ્ટિગત પ્રાણી હોવાને કારણે તેના પ્રત્યેક વ્યવહારનો પ્રભાવ સમાજ પર પડે છે, અને સામાજિક સુખસમૃદ્ધિના વિકાસ વિના ભૌતિક વિકાસ પણ અશકય છે. ઋષભદેવ એટલા દીર્ઘદર્શી હતા કે તેમણે આત્મકલ્યાણની સાથે વિશ્વવ્યવસ્થા પર પણ પૂર્ણ રીતે ધ્યાન આપ્યુ. તેમના દ્વારા પ્રવર્તિત ધર્મ-

પરંપરાનું સમર્થન બધા જ તીર્થંકરો તથા તેમના અનુગામીઓએ કર્યું

ત્યારબાદ અમુક અમુક સમયે ધર્મની ઉત્પત્તિ અને સ્થિતિના સંબંધમાં અનેક વ્યાખ્યાઓ ઘડાતી ગઈ વ્યાસ, કણાદ તથા ગૌતમ તેમજ અઢારમી સદી પછી પાશ્ચિમાત્ય વિદ્વાનો દ્વારા પણ ધર્મની અનેકવિધ ભૌતિક તથા આધ્યાત્મિક વ્યાખ્યાઓ થતી રહી પૌર્વાત્ય વિદ્વજ્જનોએ કહેલી વ્યાખ્યા આધ્યાત્મિક તત્ત્વનું અનુગમન કરે છે પાશ્ચિમાત્યોનું દૃષ્ટિબિંદુ ભૌતિક રહ્યું છે અને તેઓ અનૈતિહાસિક વ્યાખ્યાતા હતા ભારતનો ચાર્વાક સંપ્રદાય પણ ભૌતિક વ્યાખ્યાતા હતો પશ્ચિમના પંડિતોમાંથી ફ્રાયર, બારન, હેગલ, કાન્ટ, શ્લેરમાકર, જેમ્સ અને જોન હ્યૂમ વગેરેનો ધર્મોત્પત્તિ વિષય સંબંધી જે મતો આપ્યા છે તે ભૌતિકવાદ પર આધારિત છે તેઓનું માનવું એમ છે કે ધર્મની પ્રાપ્તિ માનવીને અલૌકિક દિવ્ય વિભૂતિથી મળેલી નથી માનવે પોતાની સ્વાભાવિક ભાવના તથા આકાંક્ષા દ્વારા તેનું નિર્માણ કર્યું, જેમાં બૌદ્ધિક યોગ વિશેષ હતો તેઓ એમ પણ માને છે કે ધર્મના અલૌકિક અને દિવ્ય સ્વરૂપનું વસ્તુસ્થિતિના વિપર્યાસમાંથી નિર્માણ થયું છે ભોળા મનનું આ કાયમય ગાંડપણ છે સત્ય નિયમોના અજ્ઞાનમાંથી ઉત્પન્ન થયેલો આ ભ્રમ છે વગેરે આમ છતાં તે એટલી વાતનો તો સ્વીકાર કરે છે કે ધર્મે માનવ જીવનને ઉદાત્ત બતાવવાનો પ્રયત્ન તો જરૂર કર્યો છે

## ધર્મની આવશ્યકતા

ભારતીય સંસ્કૃતિ અને ધર્મના આન્તરિક રહસ્યથી અપરિચિત આજના અતિશિક્ષિત અથવા ભૌતિક જીવનમાં એકાન્ત આસ્થાવાન વ્યક્તિ બુદ્ધિવાદના આધાર પર આ તર્ક રજૂ કરે છે કે જે ધર્મથી ભારતમાં ભારે મોટો રક્તપાત થયો, સાંપ્રદાયિક ભાવનાઓને આશ્રય મળ્યો, માનવમાં જાતિબળ અને કર્મકાંડને લઈને વૈષમ્ય વિકાસ પામ્યું એવા ધર્મની આજના યુગમાં જરૂર જ શી છે? આ અતિરેક ભરી વિચારસરણીમાં તથ્ય કેટલુ છે તે બતાવવાની જરૂર ભાગ્યે જ ગણાય, છતાં પણ એટલું કહ્યા સિવાય રહી શકાતું નથી કે જે ધર્મ વાસ્તવિકતાને સાથે રાખીને જ આગળ ચાલે છે તે ધર્મમાં તો ભયંકર વૈષમ્યમાં પણ સામ્યની સ્થાપના થઈ જાય છે. વિકાર અને વાસનાનો જ્યાં ક્ષય થઈ જતો હોય ત્યાં પછી વિસંવાદને માટે અવકાશ જ નથી રહેતો. ખરી વાત તો એ છે કે ધર્મને નામે આપત્તિઓ ત્યારે જ ઊભી થાય છે કે જ્યારે આ આત્મિક અને પરમ નિર્મળ વસ્તુની સાથે સાથે પોતપોતાના સંપ્રદાયને જોડી દેવામાં આવે છે અને ત્યારે જ અસહિષ્ણુ વૃત્તિના પ્રોત્સાહનમાંથી જ ધર્મ અપયશનો ભાગી બને છે. આન્તરિક ધર્મ એકત્વનો જ પ્રતિપાલક છે, ભેદનો નહિ.

વ્યવહારમાં આચરવામાં આવતા નિયમોમાં ભલે જુદાપણું હોય, મૌલિક તથ્ય તો ત્રિકાલાબાધિત છે. ધર્મના મર્મને આત્મસાત ન કરવાને કારણે જ સમાજમાં

અશાંતિ ફેલાય છે હુ પૂર્ણ વિશ્વાસ અને શ્રદ્ધાની સાથે કહેવા માગુ છુ કે આજના ભૌતિક યુગમા વાસ્તવિક જીવનનુ સતુલન જાળવી રાખવા માટે પરમાર્થ વૃત્તિ અને ધર્મનુ હોવુ અત્યત આવશ્યક છે અનૈતિકતા દ્વારા આજે તો રાષ્ટ્રીય ચારિત્ર્યનો દિવસે દિવસે હ્રાસ થઈ રહ્યો છે, તેનુ એક માત્ર કારણ ધાર્મિક શિક્ષણનો અભાવ જ છે બાળકના મનમા પ્રાથમિક શિક્ષણની સાથે સાથે ધર્મ અને નીતિના સસ્કાર જો રેડવામા આવે તો રાષ્ટ્રીય ચારિત્ર્યનુ ધરાતલ નીચે પડતું જાય એવા ભયને કોઈ કારણ ન રહે

અહી એટલુ સ્પષ્ટ કરી દેવું જરૂરી છે કે ધર્મના નામે સામ્પ્રદાયિક વૃત્તિને પોષણ ન મળે આવી વૃત્તિ જ રાષ્ટ્રીય વિકાસના માર્ગમા સૌથી મોટી બાધા છે સાપ્રદાયિક ભાવનાએ જ ધર્મને બદનામ કર્યો છે ધર્મ સમત્વનો અમર સદેશ આપે છે સારાશ એ છે ધર્મ બધી જ પરિસ્થિતિમા અત્યત આવશ્યક છે શરત ફક્ત એટલી જ કે તેના પર સાપ્રદાયિકતાનુ આવરણ ન હોય



## ૨૦

# સભ્યતા, સંસ્કૃતિ અને ધર્મ

સભ્યતા, સંસ્કૃતિ ને ધર્મ આ ત્રણ શબ્દો છે. સભ્યતા માત્ર શરીર સુધી જ 'સીમિત' છે. તે શરીરને શૃંગારિત કરવામાં જ માને છે. શરીરને માટે જરૂરી એવાં પ્રસાધનોને એકત્ર કરે છે. પણ તે મિથ્યા છે. કારણ કે તેનો આધાર પણ મિથ્યા છે. જ્યારે વૃક્ષ જ જમીનદોસ્ત થઈ જાય ત્યારે છાયા તો ક્યાથી જ ટકે ? શરીર જ વૃક્ષ છે ને સભ્યતા તેની છાયા.

સંસ્કૃતિ સભ્યતાના અંતથી શરૂ થાય છે. જ્યાં સભ્યતાની મંજિલ પૂરી થાય છે ત્યાં જ સંસ્કૃતિ આગળ વધીને મનનુ દ્વાર ખોલે છે. તે શરીરને નહીં પણ મનને ઊજળું કરે છે. સાચા અર્થમાં જોઈએ તો મન ને સંસ્કૃતિ જુદાં નથી. સંસ્કૃતિ સંસ્કારોનો પ્રવાહ છે, મન તે સંસ્કારોનુ કેન્દ્ર છે. હું મનને જોઈ રહ્યો છું, તેમાં વિચારોના તરંગો આવે છે. વિલીન થઈ જાય છે. પણ સાગર તો વિલીન થતો નથી. વિચાર તરંગ છે તો મન

અક્ષયકોષ છે તેમા લાખો કરોડો જ નહિ બલ્કે અનન્ય સંસ્કારો ભરેલા છે તે સંસ્કારોનો જ ખજાનો છે

મનના બે સ્વરૂપો છે એક જાગૃત ને બીજુ સુષુપ્ત, એક ચેતન અને બીજુ જડ અચેતન મન સંસ્કારોનુ કેન્દ્ર છે રૂપકની ભાષામા કહુ તો મન રેકોર્ડ છે જેમા કંઈયે દેખાતુ નથી પણ જેમા ભરેલુ બધુ જ છે સોય લાગતા જ રેકોર્ડ ચાલવા લાગે છે બસ આવી જ વાત આપણા મનની છે જેમા કંઈ દેખાતુ નથી પણ એમા જ બધુ ભરેલુ છે કોઈ પ્રસંગ કે ઘટનાની સોય લાગતા જ તે પણ બોલવા લાગે છે બધી જ સ્મૃતિઓ સજીવ બની જાય છે

આપણે સંસ્કારોમા જ જીવીએ છીએ અને સંસ્કારોમાં જ વિશ્વના પ્લેટફોર્મ ઉપરથી વિદાય લઈએ છીએ બાહ્ય સ્વરૂપે આપણે બધુ જ છોડી દઈએ છીએ, પણ વાસ્તવમાં સંસ્કારરૂપમા તે બધુ જ હમેશા આપણી અંદર રહે છે જૈનદર્શન તેને ભાવકર્મ કહે છે તથાગત તેને વાસના કહે છે શબ્દ ગમે તે આપીએ પણ વાસ્તવમા તે સંસ્કાર જ છે

આપણે જે કંઈ છીએ તે સંસ્કારોનું જ ફળ છે આપણે કેટલુક સાથે લાવીએ છીએ, કેટલુક એકઠુ કરીએ છીએ અને તેઓને જોરથી પકડી રાખીએ છીએ કોઈ તેને રાષ્ટ્રીયતાના નામથી પકડે છે, કોઈ જાતિયતાના નામથી અમુક પ્રકારનું ભોજન, ભાષા અને વ્યવહાર આપણા સંસ્કારોને અનુકૂળ હોય છે, તો તેને ધર્મના રૂપમા સ્વીકારી લઈએ છીએ

ધર્મ સંસ્કાર નથી. કારણ કે ધર્મ સંસ્કારનું વિસર્જન છે. સંસ્કાર બહારથી આવે છે. જે બહારથી આવે છે તે પોતાના નથી થઈ શકતા તે આપણા સ્વરૂપ પર પડદાનુ જ કામ કરે છે. ધર્મ આત્માનું સ્વરૂપ છે.

આચાર્ય કુન્દકુન્દે કહ્યું છે: "वत्थु सहावो धम्मो" કહ્યું છે. સ્વરૂપને પામવા માટે વિરૂપને છોડવું પડશે. વાસ્તવમાં છોડવાનું નથી, પણ છૂટી જાય છે. જ્યારે આપણે પોતાતંરફ આવીએ છીએ તો જે પર છે તે છૂટીજ જાય છે. માત્ર થોડું જ ઉપર ચઢવાનું છે. ઓ, સમુદ્રનું ખારું બિંદુ, સૂર્યના કિરણોના સહારાથી પ્રકાશમાં સ્હેજ જ ઉપર આવી જા, તું ચિરમાધુર્યનું દાન પામી જઈશ. તું તો મધુર જ છે, ખારાશ તો બહારની છે તે ઉપર ઊડતાં જ ચાલી ગઈ. કારણ કે જે પોતાનુ નથી તે ઉપર આવી જ નથી શકતું. ખારાશ છોડવાની છે, અને મધુરતા મેળવવી છે. વાસ્તવમાં છોડવાનું નથી, પણ મેળવવાનું જ છે. કારણ કે જે છોડવાનું છે તે બહારનું છે, કચરો છે.

આપણે પણ ઊંચા આવીએ. વિભાવદશાથી બધું જ નીચે રહી જશે અને આપણે જીવનની મધુરતા મેળવીશું. તે બધાં જ પર છે ને પરાયા કદીયે પોતાના નથી થઈ શકતા. આપણા જીવનનું માધુર્ય આપણી પાસે જ છે. તેને છોડવાનું નથી. વાસ્તવમાં જે છોડવામાં આવે છે તે કચરો જ હોય છે. આચાર્ય રજનીશના શબ્દોમાં કહું તો છોડવું તે પથ્થર છે અને મેળવવું હીરો છે. અંધકાર છોડીને પ્રકાશ મેળવવો છે. મૃતને છોડીને અમૃતને મેળવવું છે.

સાધનાના પથ પર દૃઢ કદમ આગળ વધારતી વખતે આપણી દૃષ્ટિ આત્મલક્ષી હો અને જ્યારે આ દૃષ્ટિ હશે તો સહજ રીતે જ પ્રતીતિ થશે કે આત્માનો વૈભવ હાસ્ય વેરતો સ્વાગત કરી રહ્યો છે તમે તેને માટે ઊછળી ઊઠશો. તમને લાગશે કે તમે અનંત આનંદના સાગરમાં છો પછી તમને યાદ પણ નહીં આવે કે મે કંઈ છોડયું છે તે નાનું ભોળું વાછરડું જ્યારે પોતાની સ્નેહલ માના અમૃત ભરેલા આંચળ તરફ સરે છે ત્યારે શું તેને લાગે છે કે જે દોરડું તેને બાંધી રાખતું હતું તેનો તેણે ત્યાગ કર્યો છે ? તે માત્ર જુએ છે માની પ્યારભરી આંખો અને અમૃત ભરેલા સ્તનો તરફ

બસ, તે 'સ્વ'નો અસીમ આનંદ અને અનંત વૈભવ તે જ હું છું અને તેને મેળવવો તે જ ધર્મ છે આજના યુગની સહુથી મોટી કોઈ સમસ્યા હોય તો આ જ કે માનવ 'સ્વ'ને ભૂલી ગયો છે ને 'પર'માં જોડાઈ ગયો છે, અસત્યે તેને બહારની બાજુ દોડાવ્યો છે તે દોડમાં તેણે કુટુંબને નિર્માણ કર્યું સમાજના વાડા બનાવ્યા, ગચ્છ-વાદના કિલ્લા તૈયાર કર્યા, તેની રક્ષા માટે અણુશસ્ત્રો તૈયાર કર્યાં છે, જેણે તેને વિક્ષિપ્તતાની તરફ લઈ જઈને વિનાશનાં દ્વાર પાસે ખડો કરી દીધા છે

માનવની સૌથી મોટી આવશ્યકતા છે અંતર્મુખી દૃષ્ટિ જે તેને પોતાની મેળે જ સમજાવી દે છે કે રૂપ ને ધનના આનંદથી પણ એક મહાન આનંદ છે અને તે

તારી પાસે છે. તું જેને શોધીશોધીને હેરાન થઈ ગયો છે તે તો તારી અંદર જ બેઠેલો છે. તેને શોધવાની જરૂર નથી.

આંખો ઉઘાડો ને મેળવી લો, પણ તે બહારની નહીં, આંતરિક હોવી જોઈએ. માનવતાના રાહ પર સ્વજાગૃતિનો ચેતનાનો નાનકડો દીપક પ્રજ્વલિત કરવામાં આવે તો માનવતાની મહાનતમ સેવા થશે.



## ૨૧

## બોલવુ એક કળા

બોલવુ એ એક કળા છે સસારની અન્ય કળાઓથી આ કળા સર્વશ્રેષ્ઠ છે પશુ અને પખીઓને પણ જીભ તો હોય છે, તેઓ બોલે પણ છે પરતુ બોલવાની કળા તેઓને નથી આવડતી તે પોતાના વિચાર વાણી દ્વારા અભિવ્યક્ત કરી શકતા નથી તેથી જ તો ભારતવર્ષના એ મહાન આચાર્યોએ વાણીને સરસ્વતી કહી છે વાણી સરસ્વતીનુ રૂપ છે, સસારની મહાન શક્તિ છે

માણસનું મહત્ત્વ શારીરિક સૌદર્યથી નહિ, પરતુ વાણીના સૌદયથી છે શારીરિક સૌદર્ય પ્રકૃતિનું આપેલુ હોય છે આપણે આપણા કાળા રૂપને સાબુ ઘસીઘસીને અથવા તો સ્નો-પાવડર લગાવીને પણ બદલી શકતા નથી ભારતીય ચિંતન કહે છે કે રૂપ કાળુ ભલે હોય, પણ વાણી કાળી ન હોવી જોઈએ શ્રીકૃષ્ણનું રૂપ શ્યામ હતું, પણ વાણી સાકર જેવી મધુર હતી વાણીના એ જાદુને કારણે જ તે કેવળ ગોપીઓના જ નહિ પરતુ વ્રજવાસીઓના હૃદયહાર બની ગયા હતા દુર્યોધનનું રૂપ સુંદર હતું, પરતુ વાણીના સૌદર્યના અભાવે તે કૃષ્ણની પેઠે જનતા જનાર્દનનો

આદર નહિ મેળવી શક્યો. વીર અર્જુન કુરુક્ષેત્રના મેદાનમાં તો પહોંચી ગયો, પણ તેના પગ થરથરવા લાગ્યા, કાંપવા લાગ્યા, હોઠ સુકાવા લાગ્યા, માથું ચક્કર ચક્કર ભમવા લાગ્યું. આખું શરીર પરસેવાથી રેબઝેબ થઈ ગયું, તે ધનુષ્યને એક બાજુ મૂકીને કહેવા લાગ્યો કે હવે મારાથી યુદ્ધ નહિ થઇ શકે. તેનું ક્ષત્રિયત્વ ઝાંખું પડી ગયું. ત્યારે શ્રીકૃષ્ણની મધુર વાણીએ તેના અન્તર્માનસમાં કર્તવ્યની જ્યોત જગાવી. અને ત્યારે જ અર્જુન પોતે બોલી ઊઠ્યોઃ "હવે મારો મોહ નાશ પામ્યો છે. મારી સ્મૃતિ દર્પણની જેમ સ્વચ્છ થઇ છે." આ હતો શ્રીકૃષ્ણની વાણીનો ચમત્કાર. જેણે અર્જુનના જીવનનકશાને બદલી દીધો.

મધુર વક્તા સિસરોને કોણ ભૂલી જઈ શકે તેમ છે? જેની અમૃતરસની ભરેલી વાણીએ ઇટલીના મહાન યુદ્ધને રોકી દીધું હતું અને હજારો નયનોમાંથી અવિકલ રૂપે વહેતી અશ્રુધારાને એક ક્ષણમાં અટકાવી થંભાવી દીધી હતી.

વાણી માનવનો શૃંગાર છે. જીવનને સ્વચ્છ અને ચકચકિત રાખવાનું અમૂલ્ય આભૂષણ છે. તેટલા માટે માણસે પોતાના નકામા શબ્દો જ્યાં ત્યાં નહીં વેડફી નાખવા જોઇએ. નિરર્થક બોલવા કરતાં ચૂપ રહેવું તે નિર્બળતા નથી પરંતુ બહુ જ મોટી ખૂબી છે.

કોઈ વિદ્વાને કહ્યું છે કે "જ્યાં કાગડા કાકા કરી રહ્યા હોય ત્યાં કોયલનું પૂજન કોણ સાંભળે છે? જ્યાં દુર્જન વાદવિવાદમાં લીન હોય ત્યાં સજ્જને મૌન રાખવું એ જ શ્રેયસ્કર છે." બીજા એક વિદ્વાને કહ્યું છે કે,

" વાદળોના ઘટાટોપ થતા કોયલ ચૂપ રહી તે સારુ જ કર્યું કારણ જ્યા દેડકા ડ્રાઉ ડ્રાઉ કરી રહ્યા હોય ત્યા મૌન રાખવું એ જ શોભાસ્પદ છે "

કુદરતે માણુસને બે કાન આપ્યા છે અને જીભ એક જ આપી છે તેથી એ જ ઉચિત છે કે જેટલુ સાભળીએ તેથી અરધું બોલીએ પણ આપણા કેટલાયે મહાનુભાવો જીભને નહિ પણ દાતોને પણ બોલવાનુ યત્ર માને છે તેઓનો સિદ્ધાન્ત છે કે કાન બે છે પણ દાંત બત્રીશ છે, એથી બે સાભળે તો બત્રીશ કહે પરતુ તેઓનો સિદ્ધાન્ત અનુચિત છે

શિષ્યે ગુરુને પૃછ્યુ " ગુરુજી મારે કેમ બોલવુ ? " कह भासन्तो ? " આચાર્યશ્રીએ પ્રશ્નનો જવાબ આપતા જિજ્ઞાસાનુ સમાધાન કરતા કહ્યુ કે વિવેકથી બોલજે- " जय भासन्तो ! " બોલતા પહેલા ઊડાણથી વિચાર કરો કે હુ શું બોલી રહ્યો છુ જો તમારી વાણીથી કોઇના હૃદયને ધક્કો પહોચે તો એવી વાણી ઉપર બ્રેક લગાવજો બ્રેક લગાવવાની ક્રિયાને જ જૈન દર્શનની ભાષામા વચનગુપ્તિ કહી છે વચનગુપ્તિનો અર્થ છે મૌન-સાધના અને અશુભ વાણીને છોડી, શુભ વાણીનો પ્રયોગ કરવો તેને ભાષા-સમિતિ કહી છે ભાષા-સમિતિ મનુષ્યને બોલવાની કળા શીખવે છે તે વિવેકપુર સર બોલવા માટે ઉત્પ્રેરિત કરે છે અને વાણીને સત્ય, શિવ અને સુદર બનાવે છે આનુ નામ જ કળા છે



## ૨૨

# જૈન સંસ્કૃતિ

સારી રીતિ-નીતિને સંસ્કૃતિ કહે છે. સંસ્કૃતિ શબ્દનો અર્થ ઘણો વિશાળ છે. તેમાં એવાં સમસ્ત ધાર્મિક, સામાજિક, રાષ્ટ્રીય અને વૈયક્તિક કર્તવ્યોનો સમાવેશ થાય છે જે ભદ્ર પુરુષો દ્વારા અનુમોદિત છે અને જેનાથી વ્યક્તિ ને સમાજનુ હિત થાય છે

સંસ્કૃતિ એક પ્રકારનું મંજન છે, જેના દ્વારા સમાજ અગર વ્યક્તિ પોતાના દોષો દૂર કરીને નિર્દોષ બને છે.

સાચું પૂછો તો કઈ વ્યક્તિ કેટલી ઉચ્ચ કોટિની છે અથવા તો નીચી કોટિની છે, તે પ્રશ્નનો ઉત્તર તેની સંસ્કૃતિના ઊંચા કે નીચા સ્તર પર આધાર રાખે છે. આ જ કસોટી કોઇપણ સમાજને માટે લાગુ પડે છે.

ભારત દેશ એક વિશાળ દેશ છે અને આ કારણથી તેમાં અનેકવિધ સંસ્કૃતિઓનું અસ્તિત્વ જોઈ શકાય છે.

દેશની ભૌગોલિક વિશાળતાની સાથે અહીં વિવિધ ધર્મપંથો છે, જુદીજુદી જાતિઓ છે. આથી આ કારણોથી પણ ભિન્નભિન્ન પ્રકારની સંસ્કૃતિઓ પ્રચલિત છે. શાસ્ત્ર,

શાસ્ત્રોની ભાષા, પર્વ-તહેવારો, તેની સાથે સબધ રાખનારા વિવિધ પ્રકારના વિધિ-વિધાન, રીત-રિવાજ જ મસ્કૃતિનુ રૂપ-ધારણ કરે છે

આપણે અહીયા મુખ્ય જૈનસસ્કૃતિના વિષયમા જ વિચાર કરવાનો છે તીર્થકરો દ્વારા જૈનધર્મનો ઉપદેશ આપવામા આવ્યો ભારતમા તેનો પ્રચાર ને પ્રસાર થયો છે જૈનસમાજ ભારતમા જ અસ્તિત્વ ધરાવે છે તેથી ભારતની સસ્કૃતિનો જે સામાન્ય ધારો છે તેની અસર જૈનસમાજ પર થવી સ્વાભાવિક છે છતા યે તેની પોતાની ઘણી વિશિષ્ટતાઓ પણ છે જૈનાચાર્યોનો આદેશ છે કે જે લૌકિક નિયમ, વિધાન અગર રીતરિવાજથી સમ્યક્ત્વમા મુશ્કેલી ન આવતી હોય અને વ્રતોમાં દોષ ન લાગતો હોય તેનુ અનુસરણ કે પાલન કરવામા જૈનોને કોઈ હાનિ નથી જેમકે —

यत्र सम्यक्त्वहानिर्नो यत्र नो व्रतदूषणम् ।
सर्व एव हि जैनाना प्रमाण लौकिको विधि ॥

જૈનોને માટે તે બધી લૌકિક વિધિઓ, જો જીવનમા વિવિધ પ્રસગોએ આચરવામા આવે છે પ્રમાણભૂત જ છે પરતુ તેનો અમલ કરતા પહેલા તે વાતની તો ચોક્કસ ખાતરી કરી લેવી જોઈએ કે એથી આપણા સમ્યકત્વ અને ચારિત્ર ધર્મમા કોઈ મુશ્કેલી ઊભી થતી નથીને ? જે વિધવિધાન સમ્યક્ત્વને દોષિત કરનારુ હોય, અને જે કારણથી અગીકાર કરેલા વ્રતભગ થતો હોય, તેનુ આચરણ કરવુ ઉચિત નથી પરતુ જેના આચરણથી આવી

કોઈ વાત ન થાય એને માન્ય કરવામાં કોઈ હાનિ નથી.

જ્યારે એક સંસ્કૃતિના લોકો બીજી વિભિન્ન સંસ્કૃતિવાળાઓની સાથે સંપર્કમાં આવે છે, ત્યારે બે સંસ્કૃતિઓનું ઘર્ષણ તથા સમન્વય પણ થાય છે, તેનાં મિશ્રણથી બંનેમાં થોડું પરિવર્તન પણ આવે છે. ને પ્રાચીન સંસ્કૃતિઓને નવું સ્વરૂપ પ્રાપ્ત થાય છે. આમ સંસ્કૃતિની ધારા તો અખંડ સ્વરૂપે પ્રવાહિત જ રહે છે. પરંતુ તેનું સ્થળ ને સમય અનુસાર નવું નવું સ્વરૂપ અસ્તિત્વમાં આવતું જ રહે છે.

કાલાનુસાર સંસ્કૃતિનુ વિભિન્ન સ્વરૂપોમાં પરિવર્તન થતું જ રહે છે અને આજ પણ થઈ રહ્યું છે. અને હકીકત એ છે કે તે પરિવર્તનશીલતામાં જ સંસ્કૃતિની સજીવતા સમાયેલી છે. પરિવર્તન વગર કોઈ વસ્તુ અસર નથી બનતી અને સંસ્કૃતિ પણ આ નિયમમાં અપવાદ રૂપ નથી.

સંસ્કૃતિમાં પરિવર્તન થતું રહેવું અનિવાર્ય જ છે. પણ તે પરિવર્તન હિતકારી ને સુખાકારી રહેવું જોઇએ. તેનાથી વ્યક્તિના ઉત્થાનનો માર્ગ તૈયાર જોઇએ અને સાથે સાથે સમાજ તથા દેશનુ પણ કલ્યાણ થવું જોઈએ. આ જ સંસ્કૃતિનો ઉદ્દેશ છે. જે વિધિ-વિધાનથી અથવા આચારસમૂહથી માનવતા અને માનવજાતિનું કલ્યાણ ન થાય તેને 'સંસ્કૃતિ'નું ગૌરવ પ્રદાન ન કરી શકાય. સંસ્કૃતિ તો તે મેલ કાપનારી એ ચીજ છે કે જેના પ્રયોગથી સમાજ ને વ્યક્તિના જીવનમાં ઉજ્જવલતા આવે છે.

સંસ્કૃતિની સતત વહેતી ધારાઓમાં કેટલાક એવા પણ મૂળભૂત તત્ત્વો છે જે સ્થળ, સમય અને પરિસ્થિતિથી પર હોય છે. તેને જીવનનો શાશ્વત આદર્શ કહી શકાય. તે મૂળભૂત તત્ત્વો હંમેશાં વિદ્યમાન રહે છે અને તેના આધાર પર વિભિન્ન પરિવર્તનો થયા કરે છે.

જૈન સંસ્કૃતિના તે મૂળભૂત તત્ત્વો કયા છે? સંક્ષેપમાં કહીએ તો આચારના ક્ષેત્રમાં, અહિંસા અને વિચારના ક્ષેત્રમાં અનેકાન્તવાદ જ આવા તત્ત્વો છે, જેના આધાર પર જ સમગ્ર જૈન સંસ્કૃતિની રમ્ય ને વિશાળ ઇમારત ઊભેલી છે. જૈનોના સમગ્ર ધાર્મિક આચારમાં અહિંસા ઓતપ્રોત થયેલી છે અને સમગ્ર દાર્શનિક વિચારો પર અનેકાન્તની છાયા દૃષ્ટિગોચર થાય છે.

થોડું વિસ્તારપૂર્વક કહીએ તો કહેવાય કે આપણી ધર્મસંસ્કૃતિના બે ચક્રો છે નિશ્ચય અને વ્યવહાર. આ બંનેના સહારાથી સંસ્કૃતિની ગાડી આગળ ચાલે છે. આ સંસ્કૃતિનું લક્ષ્યબિંદુ છે કે વિભાવદશાને છોડીને સ્વભાવ દશાની સન્મુખ જવું અને અંતે શુદ્ધ આત્મસ્વરૂપને પ્રાપ્ત કરવું.

કેટલાક લોકોનું કહેવું છે કે જૈનસંસ્કૃતિ નિવૃત્તિનું જ વિધાન કરે છે. પરંતુ જેણે જૈન સાહિત્યના તળિયે જઈને અવલોકન કર્યું છે તે આ મંતવ્ય સાથે સંમત થઈ શકશે નહિ. જૈનધર્મ એક વ્યવહારુ ધર્મ છે. તે કોરો આદર્શવાદ જ નથી. દૂરદૂરના ભૂતકાળથી જીવનશુદ્ધિને

માટે તેનું આચરણ થતું આવ્યુ છે. અને આજે પણ લાખો તેનાં અનુયાયીઓ છે.

શુ એકાંત નિવૃત્તિમય કોઈ ધર્મ વ્યવહારમાં લાવી શકાય છે? જે ધર્મમાં નિષેધ જ નિષેધ છે ને વિધેય સહેજ પણ નથી. પણ જીવનશુદ્ધિની દૃષ્ટિએ તો જૈનધર્મ જ બધાથી યોગ્યધર્મ છે.

સાચી વાત એ છે કે સદાચારનાં બે સ્વરૂપો છે- નિવૃત્તિ અને પ્રવૃત્તિ. અકુશળ કર્મથી નિવૃત્ત થવામાં તેમજ કુશળ કાર્યમાં પ્રવૃત્ત થવામાં જ સદાચારની સમગ્રતા છે. આ બને બાજુ વગર સદાચારનું સ્વરૂપ સ્થિર થઈ શકતું નથી. આથી જૈન સંસ્કૃતિમાં પ્રવૃત્તિ ને નિવૃત્તિનો આ સુંદર સ્વરૂપનો સમન્વય કરવામાં આવ્યો છે કે તેમાં કોઈ પારસ્પરિક વિરોધ ન રહે. એટલું જ નહિ, પણ બને જીવનનાં એક જ પરમ લક્ષ્યનાં સહાયક બની જાય છે. આ આપણી પોતાની કલ્પના નથી, પણ જૈનાચાર્યો કહે છેઃ

असुहा दो विणिक्ती सुहे पवित्तीय जाणचारित्तं ।

અર્થાત્ અશુભમાંથી નિવૃત્તિ અને પ્રવૃત્તિ કરવી તે જ સમ્યક્ ચારિત્ર્ય છે.

આમ જૈન સંસ્કૃતિ પ્રવૃત્તિ–નિવૃત્તિના સરખાપણાંને સ્થાપિત કરતાં કરતાં જ્યાં હિંસા, અસત્ય વગેરે પાપ-કર્મોમાંથી નિવૃત્ત કરવા માટે બળ દે છે ત્યાં દયા, દાન, ક્ષમા, સંતોષ, સેવા, સ્વાધ્યાય, ધ્યાન તથા અનેકાન્તમય દૃષ્ટિકોણ વગેરેનાં આચરણની પણ હિમાયત કરે છે.

જૈન સસ્કૃતિમા જ્ઞાન અને ચારિત્ર્ય આ બન્નેનો સરખો આદર કરવામા આવ્યો છે અને બતાવવામા આવ્યુ છે કે આ બન્નેના સમન્વયમા જ જીવની મુક્તિ છે જ્ઞાન વગર કર્મ આંધળુ છે અને કર્મના અભાવથી જ્ઞાન પાગળુ છે

જૈન સસ્કૃતિની એક બહુ જ મોટી વિશેષતા છે કે-ગુણ, પૂજા જાતિ કે લિંગને કારણે તે કોઇને ઊંચા કે નીચા નથી માનતી ભારતમા એક પ્રભાવશાળી સપ્રદાય એવો છે કે જેની સસ્કૃતિ ગુણ-પૂજા પર નહી, જાતિ-પૂજા પર ટકેલી છે પણ જૈન સસ્કૃતિ અત્યત દઢતાપૂર્ણ શબ્દોમા તેનો વિરોધ કરે છે તે વિરોધ કરતી આવી છે અને વિરોધ કરવામા સફળતા પણ પ્રાપ્ત કરતી આવી છે આ ગુણમા તો તેના પોતાના આ મિશનમા પૂર્ણ સફળતા મળી છે વાસ્તવમા જાતિગત ઉચ્ચતા-નીચતાનો સ્વીકાર કરવો તે ગુણોનો તિરસ્કાર કરવા જેવું છે જ્યારે એક વ્યક્તિ અજ્ઞાન ને દુરાચારી હોવા છતા પણ અમુક જાતિમા ઉત્પન્ન થવાને કારણે પૂજ્ય માનવામા આવે અને બીજો જ્ઞાનવાન તથા સદાચારી હોવા છતા ચે નીચી કહેવાતી જાતિમા જન્મવાને કારણે જ તિરસ્કૃત દૃષ્ટિથી જોવામા આવે તો તે સદ્દગુણોનુ અપમાન નહી તો શુ છે ? જ્યારે સદ્દગુણોનુ અપમાન થાય છે ત્યારે લોકો ગુણોની પ્રત્યે ઉપેક્ષાભાવ ધારણ કરે છે અને તેને પ્રાપ્ત કરવાનો તથા વધારવાનો પ્રયત્ન નથી કરતા પરિણામ એ આવે છે કે જીવન નિર્ગુણ બનતું જાય છે જૈનસસ્કૃતિને

તે પસંદ નથી. તેનો ઉદ્‌ઘોષ છે કે માનવ માનવની વચ્ચે કોઈ ભેદ નથી. માનવજાતિ એક જ છે. બધાને સમાન સ્વરૂપે પોતાનો વિકાસ કરવાનો હક્ક છે. અગર માનવ-માનવ વચ્ચે જો ઉચ્ચતા કે નીચતાની કલ્પના કરી શકાય તો તે સદ્‌ગુણોના વિકાસના આધાર પર થઇ શકે. જન્મ પ્રમાણે ઉચ્ચતા યા નીચતાની કલ્પના કરવી તે તો છળ છે.

જૈન સંસ્કૃતિ જ્યારે માનવજાતિની અખંડ એકરૂપતાનો સ્વીકાર કરે છે ત્યારે નારીવર્ગનો પણ સમાવેશ થાય છે.

ત્યાં નારીવર્ગને પણ બધા જ અધિકારો પ્રદાન કરવામાં આવ્યા છે, જે પુરુષવર્ગને મળેલા છે. અધિકારનો ઉપયોગ પોતાની યોગ્યતા અને પરિસ્થિતિ અનુસાર કરી શકાય. તે વાત જુદી છે. પછી માર્ગ તો બધાને માટે સમાન રૂપથી ખુલ્લો કરવો જ જોઈએ

જૈન સંસ્કૃતિના મહાન સંસ્કારક ભગવાન મહાવીર હતા. તેણે સંસ્કૃતિના નામથી ભેગા થયેલા કૂડા કચરાને સાફ કર્યો અને માનવજાતિને એવી દૃષ્ટિ પ્રદાન કરી કે તે પોતાની વિવેકબુદ્ધિ પર જ સત્ય-અસત્યનો નિર્ણય કરી શકે. તેમના સમયમાં પ્રચલિત હાનિકર્તા વિધિ-વિધાનોનાં મૂળ ઉખેડીને તેમણે જીવનને નવું સ્વરૂપ આપ્યુ, નવો માપદંડ આપ્યો ને જીવનનીતિ નિર્ધારિત કરવાની નવી પદ્ધતિ પ્રકટ કરી.

જૈન સંસ્કૃતિ વ્યક્તિ અને સમાજના જીવનને પવિત્ર નિર્મલ અને દિવ્ય બનાવવાનો રાજમાર્ગ છે.



## ૨૩

## ધર્મ અને યુવક વર્ગ

આજના પ્રવચનનો વિષય છે ધર્મ અને આજનો યુવક યોડીવાર આપણે ધર્મનો વિચાર કરીશું ? યુવકો ગભરાઈ જાય નહિ હુ ધર્મ પર બોલીને તેમનુ ખાવાનુ અને પીવાનું બધ કરવા નથી ઈચ્છતો બજારમાથી કેરી લાવ્યા છીએ તો છાલ અને ગોટલા ફેકી દેવા પડશે દાડમ લાવ્યા હોઈએ તો તેના દાણા લાવીએ તો તમે જરૂર ખાઈ શકો છો પણ તેના ઉપરથી છાલ તો ફેકી દેવી જ પડશે ને ? પણ નાની નાની મીઠી દ્રાક્ષમાથી તો કઈ જ ફેકી દેવાનું છે જ નહિ

ધર્મ પણ દ્રાક્ષ છે જેમાથી બધું જ લેવાનુ છે, ખાવાનુ છે ફેકવાનુ કે છોડી દેવાનુ કશું જ નથી અરધા રતલનુ નાનકડુ તુંબડુ પણ મણની કાયાને નદીને સામે કાઠે તારીને લઈ જાય છે અઢી અક્ષરનો આ નાનકડો ધર્મ શબ્દ પણ આત્માને ડૂબવામાથી બચાવી લે છે

ભગવાન મહાવીર સ્વામીએ કહ્યુ છે કે–

पच्छावि ते पयाया, खिप्प गच्छन्ति अमर भवणाइ ।
जेसि पियो तवो सजमो अ खतीय बभचेर च ॥

જીવનની સંધ્યામાં પણ જે સાધનાના પથ પર અગ્રસર થયા છે; તપ, સંયમ અને બ્રહ્મચર્ય જેને પ્રિય છે; જેમના જીવનના અણુઅણુમાં ધર્મ પ્રત્યે શ્રદ્ધા જાગ્રત છે તે નરક અને તિર્યંચની અશુભ ગતિઓમાં ભટકતા નથી. પરંતુ સ્વર્ગના દિવ્ય ભવનને મેળવે છે.

બે પ્રકારના સમાજ છે. પહેલો સમાજ સમસ્ત વૈજ્ઞાનિક સાધનોથી યુક્ત છે, ભરપૂર છે જ્યાં પાંચ પાંચ મિનિટમાં રેલગાડીઓ દોડે છે. સડકો ઉપર મોટરો દોડે છે. પોલીસ હાથ બતાવીને નિશાની કરે તેટલીવારમાં એક મિનિટમાં તો મોટરોની મોટી હાર લાગી જાય છે, વ્યાપાર માટે ઓફિસોમાં ટેલિફોનો લાગેલા હોય છે. રેડિયોમાંથી સંગીતના મધુર સ્વરો નિરંતર ગુંજ્યા જ કરતા હોય છે.

બીજી બાજુ એક સમાજ એવો પણ છે કે જે ગ્રામ્ય સંસ્કૃતિમાં ઊછરતો હોય છે, જીવતો હોય છે. જ્યાં નથી ટ્રેન, નથી ટેલિફોન કે નથી તારનાં દોરડાં. રેડિયાનું તો જેમણે નામ પણ નહિ સાંભળ્યું હોય. આવા બે જુદા જુદા પ્રકારના સમાજોના જુદા જુદા નકશાઓ તમારી સામે છે. તમે ક્યાં રહેવાનું પસંદ કરશો ? તમે જીભથી ભલે ન કહો પણ તમારું દિલ તો જરૂર બોલે છે કે અમે વૈજ્ઞાનિક સાધનોથી ભરપૂર એવા સમાજમાં રહેવા માગીએ છીએ. એ વસ્તુને જ અમે વધારે પસંદ કરીશું. પરંતુ જો પહેલાવાળા સમાજમાં તો સ્વાર્થ, ઘૃણા, ઈર્ષ્યા અને દ્વેષનું સામ્રાજ્ય છે. ચારે બાજુ બધા જ બીજાઓને પાડી દઈને કચડી દઈને પોતાની સ્વાર્થની રોટલી પકવવા ઇચ્છે છે.

રોજે રોજ જ્યા લૂટ અને ખૂન થતા હોય, છતા પણ તમે ત્યા રહેવાનુ પસદ કરશો ? ના, એવા સમાજમા તમે એક દિવસ પણ રહેવાનુ પસદ નહિ કરો બીજા સમાજમા ભલે રેડિયોનુ સગીત ન હોય, પરતુ આત્માનું તો છે જ પ્રેમ અને આત્મીયતાનો સેવાનો પ્રવાહ વહે છે, તે શ્રમ્ન સ્કૃતિવાળા સમાજમા રહેવાનુ તમે પસદ કરશો યુરોપિયન સસ્કૃતિ એ પ્રથમ શ્રેણીનો સમાજ છે જ્યા વિજ્ઞાન ઉન્નતિની છેલ્લી ટોચ સુધી પહોચી ગયુ છે અને ત્યા અણુબોમ્બની દોડ લાગી રહી છે ભારતમા બીજા પ્રકારનો સમાજ છે જ્યા ભૌતિક નહિ, પરતુ આધ્યાત્મિક વિજ્ઞાનનો વિકાસ થયો છે ધર્મકલાનો પ્રચાર અને પ્રસાર થયો છે કારણ કે સમસ્ત કલાઓ ધર્મકલાના અભાવમા નિષ્પ્રાણ છે "सव्वकला धम्मकला जिणाइ"

રામના ઘરમા ધર્મકલા જીવિત હતી એટલા માટે તેના ઘરમા લેવાની નહિ, પણ દેવાની લડાઈ હતી રામ કહેતા હતા કે અયોધ્યાનો રાજમુગટ હું નહિ લઉ, જ્યારે ભરત કહેતો હતો કે હું નહિ લઉ તમારા ઘરમા લડાઈ લેવાની છે કે દેવાની ? ધર્મ હૃદયમા પેસી ગયેલી દાનવીય વૃત્તિને બહાર હાકી કાઢે છે અને તેમા માનવતાની પુણ્ય-પ્રતિષ્ઠા કરે છે બીજા શબ્દોમા કહુ તો ધર્મ દાનવને માનવ બનાવે છે, અને માનવને દેવ !

હવે આપણે વિચારવાનુ તો એ છે કે ધર્મનુ અસલી રૂપ શું છે ? કેવું છે ? આજસુધી ધર્મની સેકડો વ્યાખ્યાઓ કરી દેવામા આવી છે સેકડો વ્યાખ્યાઓ થઈ

ચૂંટી છે તેની પાછળ હજારો..........બાહ્ય આડંબર છે આજ ધર્મ એક અગોચર જંગલ બની ગયેલ છે. જ્યાં તેનું અસલ રૂપ શોધી કાઢવું મુશ્કેલ બની ગયુ છે. એક વેશ્યા કહે છે કે રૂપ વેચી રૂપિયા કમાવા તે મારો ધર્મ છે. સૈનિક, લશ્કરી સિપાહી શત્રુને મારવામાં પોતાનો ધર્મ સમજે છે. જલ્લાદ અપરાધીને ફાંસીના તખ્તા ઉપર ચઢાવવામાં પોતાનો ધર્મ સમજે છે. એક મુસલમાન કુરાનની શરણમાં કાફરોની કતલ કરવામાં ધર્મ માને છે. સતી પતિની પાછળ બળી મરવામાં ધર્મ માને છે તો વિધવા પતિના નામ પર એક વરસ સુધી ખૂણો પાળવામાં–ખૂણામાં બેસીને આંસુ વહાવી રડવામાં પોતાનો ધર્મ માને છે. પાદરી સ્વર્ગના નામે હુંડી લખી દેવામાં ધર્મ માને છે. બ્રાહ્મણ દૂધપાક અને પૂરીનો ભોગ ધરાવી સવા રૂપિયાની દક્ષિણા લેવામાં ધર્મ માને છે. એક મત પોતાના મસ્તક પર સાડા અગિયાર નંબરનું તિલક લગાડી ભક્તિનું પાટિયુ લટકાવવામાં ધર્મ માને છે પરંતુ આ બધા ધર્મ નથી, ધર્મની મશ્કરી છે, ઉપહાસ માત્ર છે જે ક્રિયાઓમાં ધર્મનો આત્મા બોલતો નથી તે નિષ્પ્રાણ ક્રિયાઓ છે તેમાંથી ધર્મનો આત્મા વિદાય થઈ ગયો હોય છે મુડદાલ શરીર, નિર્જીવ શરીર પડયુ છે. મુડદું પોતે સડે છે અને સ્વસ્થ મનુષ્યને પણ મુડદું બનાવી દે છે.

જીવિત ધર્મ તો એ છે કે જેમની નાડીઓમાં અહિંસા, દયા અને પ્રેમની ધારા વહેતી રહે છે. પવિત્ર

જીવન જીવવાની કલાનુ નામ જ ધર્મ છે જે વિચાર અને આચાર આત્માની ચારિત્ર્યશક્તિનો વિકાસ કરે છે, જીવનમા સદ્વિચાર અને સદાચારની મશાલ સળગાવે છે, તે જ ધર્મ છે જેમના જીવનમા સદ્વિચારોના ધર્મની જ્યોત ઝગમગાટ કરી રહી છે, ઝળહળી રહી છે તેમના જીવનમા દુ ખો અને વિપત્તિઓ એટલા જ દૂર જાય છે, જેટલા સિંહથી દૂર હરણો જેમના ઘરમા ધર્મનો પ્રકાશ હોય તેને ત્યા બિમારી અડ્ડો જમાવીને બેસી રહી શકતી નથી તેમના ઘરમા મૃત્યુ કદી કવખતે કટાણે નહિ આવી શકે

અત્યાર સુધી હુ ધમ પર બોલ્યો છુ સારી પેઠે લાણુ બોલી ગયો છુ હવે આપણે જરા યુવક વગ ની સાથે વાત કરવાની છે ધમતત્ત્વ જીવનનો પ્રકાશ–સ્તમ્ભ છે ધર્મ આત્માનુ પોતાનુ નિજ રૂપ છે ભારતના બધા જ મતોએ ઋષિ અને મહર્ષિઓએ ધર્મનો પ્રકાશ આપ્યો છે પછી એ જ માટીમાથી પેદા થયેલો ભારતીય યુવક ધમથી કેમ પાછળ હટતો જાય છે? આજ ઉપાશ્રયોમા, મ દિરોમા પ્રૌઢ અને વૃદ્ધ વગ જ વધારે સખ્યામા નજર સામે દેખાય છે પરતુ કાળા વાળવાળા યુવકો બહુ ઓછા દેખાય ? પિતા આવીને કહે છ "મહારાજ છોકરાને જ્યારે એમ કહીએ છીએ કે તુ અપાસરામા જા મહારાજના દર્શન કરી આવ માગલિક સાભળી આવ સામાયિક કર તો તે એને રુચતું નથી આ બધું કરવાને બદલે તે ગજીપે રમવા બેસે છે આખો વખત પત્તા કૂટશે પણ ધર્મસ્થાનકે નહિ જાય"

આમ કેમ થાય છે? આજે આ સમસ્યા ઉપર આપણે થોડો વિચાર કરવાનો છે. અધ્યયનમાં, સિનેમામાં, ફિલ્મી-સિતારોને જોવામાં શૂટિંગમાં પિકનિક પાર્ટીઓમાં, હોટલો અને કલબોમાં યુવક હંમેશાં આગળ રહે છે, તો ધર્મના ક્ષેત્રમાં પાછળ કેમ છે? શું એ લોકોના પાછળ પડી જવામાં તમારી પ્રૌઢજનો અને વૃદ્ધજનોની તો કોઈ ભૂલ છુપાયેલી પડી નથીને? જરા એક મિનિટ પોતાની તરફ પણ દૃષ્ટિ કરીને જોઈ લો. યુવકવર્ગને સુધારવા જતા પહેલાં તમને પોતાને સુધરવું જોઈશે. કારણ કે બાળકોમાં માતાપિતાના જ સંસ્કારો આવે છે! મોટે ભાગે માતાઓ બાળકોમાં એવા સંસ્કાર રેડે છે કે જેથી ભવિષ્યમાં તે સંત સંસ્કૃતિની પાસે જ ન જાય.

મારો પોતાનો અનુભવ છે. એકવાર ગોચરી લેવા માટે હું એક ઘેર ગયો. બાળક રિસાઇને તોફાન મસ્તી કરી રહ્યો હતો. મા તેને લાડ પ્યારથી ફોસલાવી રહી હતી. તેને રમકડાં આપીને રીઝવવાનો પ્રયત્ન કરતી હતી. પણ તેના આ બધા પ્રયત્ન નિષ્ફળ ગયા હતા. મને આવેલો જોઇને તે બોલી ઊઠી: "મુન્ના રડ મા. નહિ તો જો મા'રાજ આવ્યા છે, તે હમણાં જ તને પકડીને લઈ જશે." તો શું અમે બાળકોને પકડીને ઉપાડી જનારા બાવા છીએ? એક બાજુથી તો આ માતાઓ 'તિક્ખુતો' નો પાઠ બોલી વંદના કરે છે, અને બીજી તરફ બાળકના કોમળ હૃદયમાં ઝેરીલા સંસ્કાર રેડે છે. જ્યારે તે બાળક મોટું થાય છે ત્યારે તેના મનમાં પડેલા સંસ્કાર પણ

પાગરીને મોટા થાય છે બાળક વિચારે છે કે આ કોઈ પકડવાવાળા છે, તેમની પાસે કદી નહિ જવું જોઈએ પછી મા કહેશે જા વ્યાખ્યાન સાભળી આવ, તો તે ગ છુપે રમવા જરૂર બેસશે અને માતાઓ પછી અમારી આગળ ફરિયાદ કરશે પર તુ માતાઓ ! આ સ સ્કાર તો તમે જ તેમનામા રેડ્યા છે !

યુવકવર્ગમા આજ પણ ધર્મના શુદ્ધ રૂપમા વિશ્વાસ છે, શ્રદ્ધા છે અહિંસા, દયા, ક્ષમા વગેરે ગુણોને કોઈ પણ યુવક ખરાબ કહેશે નહિ હા, રૂઢ ક્રિયાકાડ ઉપર અમુક પ્રકારના વિશેષ વિધિ-વિધાનો ઉપર તેમના મનમા શ્રદ્ધા ઓછી છે તેની પાછળ પણ એક હેતુ છે આજનો આપણો બુઝર્ગ વર્ગ, વૃદ્ધ અને પ્રૌઢ વર્ગ ઉપાશ્રયમા ધર્મની મોટી મોટી ને ઊ ચી ઊ ચી વાતો કરે છે "મહારાજ સ સાર અસાર છે બધો જુઠ્ઠો પથારો પાથર્યો છે એક નવો પૈસો પણ સાથે આવશે નહિ વગેરે" તેઓ ધર્મની વાતો કરવામા ગરુડની પેઠે ઊચે ઊડે છે એમ લાગે છે કે આજના યુવક જ બુકુમાર અને શાલીભદ્ર જાણે એ જ છે પર તુ જેવા દુકાને પહોચ્યા, રૂપાનો ખણખણાટ થવા લાગ્યો કે વૈરાગ્યનો બધો ર ગ કોણ જાણે કયા ઊડી જાય છે

પુદ્ગલોને જુઠ્ઠો ફેલાવ માનવાવાળા એક નવો પૈસો છોડવા પણ તૈયાર હોતા નથી તેનો અર્થ એ થયો છે કે ધર્મ કેવળ ઉપાશ્રયમા છે બજારની હવાનો ઝપાટો લાગતા જ તે છૂમતર થઈ જાય છે આજનો બુદ્ધિવાદી

યુવક આ બધું પોતાની આંખથી જોતો હોય છે કે ઉપાશ્રયમાં રંગ બીજો છે અને બજારમાં રંગ બીજો. તમારા જીવનનું આ બહુરૂપીપણું યુવકના મનમાં ધર્મ પર શ્રદ્ધા કેવી રીતે જામવા દેશે? દૃઢ થવા દેશે?

બીજી બાજુ એક બુઢ્ઢી ડોશી સામાયિક કરે છે. પણ અડતાલીસ મિનિટની મસભાવની સાધનામાં તેનું મન નથી ચોટતું. તેની આંખો ચારે તરફ ફરી વળતી હોય છે. વહુ શુ કરી રહી હશે? છોકરો શુ કરી રહ્યો હશે? સામાયિક પૂરી થતાં જ તેનો પહેલો ઘા વહુ પર થાય છે. આ આમ કેમ કર્યું ને તેમ કર્યું? બાજુમાં જ ઊભેલો યુવક જુએ છે. તેના મનમાં થાય છે કે માજીએ એક કલાક સુધી સામાયિક દ્વારા ધર્મસાધના કરી કે ફરિયાદોનું રજિસ્ટર તૈયાર કર્યું.

આ જ કારણ છે કે આજનો યુવક રૂઢ ધાર્મિક ક્રિયાઓથી શા માટે હટી રહ્યો છે, દૂર જઈ રહ્યો છે.

બીજી બાજુ આજના શિક્ષણમાં પણ કંઈક એવાં તત્ત્વો છે કે જે યુવકને ધાર્મિકતાથી દૂર ધકેલે છે. આજના શિક્ષણમાં ભારતીય સંસ્કૃતિની છાયા નથી. તે છાયા છે યુરોપની. તેમાં પાશ્ચાત્ય સંસ્કૃતિ બોલી રહી છે. ભારતીય સંસ્કૃતિમાં કેળવણી અથવા શિક્ષણનો પ્રારંભ ત્રણ વાક્યોથી થાય છે.

“ मातृदेवो भव ।
“ पितृदेवो भव ।
“ आचार्यदेवो भव ।

આચાર્ય શિષ્યના માનસમા સસ્કારના બીજ રોપતા હતા

તારી માતા તારે માટે દેવ સ્વરૂપ છે
તારો પિતા તારા માટે દેવ સ્વરૂપ છે
તારા ગુરુ તારા માટે દેવ સ્વરૂપ છે

આ બીજ છે જે પલ્લવિત થવાથી માતા, પિતા અને આચાર્યની પ્રત્યે બાળકના મનમા શ્રદ્ધા અને વિનયની જ્યોત જગાવે છે પરતુ પાશ્ચાત્ય શિક્ષણનો આરભ થાય છે (ડી ઓ જી) ડૉગ અને (સી એ ટી) કેટથી–એટલે કે કૂતરા અને બિલાડાથી શરૂ થનારા શિક્ષણમા મોટાઓ પ્રત્યે માન, આદર, વડીલો અને ગુરુજનોનો આદર, અને ધર્મ પ્રત્યે શ્રદ્ધાનો અભાવ થશે જ

બીજી બાજુ આ શિક્ષણ મનુષ્યને કેવળ પેટ સુધી જ મર્યાદિત બનાવી દે છે વધારેમા વધારે પૈસો એકઠો કરવો અને પોતાના વૈભવવિલાસની વૃદ્ધિ કરવી એ જ એકમાત્ર જીવનનો ઉદ્દેશ બની ગયો છે શિક્ષણનુ ધ્યેય પણ એ જ બની ગયુ છે વિદ્યાર્થી વિચારે છે એ જ શિક્ષણ ઉત્તમ છે કે જે સારામા સારી નોકરી અપાવે પૈસાનુ આકર્ષણ જ્ઞાનના ઊંડાણમા ઊતરતા અટકાવે છે તેથી આજનો શિક્ષિત વર્ગ થોડા પૈસા ભલે એકઠા કરી શકતો હોય, પરતુ જ્ઞાનનો પ્રકાશ તેની પાસે નથી

વિદ્યાર્થીના મગજમા પૈસા પ્રત્યે આટલુ બધુ આકર્ષણ પેદા કરનારા પણ તમે લોકો જ છે આજ

સમાજમાં સંપત્તિશાળીનું પૈસાદારોનું શ્રીમંતોનું માન છે. પૈસા મનુષ્યનું ઉપજીવન છે. પણ તે જીવન નથી બની શકતું. તે સાધન ભલે હોય પણ સાધ્ય નથી બની શકતું. પૈસા હાથમાં રહે છે ત્યાં સુધી તે પાપ નથી પણ પૈસા જ્યારે હૃદયમાં ઘૂસી જાય છે ત્યારે તે પાપ બને છે હાથમાં રહેલો પૈસો સમાજ અને રાષ્ટ્રને માટે ઉપયોગી પણ થઈ શકે છે, પરંતુ દિલમાં ઘૂસી ગયેલો પૈસો દુઃખથી ટળવળતાં માણસો માટે ભૂલથી પણ કામમાં આવતો નથી, આવી શકતો નથી. પરંતુ આજ આપ સૌ પૈસાવાળાને જેટલાં આદરમાન આપો છો તેટલાં આદરમાન એક ત્યાગી, તપસ્વી કે વિદ્વાનને નથી આપતા. તો પછી સમાજમાં ત્યાગી અને સેવાશીલ યુવક પેદા થાય એવી આશા શી રીતે રાખી શકાય ?

બીજી બાજુ શ્રીમંતોનાં દુષ્કૃત્યો પૈસાથી ઢંકાઈ જાય છે. પૈસાથી પાપ ઢંકાય છે ધોવાતાં નથી. એક ધનિક ગૃહસ્થે એક પત્ની હોવા છતાં બીજું લગ્ન કર્યું તેના જીવનથી જનતામાં ઘૃણા ફેલાઈ રહી હતી. તેણે કોઈ સંસ્થાના ઉદ્ઘાટનમાં દસહજાર રૂપિયાની થેલી ભેટ કરી અને તે સમારંભનો પ્રમુખ બની બેઠો અને તે જ સમાલોચકે શેઠ સાહેબને સમાજના પ્રાણ તરીકે ઓળખાવતાં તેની પ્રશંસામાં દોઢ કલાક વીતાવી દીધો. અને દૈનિક પત્રોમાં ફોટા સાથે મોટાં મોટાં મથાળાં બાંધીને તેનો પરિચય છાપી નાખવામાં આવ્યો. તે સમાજનો લોકપ્રિય નેતા બની ગયો પરંતુ તેની પ્રથમ પત્ની જે

ખૂણામા બેઠીબેઠી ચોસપોસ આસુએ રડી રહી હતી તેના આસુ કોણ લૂછશે ?

પરતુ આ પૈસાની કહાણી યુવકો ઉપર બહુ જ ખરાબ અસર પાડે છે તેનુ જીવનધ્યેય એકમાત્ર પૈસા જ બની જાય છે, પછી ધર્મના પગ ત્યાથી ઊખડી જાય તો તેમા આશ્ચર્યની વાત શી હશે ?

ખેર, યુવકવર્ગનુ ધર્મ પ્રત્યે આકર્ષણ કરવું હોય તો પોતાના ધાર્મિક જીવનનુ બહુરૂપીપણુ દૂર કરે, શિક્ષણમા પરિવર્તન કરે અને પૈસાનુ પ્રભુત્વ પણ ઓછુ કરે ત્યારે તમે જોશો કે ધર્મના કાર્યક્ષેત્રમા યુવકવર્ગ આપણાથી પણ આગળ છે



## ૨૪

# ભારતીય-સંસ્કૃતિનો દિવ્ય સંદેશ

ભારતવર્ષને જગદ્‌ગુરુ પદનાં સર્વોન્નત ગૌરવ શિખર ઉપર બિરાજમાન કરનારી તેની વિશિષ્ટ સંસ્કૃતિ છે. દરેક દેશની મહત્તાનું મૂલ્યાંકન તેની સંસ્કૃતિ દ્વારા કરવામાં આવે છે. ભારતીય સંસ્કૃતિની પરમ-પાવન સરિતા યુગોથી પ્રવાહિત થતી સારીયે માનવજાતને હરીભરી બનાવીને નવજીવન પ્રદાન કરતી આવી રહી છે. ઉન્નત, વિકસિત તથા સુસંસ્કૃત આચારવિચારના સમૂહને સંસ્કૃતિ કહે છે. સંસ્કૃત વ્યાકરણના અનુસાર 'સમ્' પૂર્વક 'કૃ' ધાતુથી ભૂષણ અર્થમાં 'સુટ્' નો આગમ કરવાથી 'ક્તિન્' પ્રત્યય લગાડવાથી 'સંસ્કૃતિ' શબ્દની ઉત્પત્તિ થાય છે. તેનો અર્થ છે-આભૂષણ જેવી સમ્યક્ કૃતિઓનો સમૂહ સંસ્કૃતિનો સંબંધ માનવકૃતિઓ છે. કારણ કે માનવજાતિ કર્મયોનિ હોવાથી સમ્યક્-અસમ્યક્કૃતિનો તથા આચાર-વિચારોનાં નિર્ણય કરવામાં સર્વ રીતે સ્વતંત્ર છે. તે અસમ્યક્ વૃત્તિઓનો ત્યાગ અને સમ્યક્ વૃત્તિઓનો સ્વીકાર કરવામાં પૂર્ણ સમર્થ છે. પશુજગતની કોઈ સંસ્કૃતિ ઉદ્‌ભવી શકતી નથી.

કારણ કે તે સત્-અસતથી વિવેકબુદ્ધિથી સર્વથા શૂન્ય છે પશુજાતિ પ્રકૃતિની સ્વાભાવિક લહેરોમા ઊડ્યે જાય છે પ્રકૃતિના પ્રવાહથી પ્રતિકૂળ શારીરિક, માનસિક દુઃખોનો પ્રતિકાર કરીને અભિષ્ટ લક્ષ્ય પ્રાપ્તિની ક્ષમતા તેમા નથી આવી માનવ સંસ્કૃતિ જ માનવસમાજમા આચારવિચારોને પરિસ્કૃત તથા પરિમાર્જન કરીને તેને "સત્યમ્ શિવમ્ સુન્દરમ્ "ના દિવ્ય સંસ્કારોથી અલંકૃત કરે છે

પ્રત્યેક દેશની સંસ્કૃતિના ઝગમગતા ચંદ્ર, સૂર્ય અને તારાઓ મહાપુરુષ હોય છે સંસ્કૃતિના સર્જનકર્તા અને પ્રાણ માનવરત્ન જ છે યુગ-યુગમા જે મહાપુરુષ અવતરિત થાય છે તે પોતાની અપૂર્વ વિજ્ઞાનશક્તિથી નવ્ય, ભવ્ય ને દિવ્ય સંસ્કૃતિનુ નિર્માણ કરે છે તેના પ્રત્યેક આચાર-વિચાર તથા વ્યવહારમા સંસ્કૃતિની સુંદર ઝલક હોય છે જેવી રીતે એક ચતુર ચિત્રકાર વિવિધ રંગ અને પીંછીથી એક દર્શનીય ચિત્રનુ નિર્માણ કરે છે અને કલાકાર વણ-ઘડાયેલા પથ્થરમાથી નયનરમ્ય મૂર્તિનુ સર્જન કરે છે, તેવી જ રીતે મહાપુરુષ પણ પોતાને તથા માનવસમાજને જીવન જીવવાની કળા શીખવે છે

ગ્લેસ્ટન, પિટ, મિલ્ટન, સુકરાત વગેરે વિદ્વાનો વગર યુરોપ તથા બીજા દેશોની સંસ્કૃતિનુ શું અસ્તિત્વ રહેશે? અને રામ, કૃષ્ણ, બુદ્ધ, ભગવાન મહાવીર તથા મહાત્મા ગાંધી વગરનાં ભારત અને ભારતીય સંસ્કૃતિમાં શુ બાકી રહેશે? શુ તે આંકડા વગરના શૂન્ય અને પ્રાણ વગરના

દેહ જેવી નહીં બની જાય ? અરે સંસ્કૃતિની મહાન ને અમર દોલત તો માનવ જ છે. યુગયુગમાં ઉત્પન્ન થનારા મહાપુરુષોની જીવનનિધિઓથી સંચિત બનીને સંસ્કૃતિની તિજોરી વધારે સમૃદ્ધ બને છે. આ ચમકતા-દમકતા મહાપુરુષોના દિવ્ય વિચારોના પ્રકાશપુજમાં અજ્ઞાન તથા હિંસા વગેરે દુષ્કૃત્યોનાં ગાઢ અંધકારથી વ્યાપેલી માનવ-જાતિનું માર્ગદર્શન થાય છે.

ભારતીય સંસ્કૃતિ સર્વોત્કૃષ્ટ સંસ્કૃતિ છે. તેનામાં વિશ્વસંસ્કૃતિ બનવાની અજોડ ક્ષમતા છે. જો કે મૌલિક દૃષ્ટિથી સારી યે માનવ સંસ્કૃતિ એક છે અને તેનો એક જ ઉદ્દેશ છે: માનવ સમાજનુ કલ્યાણ, ઉદય અને ઉત્કર્ષ. પ્રત્યેક માણસના જીવનને શિક્ષણ તથા શીલ દ્વારા વિકસિત કરીને સુદર સંસ્કારોથી અભિભૂત કરીને સભ્ય બનાવવું પરંતુ જુદાજુદા સ્થળ ને કાળનાં માનવીઓના વિચાર અને દૃષ્ટિકોણની ભિન્નતાથી અનેક સંસ્કૃતિઓ બની છે. અને આ વિચારભેદથી તે સંસ્કૃતિઓમાં દિવસ-રાત અને આકાશ-પાતાળનુ અંતર થઈ ગયુ છે. જેવી રીતે પૂર્વની સંસ્કૃતિ, પશ્ચિમની સંસ્કૃતિ, જૈન સંસ્કૃતિ, બૌદ્ધ સંસ્કૃતિ, વૈદિક સંસ્કૃતિ, ઈસાઈ સંસ્કૃતિ, ઇસ્લામ સંસ્કૃતિ વગેરે. આજે અનેકાનેક સંસ્કૃતિઓ વિશ્વના ચોગાનમાં વિદ્યમાન છે. તેમનામાં આચાર-વિચારને કારણે ઘણો ભેદભાવ થઈ ગયો છે.

ભારતીય સંસ્કૃતિ એક વિરાટ મહાસાગર છે જેના વિશાળ અન્તરમાં વિભિન્ન સંસ્કૃતિઓની સરિતાઓ આવીને અભિન્ન સ્વરૂપથી મળી ગઈ છે. આ એક એવું

મગમસ્થાન તથા પાવન તીર્થધામ છે કે અહીંયા બધી જ સંસ્કૃતિઓનુ સન્માન સમાન છે ભારતીય સંસ્કૃતિની એક મહાન વિશેષતા છે કે તે પોતાની વિશિષ્ટતાનો ત્યાગ ન કરીને પણ અન્ય સંસ્કૃતિઓને તથા તેની સારી બાજુઓને આત્મસાત કરી લે છે જો આ ઉદારતા તથા વિશેષતા અન્ય બધી જ સંસ્કૃતિઓમા હોત તો આ માનવસંસાર સ્વર્ગ બની શકત

"वसुधैव कुटुम्बकम्" આ ભારતીય સંસ્કૃતિની આંતર વીણાનો મધુર ઝંકાર છે ભારતીય સંસ્કૃતિ વિશ્વશાન્તિનો મૂળ આધાર છે અહીંની સંસ્કૃતિ "સર્વોદય"ના મહાન લક્ષ્યને પૂર્ણ કરે છે

"सर्वे भवन्तु सुखिन सर्वे सन्तु निरामया।" આ ભારતીય સંસ્કૃતિનો મૂળ મંત્ર છે

પાશ્ચાત્ય ને પૌર્વાત્ય સંસ્કૃતિમા પૂર્વ–પશ્ચિમનુ અંતર છે પાશ્ચાત્ય સંસ્કૃતિ ભૌતિકતાપ્રધાન છે, તો પૌર્વાત્ય સંસ્કૃતિ અધ્યાત્મપ્રધાન છે પાશ્ચાત્ય સંસ્કૃતિ ભોગપ્રધાન છે તો પૌર્વાત્ય સંસ્કૃતિ ત્યાગપ્રધાન છે પાશ્ચાત્ય સંસ્કૃતિનુ લક્ષ્ય શરીરસુખ છે, તો પૌર્વાત્ય સંસ્કૃતિનુ લક્ષ્ય આત્મસુખ છે પૌર્વાત્ય સંસ્કૃતિ અનુસાર માનવજીવનના મુખ્ય ચાર પુરુષાર્થો છે ધર્મ, અર્થ, કામ ને મોક્ષ કામ અને અર્થ શરીરસુખને માટે સાધ્યસાધન છે અને ધર્મ અને મોક્ષ આત્મસુખને માટે સાધ્યસાધન છે કામ સાધ્ય છે તો અર્થ તેનુ સાધન છે અને મોક્ષ સાધ્ય છે તો ધર્મ તેનુ સાધન છે પૌર્વાત્ય સંસ્કૃતિ કામ અને અર્થને ગૌણ તથા ધર્મ

અને મોક્ષને જીવનનું પ્રમુખ લક્ષ્ય માને છે અને પાશ્ચાત્ય સંસ્કૃતિ શરીરસુખને પ્રમુખ લક્ષ્ય માને છે. તેથી કામ અને અર્થને તેમાં મુખ્ય સ્થાન છે. તથા ધર્મ અને મોક્ષને માત્ર મનોરંજન માટેનું ગૌણસ્થાન છે. ભારતીય સંસ્કૃતિનો પ્રાણ ધર્મ અને અધ્યાત્મ છે. જે આલૌકિક ને પારલૌકિક સુખશાન્તિના વિધાતા છે. ધર્મરહિત સંસ્કૃતિ કદી માનવ-સમાજની ઉન્નતિ અને સુરક્ષા કરી શકતી નથી.

આજે માનવ પાશ્ચાત્ય સંસ્કૃતિની લોભામણી ઝાકઝમાળથી અકળાઈ ગયો છે. ભૌતિક વિજ્ઞાને ધરતી પર સ્વર્ગ સર્જી દીધું છે. આજે શારીરિક સુખનાં અનેક સાધનો વીખરાયેલાં પડ્યાં છે. દેવવિમાનોની કલ્પના સાકાર કરનારા ગગનચુંબી દિવ્ય સહાલયો; કાનોમાં અમૃતવર્ષા કરતા રેડિયો તથા વાદ્યોની સ્વર્ગીય સંગીતની લહરીઓ; શરીરને સ્પર્શસુખ આપનાર રેશમ, મખમલ, નાયલોન વગેરે અનેક પ્રકારનાં વસ્ત્રાલંકાર, તથા ચિકિત્સાનાં નીતનવાં સાધનોની ઉત્પત્તિ થઈ જ રહી છે. પરંતુ આટલાં સાધનો હોવા છતાં પણ માનવ–સમાજ સંપૂર્ણ સુખી કે સુરક્ષિત નથી. આનો અર્થ એ છે કે જીવનમાં માત્ર શરીર ને ઇંદ્રિયોનાં સુખસાધન પૂરતાં નથી. સ્ટીમરથી વિશાળ સાગરોની ખાઈઓ પાર કરીને અને વાયુયાનોથી અનંત નીલઆકાશની અસીમતાનો છેડો લાવીને ચંદ્રલોક ઉપર વસવાનાં સ્વપ્નાં સફળ કરવાથી જ માનવ કૃતકૃત્ય ને પૂર્ણસફળ નહીં થઈ શકે.

આજે માનવસમાજ માટે પ્રકૃતિજન્ય અને શારીરિક દુ:ખ જેટલા વધારે ભયંકર અને વિનાશક નથી, પણ તેનાથીયે વધારે દુ:ખો ને વિનાશ વધારનાર માનવનો આંતરિક વિકાર છે અત્યારે વિશ્વમાં અખિલ માનવ–જાતિના માથા પર હિંસા, ભોગવાદ અને પરિગ્રહવાદના સર્વગ્રાહી દૈત્યો ઘુમરાઈ રહ્યા છે જે વિશ્વયુદ્ધની ભૂમિકા નિર્માણ કરી રહ્યા છે આ શું ખૂબ દુ:ખની અને શરમની વાત નથી કે ચંદ્રલોક પર ઊડનારો માનવ પોતાના પગતળે જલતી હિંસાની મહાજ્વાળાને શાંત નથી કરી શકતો ભલે ભૌતિક વિજ્ઞાન આખાયે વિશ્વને જડપ્રકૃતિ પર વિજયમાળ લહેરાવીને આકાશ–પાતાળને એક કરે પણ તે એક નાનકડા માનવવિકાર પર વિજય નથી મેળવી શકતો જ્યાં સુધી માનવ પોતાના જેવા માનવડાહ્યા પર વિજય કરીને માનવ–મૈત્રી દ્વારા વિશ્વશાંતિનો પાઠ નથી ભણાવી શકતો ત્યાં સુધી ભૌતિક વિજ્ઞાન દ્વારા થયેલો તેનો મહાવિજય પણ પરાજયમાં પરિવર્તન પામે છે અને આ માનવતા તથા માનવજાતની કપરી હાર છે અને એ જ વિજ્ઞાન તથા માનવ સંસ્કૃતિની ભયંકર અસફળતા માનવના માનસિક વિકાર, હિંસા, દ્વેષ વગેરેનો નાશ કરવા માટે વિશ્વને ફરી એકવાર અધ્યાત્મપ્રધાન ભારતીય સંસ્કૃતિનું શરણ લેવું પડશે ત્યારે અખિલ વિશ્વના દરેક માનવનું અને તેની ભિન્ન સંસ્કૃતિઓનું રક્ષણ થશે આધુનિક જગતમાં ભૌતિક વિજ્ઞાનની શોધો કરતાંયે આધ્યાત્મ વિજ્ઞાનનું મહત્ત્વ વધારે આવશ્યક છે વિનાશ પંથે આગળ

ચાલતી માનવજાતિનો ઉદ્ધાર કરનારી અમૃતમયી સંજીવની ભારતીય સંસ્કૃતિ જ છે.

ભારતીય સંસ્કૃતિઓમાં અધ્યાત્મ વિદ્યા જ સંપૂર્ણ નૈસર્ગિક સુખોનો સ્રોત છે. આ વિદ્યાના અભાવથી સંપૂર્ણ ભૌતિક વિદ્યા અને શારીરિક સુખસાધન વ્યર્થ છે, અંધકાર-મય છે. એથી ભારતના મહાન મહર્ષિઓએ વિશ્વને દિવ્ય-સંદેશ આપ્યો, "तमसो मा ज्योतिर्गमय मृत्योर्मा अमृतं गमय।"

જે સુખસાધનોની મોહિની માયામાં અટવાઈને માનવ માનવનો પ્રાણ હરનારો શત્રુ બની જાય છે, તે માયા અર્થાત્ પરિગ્રહનાં વિષયુક્ત વૃક્ષનાં મૂળો પર ભારતીય અધ્યાત્મવાદીઓએ પ્રહાર કર્યા અને તેના ત્યાગનો ઉપદેશ આપ્યો. સંપૂર્ણ વિશ્વના અતુલ વૈભવને પ્રાપ્ત કરીને પછી ચક્રવર્તી સમ્રાટને જેટલું સુખ પ્રાપ્ત ન થઈ શકે તેટલું સુખ એક ત્યાગી મહર્ષિને થાય છે જે સંપૂર્ણ બાહ્ય સુખસાધનોને ઠોકરે મારીને પ્રકૃતિનાં સ્વાભાવિક સાધનો પર નિર્ભર રહે છે.[1] વિશ્વના સંપૂર્ણ બાહ્ય ભૌતિક વૈભવથી પણ આધ્યાત્મિક વૈભવનું મૂલ્ય ઘણું વધારે છે. તેથી જ એક ચક્રવર્તી સમ્રાટ પણ ત્યાગી મહર્ષિનાં ચરણોમાં નમે છે અને તેવી જ રીતે અકૃત્રિમ અને અનંત સુખપ્રાપ્તિની કામના કરે છે.

ભારતીય સંસ્કૃતિ અનુસાર માનવે પોતાનાં શરીર-નિર્વાહ માટેનાં સાધનો અત્યંત મર્યાદિત રાખવાં જોઈએ.

---

१ तण संथारणिरससन्नो, मुणिवरो भट्ठराय मोहस्स
जं पावई मुत्तिसुहं तंकतो चक्कवट्टी वि ॥

અને જો વધારે હોય તો તેનો દાનસ્વરૂપે સદ્ઉપયોગ કરવો જોઈએ આમ ભારતીય સંસ્કૃતિમાં નૈસર્ગિક રૂપથી સામ્યવાદનો સ્વર ઝંકાર કરી રહ્યો છે

બીજા દેશ ભલે તે આર્થિક, રાજનૈતિક તથા વૈજ્ઞાનિક દૃષ્ટિએ સંપન્ન હોય પણ ભારતવર્ષનો સાંસ્કૃતિક અર્થાત્ આધ્યાત્મિક વૈભવ માત્ર ભારતવર્ષની જ નહીં પરંતુ આખાયે વિશ્વની ને માનવમાત્રની બહુમૂલ્ય સંપત્તિ છે

વિશ્વમાં જે વખતે વિજ્ઞાનની જેમ જ આધ્યાત્મિક વિજ્ઞાનનો આદર થવા લાગશે તે જ વખતે માનવ સમાજની સમસ્ત દુઃખ અને ક્લેશોની નરકજ્વાળાઓ શાંત થઈ જશે જ્યારે આધ્યાત્મિક વિજ્ઞાન વિકાસનાં સર્વોત્તમ શિખર ઉપર પહોંચશે તો રાજ્યનીતિ પણ ધર્મપ્રધાન બનશે અને સમગ્ર વિશ્વ એક રાષ્ટ્ર જેવું બનશે તથા બધા દેશો એક જ રાષ્ટ્રના ભિન્ન ભિન્ન પ્રાંતોની જેમ એક જ રાષ્ટ્રના અભિન્ન અંગો થશે અને તેના રહેવાસીઓ સમગ્ર માનવસમાજ એક જ રાષ્ટ્રના નાગરિક બનશે એક જ સત્યને પ્રેમના સંબંધથી સારી માનવજાત અને બધા ધર્મો તથા માનવ સંસ્કૃતિ પણ એક જ થશે આ જ માનવસંસારની પૂર્ણ સફળતા છે

એકવાર સારીયે માનવસૃષ્ટિ જો અહિંસાની સુખદ છાયામાં બેસીને ભારતીય સંસ્કૃતિની અધ્યાત્મરૂપ અમૃત-રસધારાનું પાન કરશે તો તે અક્ષય ને અમર બની જશે તે સમયે એક જ ધર્મમય શાસનતંત્ર એક જ સર્વગ્રાહ્ય મહાત્માની જેમ ધર્મ-શાસક અને એક જ દેશની પ્રજાના જેવા બંધુત્વ ભાવથી સમસ્ત માનવજાત રહેશે તો પછી

"કોઇ પરાયુ નથી, સમસ્ત સંસાર જ મારું ઘર છે"ની કલ્પના સાકાર થવાથી પરાયા ને શત્રુ નહીં રહેવાથી ઝઘડા ને સંઘર્ષ ક્યાં કોની સાથે થશે? "સંયુક્ત રાષ્ટ્રસંઘ"ની જગ્યાએ એક જ રાષ્ટ્રસંઘ રહેશે. એકવાર માનવજગતના રાજનૈતિક ભાગ્યવિધાતાઓ અને સંપૂર્ણ માનવજાતિને 'અત્યાર'ની પ્રથમ શ્રેણી ઉત્તીર્ણ કરવી પડશે અર્થાત્ જીવન અને જગતનો ઉદય કરવા માટે તે દિવ્ય સંસ્કૃતિનું નીચેનું સૂત્ર શીખવું પડશે. જેમ "मित्रिमे–सव्व भूहसु वैरं–मज्झ न केणइ" અર્થાત્ બધા તારા મિત્રો છે, મને કોઇ પર વેર કે દ્વેષ નથી અને મારો કોઇ શત્રુ નથી. ભારતીય સંસ્કૃતિની આવી પ્રકાશમાન દિવ્યસૂત્ર વિદ્યા છે જેને વાસ્તવિક વિદ્યા કહી શકાય છે. આ વિદ્યા વિના સંપૂર્ણ વિદ્યા અવિદ્યા છે. અને સંપૂર્ણ જ્ઞાન, વિજ્ઞાન તથા ભૌતિક જગતના ચમત્કાર આના વગર વ્યર્થ છે. અસફળ છે. ભલે માનવ ભૌતિક વિદ્યા અર્થાત જડ અવિદ્યાથી આકાશમાં હરણફાળ ભરે છતાં પણ માનવ સમાજ વાસ્તવિક ઉત્કર્ષને–સુખને પ્રાપ્ત નહીં કરી શકે. તેથી ભારતીય સંસ્કૃતિ જ વિશ્વમાં સુખશાન્તિ દેનારી અમૃત જેવી મહાન ઔષધિ છે. જ્યારે આ સંસ્કૃતિનો સૂર્ય આખાયે વિશ્વમાં પ્રકાશમાન થશે ત્યારે જીવન અને જગતનો સંપૂર્ણ દુઃખમય અંધકાર નાશ પામશે.



## ૨૫
# માનવ સંસ્કૃતિના આદ્ય નિર્માતા

### મહાપુરુષોનો દેશ

ભારતવર્ષ મહાપુરુષોનો દેશ છે દુનિયાનો કોઈપણ દેશ અથવા રાષ્ટ્ર ભારતવર્ષની તુલના કરી શકે તેમ નથી આ અવતારોની જન્મભૂમિ છે, વીરોની કર્મભૂમિ છે અને વિચારકોની પ્રચારભૂમિ છે અહીં અનેક નરરત્ન, સમાજ રત્ન અને રાષ્ટ્રરત્ન પેદા થયા છે, જેઓએ માનવમનની સૂકી ધરતી પર સ્નેહની સરસ સરિતા વહાવી જન-જીવનમા અભિનવ જાગૃતિનો સચાર કર્યો જનગનમા સયમ અને તપની જ્યોતિ જગાડી પોતાના પવિત્ર ચરિત્ર દ્વારા અને તપપૂત વાણી દ્વારા કર્તવ્ય માગમા સૂઝવા માટે અમર પ્રેરણા આપી

### યુગ પુરુષ

ગગનમડલમા વિચરતી વીજળીના તરગોને પકડીને જેવી રીતે બેતારનો તાર (વાયરલેસ) એ વિદ્યુત તરગોને

ભાષિત રૂપ આપે છે, અવ્યક્ત વિચાર ધારાઓને વ્યક્ત કરે છે, તેવી જ રીતે સમાજમાં અથવા રાષ્ટ્રમા જે વિચાર-ધારાઓ ચાલે છે, જેનો પ્રત્યેક વિચારક અનુભવ તો કરે છે પરંતુ અનુભૂતિની તીવ્રતાના અભાવમાં તે તેને અભિ-વ્યક્ત કરી શકતો નથી. યુગ પુરુષની અનુભૂતિ તીવ્ર હોય છે અને અભિવ્યક્તિ પણ તીવ્ર હોય છે તે જનતા-જનાર્દનની વિચારધારાઓને બેતાર તારની (વાયરલેસની) માફક મુખરિત કરે છે. તેની વિમલ વાણીમાં યુગની વાણીનો ઝંકાર હોય છે. અને એના કર્મનું કર્મ ક્રિયાશીલ હોય છે અને એના તે ચિંતનમાં યુગનું ચિંતન ચમકતું હોય છે.

યુગપુરુષ પોતાના યુગનું સફળ પ્રતિનિધિત્વ કરે છે. જનજનના મનનું અધિકાર સહિત નેતૃત્વ કરે છે, અને તે યુગની જનતાને સાચું દિશા–દર્શન. માર્ગ–દર્શન આપે છે. ભૂલા પડેલા ભટકતા જીવનમાર્ગના પ્રવાસીઓને પથપ્રદર્શન કરે છે તેથી તે સમાજરૂપી શરીરનું મુખ પણ છે અને મસ્તિષ્ક પણ છે.

ભગવાન શ્રી ઋષભદેવ એવા જ યુગપુરુષ હતા, જેમણે પોતાના યુગની ભોળી–ભાળી સીધી સાદી જનતાને સત્ય, શિવં અને સુંદરંનો પાઠ પઢાવ્યો. જન જીવનને નવો વિચાર, નવી વાણી અને નવું કર્મ આપ્યુ. ભોગ-માર્ગથી હટાવીને કર્મમાર્ગ, પ્રવૃત્તિમાર્ગ અને યોગમાર્ગ તરફ વાળ્યા. અજ્ઞાનરૂપી અંધકારમાંથી હટાવી જ્ઞાનનો વિમલ પ્રકાશપ્રદીપ પ્રજ્વલિત કર્યો. માનવ સંસ્કૃતિનું

નવનિર્માણ કર્યું એટલા માટે અનન્ત અતીતની ધૂળ પણ તેમના જીવનની ચમક અને દમકને ઢાંકી ન શકી

ભારતીય સંસ્કૃતિના આદ્ય નિર્માતા મહામાનવ ભગવાન શ્રી ઋષભદેવને કોણ નથી જાણતું ? કોણ નથી ઓળખતું ? તે વર્તમાન અવસર્પિણી કાલચક્રમાં સર્વપ્રથમ સમ્રાટ, સર્વપ્રથમ પરિવાર અને સર્વપ્રથમ કેવની અને સર્વપ્રથમ તીર્થંકર થયા છે [1] તેમના પિતાનું નામ નાભિ હતું, અને માતાનું નામ મરુદેવી હતું [2]

## જન્મની પૂર્વે

ભગવાન શ્રી ઋષભદેવ એવા યુગમાં અવનીતલ ઉપર અવતર્યા, જ્યારે આર્યાવર્ત કોઈ મહાપુરુષની પ્રતીક્ષામાં વ્યગ્ર બની રહ્યો હતો નિષ્ક્રિય ભૌગોલિક કાળ સમાપ્ત થઈને સક્રિય કર્મયુગનો આરંભ થવાની તૈયારીમાં

---

१ (क) एत्थण उसहे णाम अरहा कोसलिएपढम राया, पढम जिणे, पढम केवली पढम तित्थयरे पढम धम्मवर चक्कवट्टी समुप्पज्जित्था । જમ્બુદ્વીપ

(ख) उसमे इ वा पढमराया इ वा पढम भिक्खाचरे इ वा पढमजिणे इ वा पढमतित्थ करे इ वा
—કલ્પસૂત્ર પુણ્ય સૂ ૧૯૪ પૃ ૫૭

૨ नाभिस्स कुलगरस्स मरुदेवीइ भारियाइ
કલ્પસૂત્ર પુણ્ય સૂ ૧૯૧ પૃ ૫૬

(ખ) ત્રિષષ્ટિ પર્વ ૧, સર્ગ ૨, શ્લો ૬૪૭ થી ’૫૩

હતો. પ્રતિપળ, પ્રતિક્ષણ મનુષ્યની જરૂરિયાતો તો કાળી માતાની જીભની જેમ વધી રહી હતી, પણ કલ્પવૃક્ષોની શક્તિ ક્ષીણ થવાથી જરૂરિયાતોની પૂર્તિ બરાબર થઈ શકતી ન હતી. સાધનના અભાવથી સંઘર્ષ થવા લાગ્યો. વાદવિવાદ, લૂંટફાટ, અને ઝૂંટાઝૂંટ ચારે બાજુ થવા લાગ્યાં. સંગ્રહબુદ્ધિ પેદા થવા લાગી. સ્નેહ, સરલતા, સૌમ્યતા, સૌહાર્દ વગેરે સદ્‌ગુણોમાં પરિસ્થિતિની વિવશતાથી પરિવર્તન આવવા લાગ્યું. અપરાધી મનોભાવનાનાં બીજ અંકુરિત થવા લાગ્યાં.

**શાસન વ્યવસ્થા**

વિખ્યાત રાજનૈતિક વિચારક ટામસ પેને લખ્યુ છે કે "માનવી પોતાની બૂરી પ્રવૃત્તિઓ ઉપર સ્વયં નિયંત્રણ ન રાખી શક્યો એટલે શાસનનો જન્મ થયો. શાસનનું કાર્ય છે કે તે મનુષ્યની બૂરી પ્રવૃત્તિઓ પર નિયંત્રણ રાખે. સારી પ્રવૃત્તિ ફૂલની લતા છે, ફલનું વૃક્ષ છે. જેને બૂરી પ્રવૃત્તિની ઝાડીઓ ઘેરી લે છે, અને તેથી તેને વધવા દેતી નથી. તે તેના વિકાસને રૂંધે છે. શાસનનું કામ આ ઝાડીઓને કાપી નાખવાનું છે."

આ સંદર્ભના પ્રકાશમાં આપણે જૈન સંસ્કૃતિની દૃષ્ટિએ જોઈએ તો પણ શાસન વ્યવસ્થાનું મૂળ અપરાધ અને અવ્યવસ્થા જ છે. અપરાધ અને અવ્યવસ્થા પર નિયંત્રણ મૂકવાના હેતુથી જ સામૂહિક જીવન જીવવા માટે માનવ વિવશ થયો. આ સામૂહિક વ્યવસ્થા જ 'કુળ' કહેવાણી.

કુળોનો મુખી, સરદાર જે પ્રકૃષ્ટ પ્રતિભાસંપન્ન રહેતો તે 'કુલકર' કહેવાવા લાગ્યો ને એ કુળોની સુવ્યવસ્થા કરતો

**કુલકરોની સંખ્યા**

કુલકરોની સંખ્યાના સંબંધમાં જુદાજુદા મત છે સ્થાનાંક, આવશ્યક ચૂર્ણિ આવશ્યક નિર્યુક્તિ[1] તથા ત્રિષષ્ટિ શલાકા પુરુષમાં સાત કુલકરોના નામ મળી આવે છે પઉમચરિય[2] મહાપુરાણ અને સિદ્ધાન્તસંગ્રહમાં ચૌદના તથા જમ્બૂદ્વીપ પ્રજ્ઞપ્તિમાં પંદરના નામ મળે છે સંભવ છે કે વાચનાભેદથી આ પ્રમાણે બન્યુ હોય

કુલકરોને આદિપુરાણમાં મનુ પણ કહ્યા છે[3] વૈદિક

१ पढमेत्थ विमलवाहण चक्खुम जसम चउत्थमभिचंदे
तत्तो य पसेणइए, मरुदेव चेव नामीय,
આવ નિ ણલ-વૃત્તિ-ગા-૧૫૨ પૃ ૧૫૪

२ पउम चरिय उद्दे ३ श्लो पू०-५५
(१) सुमति (२) प्रतिश्रुति (३) सीमकर (४) सीमधर (५) क्षेयकर (६) क्षेमकर (७) विमलवाहन (८) चक्षुष्मान (९) यशस्वी (१०) अभिचन्द्र (११) चन्द्राभ (१२) प्रसेनजित (१३) मरुदेव (१४ नाभि)

३ तीसे समाए पच्छिमेतिभाए पलिओव मद्ध भागावसेसे एत्थण इमे पण्णरस कुलगरा समुप्पज्जित्था त जहा— सुमइ, पडिस्सुई, सीमकरे, सीमधरे खेमकरे, विमलवाहणे चक्खुम, जसम, अभिचन्दे, चन्दाभे, पसेणइ, मरुदेवे णाभी उसभेत्ति ।
જમ્બૂદ્વીપ પ્રજ્ઞપ્તિપત્ર ૧૩૨

સાહિત્યમાં કુલકરોની જગાએ ' મનુ ' શબ્દ જ ઉપયોગમાં લેવાયો છે. મનુસ્મૃતિમાં સ્થાનાંગની જેમ મનુનો ઉલ્લેખ છે તો બીજી જગાએ ચૌદ મનુનો પણ ઉલ્લેખ છે.[૧] ટૂંકામાં ચૌદ અથવા પંદર કુલકરોને સાતમાં સમાવી શકાય છે. ચૌદ અથવા પંદર કુલકરોનો જ્યાં ઉલ્લેખ છે[૨] તેમાં પ્રથમ છ સાવ નવા છે અને અગિયારમા કુલકર ચન્દ્રાભનો પણ ઉલ્લેખ નથી. બાકીના સાત તો તેના તે જ છે.

## દણ્ડનીતિ

અપરાધી મનોવૃત્તિ જ્યારે વ્યવસ્થાનું અતિક્રમણ કરવા લાગી ત્યારે અપરાધોનો નિરોધ કરવા માટે કુલકરોએ સર્વ પ્રથમ દણ્ડનીતિ[૩] ચાલુ કરી.

---

૧ स्वायम्भू (२) स्वारोंचिष, (३) उत्तम, (४) तामस (५) रैवत (६) चाक्षुप (वैवस्वत),

–મનુસ્મૃતિ અ. ૧, શ્લો. ૬૨–૬૩

૨ (१) स्वायम्भुव (२) स्वारोचिष (३) ओत्तमि (४) तापस (५) रैवत (६) चाक्षुस (७) वैवस्वत (८) सावर्णि (९) दशसावर्णि (१०) ब्रह्मसावर्णि (११) धर्मसावर्णि (१२) रुद्रसावर्णि (१३) रौच्यदेवसावर्णि (१४) इन्द्रसावर्णि

–મોન્યોર–મોન્યોર–વિલિયમ–સંસ્કૃત ઈગ્લિશ ડિક્સનરી પૃ. ૭૮૪

३ दण्डः अपराधिनामनुशासनं तत्र तस्य वा स एव वा नीतिः नयो दण्डनीतिः ॥ સ્થાનાંગ ૫. ૩૯૯–૧

## હાકાર નીતિ

સાત કુલકરની દૃષ્ટિથી પ્રથમ કુલકર વિમલવાહનના સમયમા હાકાર[1]નીતિનુ પ્રચલન થયુ એ યુગનો માનવી આજના યુગના માનવીની પેઠે અમર્યાદિત અને ઉચ્છૃખલ ન હતો તે સ્વભાવથી જ સકોચશીલ અને લજ્જાશીલ હતો અપરાધ કરનાર અપરાધીને ફક્ત એટલુ જ કહેવામા આવતુ હતુ કે "અરે ! આ તે શુ કર્યુ ?" આ શબ્દ-પ્રતાડના એ યુગનો સૌથી મોટો દડ હતો અપરાધી એટલાથી જ પાણી પાણી[2] થઈ જતો પ્રસ્તુત નીતિ દ્વિતીય કુલકર "ચક્ષુષ્માન"ના સમય સુધી ચાલી

## માકાર નીતિ

જ્યારે "હાકાર" નીતિ નિષ્ફળ જવા લાગી ત્યારે "માકાર" નીતિનો પ્રયોગ શરૂ થયો [3]ત્રીજા અને ચોથા કુલકર "યશસ્વી" અને "અભિચન્દ્ર"ના સમય સુધી લઘુ અપરાધ માટે "હાકાર"નીતિ પ્રચલિત થઈ "મા કરો ન કરો" એ નિષેધાજ્ઞા મહાન દડ ગણાવા લાગ્યો

---

૧ હ इत्यधिक्षेपार्थस्तस्य करण हकार
—સ્થાનાગ સૂત્ર-વૃત્તિ પ ૩૯૯

૨ तेण मणुआ हक्कारेण दडेण हयासमाणा लज्जिआ, विलज्जिआ वेड्डा भीआ तुसिणीआ विणओणया चिट्ठ ति
—જમ્બૂ કાલાધિકાર અમોલખ પૃ ૭૯

૩ मा इत्यस्य निषेधार्थस्य करण अभिधान माकार
—સ્થાનાગ વૃત્તિ પ ૩૯૯

### ધિક્કાર નીતિ

માકાર નીતિ પણ અસફળ થવાથી "ધિક્કાર"નીતિનો પ્રાદુર્ભાવ થયો.[1] અને આ નીતિ પાંચમા "પ્રસેનજિત" તથા છઠ્ઠા 'મરુદેવ' તથા સાતમા કુલકર "નાભિ" સુધી ચાલતી રહી. આ રીતે ખેદ, નિષેધ, તિરસ્કાર મૃત્યુદંડથી પણ અધિક પ્રભાવશાળી સિદ્ધ થયાં. કારણ કે માણસ સ્વભાવથી જ સરળ માનસથી જ કોમળ સ્વયંશાસિત અને મર્યાદાપ્રિય હતો.[2]

### જન્મ અને નામ

અન્તિમ કુલકર નાભિના સમયમાં યૌગાલિક સંસ્કૃતિ (સભ્યતા) ક્ષીણ થવા લાગી અને માનવીય સભ્યતા સ્મિત વેરવા લાગી એ સંધિકાળમાં ભગવાન શ્રી ઋષભદેવ મરુદેવ માતાની કુખમાં આવ્યા. માતાએ ચૌદ સ્વપ્નો નિહાળ્યાં તેમાં સર્વ પ્રથમ ઋષભ હતો.[3] અને જન્મ પછી

---

१ धिगधिक्षेपार्थ एव तस्य करणं उच्चारणंधिक्कारः ।

२ तेणं मणुआ पगइ उवसंता, पगइ पयणु कोहमाण-माया लोहा मिउ मद्दव सम्पण्णा अल्लीणा भद्दगा विणीआ, अप्पिच्छा असंणिहिसंचया विडमंतर परिवसणा जहिच्छअ काम कामिणो

—જમ્બૂદ્વીપ પ્રજ્ઞપ્તિ વક્ષસ્કાર સૂ. ૧૪

३ जं णं रयणिं उसभेणं अरहा कोसलिए मरुदेवाए देवीए कुच्छिंसि गब्भताए वक्कंते तंणं रयणिं सा मरुदेवा देवि तंसि तारियगंसि सयणिज्जंसि तं चेव णवरं पढमं उसभं मुहे अतितं पासति सेसाउगयं-

કલ્પસૂત્ર પુણ્ય સૂ. ૧૯૨ પૃષ્ઠ ૫૬

બાળકની છાતી ઉપર પણ વૃષભનુ ચિહ્ન હતુ [1]તેમનું નામ વૃષભનાથ–ઋષભદેવ રાખવામા આવ્યુ ચૈત્ર વદ આઠમને દિવસે ભગવાનનો જન્મ થયો [2]આ સુવર્ણ દિવસ ભારતીય સ સ્કૃતિના ઇતિહાસમા સોનેરી અક્ષરોથી અ કિત કરવામા આવ્યો છે

ભગવાન શ્રી ઋષભદેવ જૈન સ સ્કૃતિની દૃષ્ટિથી પ્રથમ તીર્થ કર છે શ્રીમદ્ ભાગવતની દૃષ્ટિએ તે વિષ્ણુના અવતાર છે ભગવાન શ્રી વિષ્ણુ મહારાજ નાભિનુ પ્રિય કરવા તેના અ ત પુરની મહારાણી મરુદેવીના ગર્ભમા આવ્યા તેમણે આ પવિત્ર શરીરનો અવતાર વાતરશના શ્રમણ ઋષિઓના

---

१ तत्र भगवतो नामनिबन्धन चतुर्विंशतिस्तवे वक्ष्यति
 ऊरूसु उसभलञ्छणमुसभ सुमिणमि तेण उसभजिणो
 આવ-મિ-મવૃત્તિ પૃ ૧૯૨, ૧

२ चेत्त बहुलट्ठमीए जातो उसभो असाढनक्खत्ते
 આવ ન મલ વૃત્તિ ગા ૧૮૪, પૃ ૧૬૩

(ख) उसभे अरहा कोसलिए जेसे गिम्हाण पढमे मासे पढमे पक्खे चित्तबहुले तस्सण चित बहुलस्स अट्ठमीपक्खेण नवण्ह मासाण बहुपडिपुण्णाण अद्धट्ठमाण य राइदियाण जाव आसाढा हिं नक्खत्तेण जोगमुवागएण आरोग्गा आरोग्ग पयाया ।
 કલ્પસૂત્ર સૂ ૧૯૩, પૃ ૫૮, પુણ્ય

ધર્મને પ્રગટ કરવાની ઇચ્છાથી ગ્રહણ કર્યો.[1]

શિવપુરાણમાં લખ્યા મુજબ ભગવાન શ્રી ઋષભદેવ શિવના અઠ્ઠાવીસ યોગાવતારમાં છે.[2] તેમણે ઋષભદેવના રૂપે અવતાર કર્યો.[3] પ્રભાસ પુરાણમાં પણ એવો જ ઉલ્લેખ છે.[4]

ડૉક્ટર રાજકુમાર જૈને "वृषभदेव तथा शिव सम्बन्धी प्राच्य मान्यताए"[5] શીર્ષક લેખમાં વેદ ઉપનિષદ ભાગવત

---

१ ....प्रसादितो नाभेः प्रियचिकीर्षया तदवरोधायने मरुदेव्यां धर्मान् दर्शयितुकामो वातारशनानां श्रमणानां ऋषीणाम् ऊर्ध्वमन्थिनां शुक्लया तनुवावतारः ॥

–શ્રીમદ્ ભાગવત પંચમ સ્કંધ

૨ શિવપુરાણ ૭, ૨, ૯

३ इत्थं प्रभाव ऋषभोऽवतारः शंकरस्य मे ।
सतां गतिर्दीनबन्धुर्नवतमः कथितस्व ॥
ऋषभस्य चरित्रं हि परमं पावनं महत् ।
स्वर्ग्यं यशस्यमायुष्यं श्रोतव्यं च प्रयत्नतः ॥

-શિવપુરાણ ૪-૪૭-૪૮

४ कैलासे विमले रम्ये वृषभोऽयं जिनेश्वरः ।
चकार स्वावतारं च सर्वज्ञः सर्वगः शिवः ॥

–પ્રભાસ પુરાણ ૪૯

૫ મુનિ શ્રી હજારીમલ સ્મૃતિ ગ્રન્થ પૃ ૬૦૯

પ્રભૃતિ ગ્રંથોના સો કરતાયે વધારે પ્રમાણો દઈને એ બાબત સિદ્ધ કરવાનો પ્રયાસ કર્યો છે કે ઋષભદેવ અને શિવ એક જ છે, જુદા જુદા નથી શ્રમણ અને બ્રાહ્મણ એ બને પરંપરાના તે આદિ પુરુષ છે

વંશ-ઉત્પત્તિ

જ્યારે ઋષભદેવ એક વર્ષથી પણ થોડા નાની ઉંમરના હતા, તે વખતે તે પિતાના ખોળામાં બેસીને ક્રીડા કરી રહ્યા હતા શક્રેન્દ્ર હાથમાં ઇક્ષુ એટલે કે શેરડી લઈને આવ્યા[1] ઋષભદેવે લેવા માટે હાથ લંબાવ્યો એથી ઇક્ષુ+આકુ (ભક્ષણાર્થે) ઇક્ષ્વાકુવંશના નામથી તે જાણીતો થયો[2]

વિવાહપરમ્પરા

યૌગલિક-પરમ્પરામાં ભાઈ અને બહેન જ પતિ અને પત્નીના રૂપમાં ફેરવાઈ જતા હતાં સુનંદાના ભાઈનુ અકાળ મૃત્યુ થઈ જવાથી[3] ઋષભદેવે સુનન્દા તથા સહજાત સુમંગલાની સાથે પાણિગ્રહણ કરી નવી વ્યવસ્થાનો

१ दसूणग च वरिस सक्कागमण च वसठवणा य ।
—આવ નિ ગા ૧૮૫ મલયવૃત્તિ પૃ ૧૯૨/૧

२ सक्को वसट्ठाणे इक्खु अगूतेण हुति इक्खागा ।
—આવ નિ ગા ૧૮૬ મલ પૃ ૧૯૨/૨

३ पढमो अकालमच्चू तहिं तालफलेण दारको उ हतो ।
कन्ना य कुलगरे हि य सिट्ठे गहिया उसभपत्ती ॥
—આવ નિ ગા ૧૯૦ મ વૃ ૧૯૩

સૂત્રપાત કર્યો.[1] સુમંગલાએ ભરત અને બ્રાહ્મીને તથા સુનન્દાએ બાહુબલી અને સુન્દરીને જન્મ આપ્યો.[2] ત્યારબાદ સુમંગલાને ક્રમશઃ અઠ્ઠાણુ બીજા પુત્રો થયા.[3]

**સર્વ પ્રથમ રાજા :**

શ્રી ઋષભદેવના પિતા 'નાભિ' છેલ્લા કુલકર હતા. જ્યારે તેના નેતૃત્વમાં જ ધિક્કારનીતિનું ઉલ્લંઘન થવા લાગ્યુ, પ્રાચીન મર્યાદાઓ વિચ્છિન્ન થવા લાગી, ત્યારે તે અવ્યવસ્થામાંથી યૌગલિક ગભરાઈને શ્રી ઋષભદેવ પાસે ગયા અને તેમને સમસ્ત પરિસ્થિતિથી માહિતગાર કરાવ્યા.[4] ઋષભદેવે "કહ્યું-જેઓ મર્યાદાઓનુ અતિક્રમણ કરે છે તેમને

---

१ भोग-समत्थं नाउं वरकम्मं तस्स कासि देविंदो ।
दोण्हं वरमहिलाणं बहुकम्मं कासि देवीतो ॥
—આવ નિ. ગા. ૧૯૧. પૃ. ૧૯૩

(ખ) ત્રિષષ્ઠિ ૧-૨-૮૮૧

२ देवी सुमंगल्लाए भरहो बंभीय सिहुणगं जायं ।
देवीए सुनंदाए वाहुवली सुंदरी चेव ॥
—આવશ્યક મૂલભાષ્ય

(ख) छप्पुव्वसयसहस्सा पुव्विंजायस्स जिणवरिंदस्स ।
तो भरहबंभि सुंदरि वाहुवली चेव जायाइ ।
—આવ. નિ. ગા. ૧૯૨, મ. વૃ. ૧૯૪-૧

३ अउणापन्नं जुयले पुत्ताण सुमंगला पुणो पसवे ।
આ. નિ. ગા. ૧૯૩, મ. વૃ ૧૯૪-૧

४ नीतीण अइक्कमणे निवेयणं उसभसामिस्स
આવ. નિ ગા. ૧૯૩ મ. વૃ. પ. ૧૯૪

દડ મળવો જોઇએ અને તે વ્યવસ્થા રાજા જ કરી શકે છે કારણ કે શક્તિના બધા સ્રોત તેનામાં જ કેન્દ્રિત હોય છે ” સમયને ઓળખનારા નાભિએ યૌગલિકોની વિનમ્ર પ્રાર્થના સાભળીને ઋષભદેવનો રાજ્યાભિષેક કરી તેમને રાજા ઘોષિત કરવામા આવ્યા [1] ઋષભદેવ રાજા બન્યા અને બાકીની જનતા પ્રજા આ રીતે પહેલેથી ચાલી આવેલી ‘ કુલકર ’ વ્યવસ્થાનો અન્ત આવ્યો અને એક નવા જ અધ્યાયનો પ્રારભ થયો

રાજ્યાભિષેકના સમયે યુગલ-સમૂહ કમલપત્રોમા પાણી લાવીને ઋષભદેવના પાદ-પદ્મોનું પ્રક્ષાલન કરવા લાગ્યા તેમના વિનીત સ્વભાવને ધ્યાનમાં રાખીને નગરીનુ નામ વિનીતા રાખ્યુ [2] તેનુ બીજુ નામ અયોધ્યા પણ છે એ પ્રાન્તનુ નામ વિનીત ભૂમિ[3] અને “ઇક્ષ્વાગ ભૂમિ”[4] રાખ્યુ થોડા સમય પછી પ્રસ્તુત પ્રાત મધ્યપ્રદેશના નામથી પ્રખ્યાત થયો [5]

---

१ राया करेइ दड सिट्ठे ते वेंति अम्हवि स होउ ।
मगाह य कुलगार सो य बेइ उसमो य भे राया
આવ નિ ગા ૧૯૪ મ વૃ ૧૯૪

२ भिसीणीपत्तेहियरे उदयं घेत्तु छुहन्ति पाएसु
साहु विणीया पुरिसा, विणीयनयरी अह निविट्ठा ॥
–આવ નિ ગા ૧૯૬, મ વૃ ૧૯૫-૧

૩ આવશ્યક સૂત્ર મલવૃત્તિ પ ૧૫૭-૩

૪ (ક) આવશ્યક સૂત્ર મ વૃ પ ૧૬૩
(ખ) આવ નિ હારિભદ્રીય ટીકા પ, ૧૨૦-૨

૫ આવ નિર્યુક્તિ હારિ ટીકા ગા ૧૫૧ પ, ૧૦૯-૨

## દંડ અને વ્યવસ્થાનો વિકાસ

માનવજાતિને વિનાશના ખાડામાં પડતી બચાવવા માટે અને રાજ્યની સુવ્યવસ્થાના હેતુથી આરક્ષકદળની સ્થાપના કરી જેના અધિકારી 'ઉગ્ર' કહેવાયા. મંત્રી-મંડળ બનાવ્યુ જેના અધિકારી 'ભોગ' નામથી પ્રસિદ્ધ થયા. સમ્રાટના નજીકના જનો જે પરામર્શપ્રદાતા હતા, જે સલાહ આપતા હતા તે 'રાજન્ય'ના નામથી વિખ્યાત થયા અને બીજા રાજકર્મચારી 'ક્ષત્રિય' નામથી ઓળખાવા લાગ્યા.[1]

રાજ્યશક્તિના સંરક્ષણ માટે ચાર પ્રકારની સેના તથા સેનાપતિઓનું નિર્માણ કરવામાં આવ્યુ.[2]

સામ, દામ દંડ, અને ભેદ નીતિનું પ્રચલન કર્યું. ચાર પ્રકારની દંડ-વ્યવસ્થા નિર્મિત કરી: ૧ પરિભાષ, ૨ મણ્ડલબન્ધ, ૩ ચારક, ૪ છવિચ્છેદ.[3]

**પરિભાષ :**

અપરાધી વ્યક્તિને થોડા સમય માટે આક્રોશપૂર્ણ શબ્દોમાં નજરબંદીનો દંડ દેવો.

---

૧ उग्गा भोगा रायण्ण खत्तिया संग्रहो भवे चउहा ।
आरक्ख गुरुवयंसा सेसा जे खत्तिया ते उ ॥
આવ. નિ. ગા. ૧૯૮ મ. વૃ. પ. ૧૯૫-૧

(ખ) ત્રિષષ્ઠી ૧/૨/૯૭૪-૭૬

૨ ત્રિષષ્ઠી ૧/૨/૯/૨૫-૯-૩૨

૩ સ્થાનાંગવૃત્તિ ૭-૩-૫૫૭

મ ડલ બ ધ

સીમિત ક્ષેત્રમા રહેવાનો દ ડ દેવો

ચારક

બન્દીગૃહમા બ ધ રાખવાનો દ ડ દેવો એટલે કેદમા પૂરવાનો દ ડ દેવો

છવિચ્છેદ

કર એટલે કે હાથ વગેરે અ ગોનુ છેદન કરવાનો દ ડ દેવો

આ ચારે નીતિઓનુ કયારે ચલણ શરૂ થયુ તે બાબતમા વિદ્વાનોના જુદાજુદા મત છે કેટલાક બણકાર વિદ્વાનોની માન્યતા છે કે પ્રથમ બે નીતિઓ ઋષભના સમયમા[1] ચાલી અને બે ભરતના સમયમા આચાર્ય અભયદેવના મ તવ્ય પ્રમાણે આ ચારે નીતિઓ ભરતના સમયમા ચાલી[2] આચાર્ય ભદ્રબાહુ અને આચાય મલય-ગિરિના અભિમત પ્રમાણે બ ધ (બેડીનો પ્રયોગ) અને ઘાત (ડડાનો પ્રયોગ) ઋષભનાથના સમયમા શરૂ થઈ ગયો હતો[3]

---

१ आद्यद्वयमृषभकाले अन्ये तु भरतकाले इत्यन्ये ।
-સ્થાનાગવૃત્તિ ૭-૩-૫૫૭

२ परिभाषणाउ पढमा मडल बधम्मि होइ बीयातु ।
चारग छविछेदादिभर हत्त चउविहा नीई
-સ્થાનાગવૃત્તિ ૭-૩-૫૫૭

३ निगडाइजमो बन्धो, घातो दण्डादिताडणया
-આવ નિ ગા ૨૧૭

અને મૃત્યુદંડનો આરંભ ભરતના સમયમાં થયો.[1]

**ખાદ્ય સમસ્યા**

કન્દ, મૂલ, પત્ર, પુષ્પ અને ફળ આ ઋષભદેવના પૂર્વજોનો-પૂર્વજ-માનવીઓનો આહાર હતો.[2] પરંતુ જન-સંખ્યામાં વધારો થવાથી કન્દમૂલ પૂરતા પ્રમાણમાં ન મળી શકવાથી અન્ન વગેરેનો ઉપયોગ શરૂ કરવામાં આવ્યો. પણ પકાવવાનાં સાધન ન હોવાથી કાચું અન દુષ્પાચ્ય હોવાથી મુશ્કેલીથી પચતું આથી ઋષભદેવે હાથથી ખાવાની સલાહ આપી.[3] જ્યારે તે પણ દુષ્પાચ્ય મુશ્કેલીથી પચે

-बन्धो. निगडादिभिर्यमः-संयमनं, घातो दण्डादिभिस्ताडना, एतेऽपि अर्थशास्त्रबन्धघातास्तत्काले यथायोगं प्रवृत्ताः ।

આવ. નિ. મલ. વૃત્તિ. પ. ૧૯૯-૨

૧ मारणया जीववहो जन्ता नागाइयाण पूयातो ।

—આવ. નિ. ગા. ૨૧૮

-मारणं जीववधो-जीवस्य जीवितात् व्यपरोपणम् तच्च भरतेश्वरकाले समुत्पन्नम् ।

—આવ. નિ. ૨૧૮ નિ. મલ. વૃત્તિ પ. ૧૯૯-૨

૨ आसीय कंदहारा मूलाहारा य पत्रहारा य ।
पुप्फफलभोइणोऽवि य जइया किर कुलगरो उसभो ॥

—આ. નિ. ગા ૨૦૩

૩ आमंऽपाहारेंता अजीरमाणंमि ते जिणमुवेंति ।
हत्थेहि घंसिऊणं आहारे हत्ति ते भणिया ॥

—આ. નિ. ગા. ૨૦૫

એવું થઈ ગયું તો પાણીમાં ભીંજવીને અને મુઠ્ઠી અથવા વાળમાં રાખીને ગરમ કરીને ખાવાની સલાહ આપી[૧] જ્યારે તેનાથી પણ અજીર્ણનો વ્યાધિ સમાપ્ત ન થયો ત્યારે લાકડીઓને ઘસીને અગ્નિને પેદા કર્યો અને પાત્રનું નિર્માણ કરી તથા પાકવિદ્યા એટલે કે રાંધવાની કળા શીખવીને ખાદ્ય સમસ્યાનું-ખાવાના પ્રશ્નનું નિરાકરણ કર્યું[૨] કદાચ એટલા માટે જ અથર્વવેદે ઋષભસૂક્તમાં ભગવાન ઋષભને અન્ય વિશેષણોની સાથે "जातवेदस (અગ્નિ)ના રૂપે સ્તુતિ કરી છે"[૩]

### કળાનું અધ્યયન

જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિની વૃત્તિ અનુસાર સમ્રાટ ઋષભદેવે પોતાના જ્યેષ્ઠ પુત્ર ભરતને બોંતેર કળાઓ શીખવી અને નાના પુત્ર બાહુબલીને પ્રાણીના લક્ષણનું જ્ઞાન

---

१ आसीय पाणिघसि तिम्मिय तदुलपवालपुडभोई ।
हत्थयल पुडाहारा जइया किल कुलगरो उसभो ॥
घसे उण तिम्मण घसणतिम्मणपवाल पुडभोइ ।
घसणत्तिम्मपवाले हत्थउडे कक्खसेए य
—આવ નિ ગા ૨૦૬-૨૦૭

२ पक्खेवडहणमोसहि कहण निग्गमण हत्थिसीसम्मि ।
पयणारंभपवित्ती ताहे कासीय ते मणुया ॥
—આવ નિ ગા ૨૦૯

૩ અથર્વવેદ ૯-૪-૩

કરાવ્યું.[1] પ્રિય પુત્રી બ્રાહ્મીને અઢાર વિષયોનું અધ્યયન કરાવ્યું.[2] અને સુન્દરીને ગણિત વિદ્યાનું પરિજ્ઞાન કરાવ્યું.[3] વ્યવહાર સાધનને માટે માન (માપ), ઉન્માન (તોલા, માસા વગેરે વજન), અવમાન (ગજ, ફૂટ, ઇંચ) તથા પ્રતિમાન (અધોળ, નવટાંક, શેર, મણ વગેરે) શીખવ્યું.[4] મણિ વગેરે ઓળખવાની કલા પણ બતાવી.[5]

આ પ્રમાણે સમ્રાટ ઋષભદેવે પ્રજાના હિતને માટે. તેના અભ્યુદયને માટે, પુરુષોની બોતેર કળાઓ, સ્ત્રીઓની

---

૧ કલ્પસૂત્ર સુબોધિકા. ટીકા સારા. ન. પૃ. ૪૯૬

(ख) भरहस्स रुवकम्मं, नराइलक्खणमहोइमं वलिणो ।

—આ. નિ. ગા. ૨૧૩

૨ लेहं लिवीविहाणं जिणेणं बंभीए दाहिणकरेणं

—આ. નિ. ગા. ૨૧૨

(ખ) વિશેષાવશ્યક ભાષ્યવૃત્તિ ૧૩૨

(ગ) ત્રિપષ્ઠી ૧

(ઘ) કલ્પસૂત્ર સુબો. સારા. ન. પૃ ૪૯૬

૩ गणियं संखाणं सुंदरीए वामेण उवइट्ठं

—આવ. નિ. ગા. ૨૧૨

(ખ) વિશેષા. ભાષ્યવૃત્તિ ૧૩૨

૪ माणुम्माणवमाणंपमाणगणिमाइ वत्थुणं

—આવ. નિ ગા. ૨૧૩

૫ मणियाइ दोराइसु पोता तह सागरंमि वहणाइं ।
ववहारो लेहवणं कज्जपरिच्छेयणत्थं वा ॥

—આવ. નિ ગા. ૨૧૪

ચોસઠ કળાઓ અને સો શિલ્પોનું પરિજ્ઞાન કરાવ્યુ [૧] અસિ, મષિ અને કૃષિ (સુરક્ષા, વ્યાપાર અને ઉત્પાદન)ની વ્યવસ્થા કરી કલાઓનુ નિર્માણ કર્યું પ્રવૃત્તિઓનો વિકાસ કરી જીવનને સરસ, શિષ્ટ અને વ્યવહાર યોગ્ય બનાવ્યુ [૨]

છેવટમા પોતાનો ઉત્તરાધિકારી ભરતને બનાવી અને બીજા નવાણુ કુમારોને-પુત્રોને જુદુ જુદુ રાજ્ય આપીને[૩] પોતે સાધનાના પથ પર આગળ વધવા માટે તૈયાર થઈ ગયા

---

૧ रज्जवासमज्झेव समाणे लेहाइयाओ गणियप्पहाणाओ सउणरुयपज्जवसाणाओ बाहत्तरिं कलाओ चोवट्ठिं महिला-गुणे सिप्पसय च कम्माण तिन्नि वि पयाहियाए उतेदिसइ।

કલ્પસૂત્ર સૂ ૧૯૫ પૃ ૫૭ પુણ્ય

(ખ) જમ્બૂદ્વીપ પ્રજ્ઞપ્તિ સૂ ૩૬ પૃ ૭૭

અમોલક ઋષિ

૨ कलाद्युपायेन प्राप्तसुखवृत्तिकस्य चौर्यादिव्यसनासक्तिरपि न स्यात् कर्माणि च कृषिवाणिज्यादीनि जघन्यमध्यमोत्कृष्ट-भेदभिन्नानि त्रीण्येतानि प्रजाया हितकराणि निर्वाहाभ्युदय-हेतुत्वात्।

—જમ્બૂદ્વીપ પ્રજ્ઞપ્તિ ટીકા વક્ષસ્કર

(ख) पहुणा उ देसियाइ सव्वकलासिप्पकम्माइ-

—આવ નિ ગા ૨૨૯

૩ उवदिसत्ता पुत्तसय रज्जसए अभिसचई

—કલ્પસૂત્ર, સૂ ૧૯૫ પૃ ૫૭ પુણ્ય

(ख) उवदिसित्ता पुत्तसय रज्जसए अभिसचई

—જમ્બૂ સ ૩૬ પૃ ૭૭ અમોલખ

## ભરત ઉપરથી ભારત વર્ષ

અહીં એ વાત યાદ રાખવી જરૂરી છે કે પ્રતાપપૂર્ણ, પ્રતિભાસંપન્ન ભરત એક અભિજાત પુત્ર હતા. પિતાદ્વારા મળેલી રાજ્યશ્રીને તેણે ઘણી વધારે વિસ્તૃત કરી અને પોતે છ ખંડનો અધિપતિ ચક્રવર્તી સમ્રાટ બન્યો.[1] કેવળ લોકોના તન પર જ નહિ પણ મન પર પણ શાસન કર્યું. તેની પુણ્ય સ્મૃતિમાં જ પ્રકૃત દેશનું નામ ભારતવર્ષ પડયું.

વસુદેવ હિંડી,[2] જમ્બૂદ્વીપ પ્રજ્ઞપ્તિ,[3] શ્રીમદ્ ભાગવત,[4] વાયુપુરાણ[5] અગ્નિપુરાણ,[6]

---

૧ જમ્બૂદ્વીપ પ્રજ્ઞપ્તિ ભરતાધિકાર

૨ तत्थ भरहो भरहवास चूडामणी ।
तस्सेव नामेण इहं भारहवासं ति पव्वुचति
—વસુદેવ હિણ્ડી પ્ર. ખ પૃ. ૧૮૬

૩ भरतनाम्नश्चक्रिणो देवाच्च भारतनाम प्रवृत्तं भरतवर्षाच्च तयोर्नाम —જમ્બૂદ્વીપ પ્રજ્ઞપ્તિ વૃત્તિ

૪ येषां खलु महायोगी ज्येष्ठः श्रेष्ठगुण आसीद्येनेदं वर्षं भारतमिति व्यपदिशन्ति ।
—શ્રીમદ્ ભાગવત પુરાણ સ્કન્ધ ૫ અ ૪-૯

૫ हिमाह्वयं दक्षिणं वर्षं भरताय न्यवेदयत् ।
तस्माद् भारतं वर्षं तस्य नाम्ना महात्मनः ॥
—વાયુપુરાણ અધ્યા. ૩૩. શ્લો. ૫૨

૬ भरताद् भारतवर्षं भरतात् सुमतिस्त्वभूत् ।
—અગ્નિ. અધ્યાય ૧૦, શ્લો. ૧૨

નારદપુરાણ,[1] વિષ્ણુપુરાણ,[2] ગરુડપુરાણ,[3] બ્રહ્માંડપુરાણ,[4] માર્કન્ડેયપુરાણ,[5] વારાહપુરાણ,[6] સ્કંધપુરાણ,[7]

१ आसीत् पुरा मुनिश्रेष्ठो भरतो नाम भूपतिः ।
आर्षभो यस्य नाम्नेदं भारतं खण्डमुच्यते ॥
—નારદપુરાણ અધ્યાય ૪૮ શ્લો ૫

२ ऋषभाद् भरतो जज्ञे ज्येष्ठ पुत्रशताग्रजः ।
ततश्च भारतं वर्षमेतल्लोकेषु गीयते ॥
—વિષ્ણુપુરાણ અંશ ૨, અધ્યાય ૧ શ્લો ૩૩

૩ અધ્યાય ૧ શ્લો ૧૩

४ सोऽभिषिच्यर्षभः पुत्रं महाप्राव्राज्यमास्थितः ।
हिमाद्रेर्दक्षिणं वर्षं तस्य नाम्ना विदुर्बुधाः ॥
—બ્રહ્માંડ અ ૧૪, શ્લો ૬૧

५ अग्निध्रसूनोर्नाभेस्तु ऋषभोऽभूत् सुतो द्विजः
ऋषभाद्भरतो जज्ञे वीरः पुत्रशताद् वरः ।
सोऽभिषिच्यर्षभः पुत्रं महाप्राव्राज्यमास्थितः ।
तपस्तेपे महाभागः पुलहाश्रमसंशयः ॥
हिमाह्वयं दक्षिणं वर्षं भरताय पिता ददौ ।
तस्मात्तु भारतं वर्षं तस्य नाम्ना महात्मनः ।
—માર્કન્ડેય પુરાણ ૬૩-૩૮-૪૦

६ हेमाद्रेर्दक्षिणं वर्षं महद् भारतं नाम शशास
—વારાહપુરાણ અધ્યાય ૭૪

७ तस्य नाम्ना त्विदं वर्षं भारतं चेति कीर्त्यते
—સ્કંધપુરાણ અ ૩૭ શ્લો ૫૭

લિંગપુરાણ,[1] શિવપુરાણ,[2] વિશ્વકોષ,[3] પ્રભૃતિ–વગેરે ગ્રન્થોનાં ઉદ્ધરણોના પ્રકાશમાં પણ એટલુ તો તદ્દન સ્પષ્ટ છે કે ઋષભપુત્ર ભરતચક્રવર્તીના નામથી જ પ્રસ્તુત દેશનું નામ ભારતવર્ષ પડયુ. પાશ્ચાત્ય વિદ્વાન શ્રી જે સ્ટીવેન્સ[5]નો પણ એ જ અભિમત છે અને પ્રસિદ્ધ ઇતિહાસકારો શ્રી ગંગાપ્રસાદ એમ. એ. તથા શ્રી રામધારીસિંહ દિનકર[6]નું પણ એ જ મંતવ્ય છે.

---

૨ तस्मात्तु भारतं वर्षं तस्य नाम्ना विदुर्बुधाः
–લિંગપુરાણ અ. ૪૭ શ્લો. ૨૪

૩ तत्रापि भरते ज्येष्ठे खण्डेऽस्मिन् स्पृहलीयके ।
तन्नामा चैव विख्यातं खण्डं च भारतं तदा ॥
–શિવપુરાણ અધ્યા. ૫૨

૪ "नाभिके पुत्र ऋषभ और उनके पुत्र भरत थे । भरतने धर्मानुसार जिस वर्षका शासन किया उनके नामानुसार वही भारतवर्ष कहलाया. । "
–હિન્દી વિશ્વકોષ

૫ Brahmanical Puranas Prove Rishabha to be the father of that Bharat, from whom India took to name Bharatvarsha.
–Kalpasutra Introd-P. XVI

૬ ऋषियोंने हमारे देशका नाम प्राचीन चक्रवर्ती सम्राट् भरतके नाम पर भारतवर्ष रखा था ।

જે વિદ્વાનો દુષ્ય તના પુત્ર ભરત ઉપરથી ભારતવષનુ[1] નામ સસ્થાપિત કરવા ઇચ્છે છે પણ પ્રબળ પ્રમાણોના અભાવે તેમની વાત કઈ રીતે માન્ય કરી શકાય ? તેમણે સાપ્રદાયિક અભિનિવેષ છોડીને આ સત્ય-તથ્ય સ્વીકારી લેવું જોઈએ કે ઋષભપુત્ર ભરતના નામથી જ ભારતવર્ષ પ્રસિદ્ધ થયો[2]

દાન

અભિનિષ્ક્રમણની પહેલા ઋષભદેવે પ્રભાતની પુણ્ય પળોમા એક વર્ષ સુધી એક કરોડ આઠ લાખ સુવર્ણ-મુદ્રાઓ પ્રતિદિન દાનમા આપી આ પ્રમાણે એક વર્ષમા ત્રણ અરબ અઠ્યાશી કરોડ અને એશી લાખ સુવર્ણ-મુદ્રાઓનું દાન કર્યું[3] દાન આપીને જન જનના અત માનસમા ભવ્ય ભાવના પેદા કરી

---

१ भरत ऋषभदेवके ही पुत्र थे जिनके नाम पर हमारे देशका नाम भारत पडा"
-સસ્કૃતિકે ચાર અધ્યાય પૃ ૧૨૯

२ एगा हिरण्णकोडी अट्ठेव अणूणगा सयसहस्सा ।
सूरोदयमाइय दिज्जइ जा पायरा द्दासाओ ॥
-આવ નિર્યુ ગા ૨૩૯

३ तिण्णेव य कोडिसया अट्ठासीई अहोंति कोडीओ ।
असियं च सयसहस्सा एय सवच्छरे दिण्ण ॥
-આવ નિ ગા ૨૪૨

## મહાભિનિષ્ક્રમણ

ભારતીય ઇતિહાસમાં ચૈત્ર વદ અષ્ટમીનો દિવસ હંમેશાં સ્મરણીય રહેશે કે જે દિવસે સમ્રાટ[1] ઋષભે રાજ્યવૈભવને ઠોકર મારીને, ભોગવિલાસને તિલાંજલિ આપીને પરમાત્મતત્ત્વને જાગ્રત કરવા માટે "सव्वं सावज्जं जोगं पच्चक्खामि" બધી જ પાપ પ્રવૃત્તિઓનો પરિત્યાગ કરું છું એવી ભવ્ય ભાવના સાથે વિનીતા નગરમાંથી નીકળીને સિદ્ધાર્થ ઉદ્યાનમાં અશોકવૃક્ષની નીચે ષષ્ટમ ભક્તના તપથી યુક્ત થઇને સર્વ પ્રથમ પરિવ્રાટ્ બન્યા.[2] ભગવાનના પ્રેમથી પ્રેરિત થઇને ઉગ્રવંશ, ભોગવંશ, રાજન્યવંશ અને ક્ષત્રિયવંશના ચાર હજાર સાધકોએ પણ સાથે સાથે જ

---

१ जे से गिम्हाणं पढमे पक्खे चेत वहुले तस्सणं चेत्त-
वहुलस्स अट्ठमीपक्खेणं ।

—કલ્પસૂત્ર સૂ. ૧૯૫ પૃ ૫૭

(ख) चेत्तबहुलट्ठमीए चउहिं सहस्सेहि सो उ अवरण्हे ।
सीया सुदंसणाए सिद्धत्थवणाम्मि छटेणं ॥

—આવ. નિ ગા. ૩૩૬

२ जाव विणीयं रायहाणि मज्झं मज्झेणं निग्गच्छइ निरत्ता जेणेव सिद्धत्थवणे उज्जाणे जेणेव असोगवरपायने तेणेव उवागच्छइ, तेणे[2]त्ता असोगरवर पायवस्स अहे जाव सयमेव चउमुट्ठियं लायं करेइ[2] रत्ता छट्ठेण भत्तेणं अप्पाणएणं..

—કલ્પસૂત્ર સૂ. ૧૯૫ પૃ. ૫૭

(ખ) જમ્બૂદ્વીપ પ્રજ્ઞપ્તિ. સૂ. ૩૬ પૃ. ૮૦-૮૧ અમો.

સંયમ ગ્રહણ કર્યો[૧] જો કે એ ચાર હજાર સાધકોને ભગવાનનું અનુકરણ કરી સ્વયં લુંચન આદિ ક્રિયાઓ કરી[૨] ભગવાન શ્રમણ બન્યા પછી અખંડ મૌનવ્રતી બનીને એકાન્ત શાન્ત સ્થાનમાં ધ્યાનસ્થ બનીને રહેવા લાગ્યા[૩] ઘોર અભિગ્રહોને ગ્રહણ કરી અનાસક્ત બની ભિક્ષા અર્થે

૧ उग्गाण भोगाण रायन्नाण च खत्तियाण च ।
चउहिं सहस्सेहुसभो सेसा उ सहस्स परिवारा ॥
—આવ નિ ગા ૨૪૭

(ख) उग्गाण भोगाण राइन्नाण च खत्तियाण च चउहिं सहस्सेहिं सद्धिं एग देवदूसमादाय मुंडे भवित्त । आगाराओ अणगारियं पव्वइए
—કલ્પસૂત્ર સૂ ૧૯૫ પૃ ૫૭

(ग) उग्गाण भोगाण रायण्णाण च खत्तियाण च ।
चउहिं सहस्सेहिं उसहो सेसा उ सहस्स परिवारा ।
—સમવાયાંગ ૧૫

(घ) उग्गाण भोगाण राइन्नाण चउहिं सहस्सेहिं सद्धिं ।
—જમ્બૂદ્વીપ સૂ ૩૬, પૃ ૮૦–૮૧, અમો

૨ चउरो साहस्सीओ लोय काऊण अप्पणा चेव ।
ज एस जहा काही त तह अम्हे वि काहामो ॥
—આવ નિ ગા ૩૩૭

૩ મહાપુરાણ ૧૮–૨

(ख) णत्थिण तस्स भगवन्तस्स कत्थइ पडिबंधे ।
જમ્બૂ પ્રજ્ઞપ્તિ વક્ષસ્કાર સૂ ૩૯

ગામ પછી ગામ એમ વિચરણ કરતા કરતા[1] પરભિક્ષા તથા તેની વિધિથી જનતા જનાર્દન અજાણ્યા હોવાથી ભિક્ષા મળતી ન હતી.[2] તે ચાર હજાર શ્રમણો લાંબા કાળ સુધી એમની રાહ જોઈ રહ્યા કે ભગવાન મૌન છોડીને અમારી સુધ-બુધ લેશે. અમારા સુખનો સગવડનો વિચાર કરશે અમારી સંભાળ લેશે પણ ભગવાન આત્મસ્થ હતા. તે કંઈ બોલ્યા નહિ. તે શ્રમણો ભૂખતરસથી ત્રાસી જઈને સમ્રાટ ભરતના ભયથી[3] ફરીને ગૃહસ્થ ન બનતાં વલ્કલધારી તાપસ વગેરે થઈ ગયા.[4] ભગવાનના પૌત્ર

---

१ उसभो वरवसभगई घेत्तूण अभिग्गहं परमघोरं ।
वासट्ठचत्तदेहो विहरइ गामाणुगामं तु ॥
—આવ નિ. ગા. ૩૩૮

२ नवि ताव जणो जाणइ का भिक्खा केरिसा व भिक्खयरा ?
—આવ. નિ. ગા. ૩૩૯

३ भरतलज्जया गृहगमनमयुक्तम् आहारमन्तरेण चासितुं न शक्यते ।
આવ. નિ. મલગિરિવૃત્તિ પૃ. ૨૧૬

४ ते भिक्खमलभमाणा वणमज्झे तावसा जाता ।
—આવ. નિ. ગા. ૩૩૯

(ख) केचिद् वल्कलिनो भूत्वा, फलान्यादन् पपुः पयः । परिधाय परे जीर्णं कौपीनं चक्रुरीप्सितम् । अपरे भस्मनोद्गुण्ठ्य, स्वान् देहान् जटिनो भवन् । एक दण्डधरा केचित् केचिच्चासंस्त्रिदण्डितः ॥ प्राणैरार्तास्तदेत्यादि वेषैर्वृतिरे चिरम् ।

મરીચિથી યોગશાસ્ત્ર અને સાંખ્યશાસ્ત્રનુ પ્રવર્તન થયુ [1]
ભગવાન ઋષભદેવ અમ્લાન ચિત્તથી, અવ્યથિત મનથી
ભિક્ષા માટે નગર તથા ગ્રામોમા પરિભ્રમણ કરવા લાગ્યા
[2]ભાવનાશીલ માનવીઓ ભગવાનને જોઇને ભક્તિભાવનાથી
વિભોર બનીને, પોતાની રૂપવતી કન્યાઓને, સારા સારા
વસ્ત્રોને, અમૂલ્ય આભૂષણોને ગ્રહણ કરવા માટે પ્રાર્થના
કરતા, પણ કોઈપણ ભિક્ષાને માટે વાત ન કરતા ! ભગવાન
એ વસ્તુઓ ગ્રહણ કર્યા વિના જ પાછે પગલે પાછા ફરી
જતા તો તેઓ એ સમજી શકયા નહિ કે ભગવાનને
કઈ વસ્તુની જરૂર છે તેથી તેઓ મૂઝવણમા પડી જતા

वन्यै फलिपुमि स्वच्छे जले कन्दादिभिश्च ते। भरताद्
निम्यता तेषा देशत्याग स्वतोभवत्। ततस्ते वनमाश्रित्य,
तस्थुस्तत्र कृतोटजा तदासत्लापसा पूर्व, परिव्राजश्च केचन
पाषण्डिना ते प्रथमे बभूवुर्मोहदूषिता ॥

–મહાપુરાણ ૧૮-૨૫-૨૯

१ मरीचिश्च गुरोनप्ता, परिव्राड्भूयमास्थित
तदुपज्ञमभूद्योगशास्त्र तन्त्र च कापिलम् ।
यनाय मोहितो लोक सम्यग्ज्ञानपराङ्मुख ।

–મહાપુરાણ ૧૮-૬૧-૬૨

२ भयभर्म्णिमणसो सवच्छरमणमिओ विहरमाणो ।
कन्नाहि निमतिज्जइ वत्थाभरणासणेहिं च ॥

–આવ નિ ગા ૩૪૧

આ રીતે એક વર્ષ પૂરું થયુ કુરુજનપદીય ગજપુરના અધિપતિ બાહુબલીના પુત્ર સોમપ્રભ રાજાના પુત્ર શ્રેયાંસે સ્વપ્ન જોયું કે સુમેરુ પર્વત શ્યામ વર્ણનો થઈ ગયો છે. તેના ઉપર મેં અમૃતકલશથી અભિષેક કરીને ફરી ચમકાવ્યો.'[1]

સુબુદ્ધિ નગર શ્રેષ્ઠીએ સ્વપ્ન જોયુ કે 'સૂર્યનાં હજાર કિરણો પોતાના સ્થાનેથી ચલાયમાન થઈ રહ્યા હતાં ત્યાં જ શ્રેયાંસે એ કિરણોને એ રશ્મિયોને એ સૂર્યમાં જ ફરીને સંસ્થાપિત કર્યાં.'[2] રાજા સોમપ્રભે સ્વપ્ન જોયુ કે 'એક મહાન પુરુષ શત્રુઓ સાથે યુદ્ધ કરી રહ્યો છે. શ્રેયાંસે તેને મદદ કરી. જેનાથી શત્રુનું બળ નાશ પામ્યુ.'[3]

१ कुरुजणवए गयपुरं नाम नगरं, तत्थ वाहुवलिपुत्तो सोमप्प भोराया, तस्स पुत्तो सेज्जंसो जुवराया, सो सुमिणे मंदरं पव्वयं सामवण्णयं पासइ, ततो अणेण अमय कलसेण अभिसित्तो अत्यहियं सोभितुमाढत्तो ।

આવ. નિર્યું. મલ. વૃત્તિ પ. ૨૧૭

(ખ) ત્રિષષ્ઠિ ૧-૩

२ नगरसेट्ठी सुवुद्धि नाम, सो सुमिणे पासइ-सुरस्स रस्सि-सहस्सं ढाणातो चलितं नवरि सेज्जंसेण हुक्खुत्तं, ततो सो सूरो अहिय यरतेयसंपन्नो जातो ।

આવ. સૂ. મલય વૃત્તિ પ. ૨૧૭-૨૧૮

(ખ) ત્રિષષ્ઠિ ૧/૩

३ राइणा एक्को पुरिसो महप्पमाणो महया रिउवलेण जुज्झंतो दिट्ठो, सेज्जंसेण साहज्जं दिण्णं, ततो तेण तव्वलं भग्गंति ।

–આવ. સૂ. મલ. વૃત્તિ પ. ૨૧૮-૧

(ખ) ત્રિષષ્ઠી ૧/૩

સવાર પડતા જ બધા સ્વપ્નના સંબંધમાં ચિંતન મનન કરવા લાગ્યા ચિંતનનો સાર એ નીકળ્યો કે અવશ્ય શ્રેયાસને વિશિષ્ટ લાભ થશે[1]

ભગવાન એ જ દિવસે વિચરણ કરતા કરતા ગજપુર પધાર્યા ચિરકાળ બાદ ભગવાનના દર્શન કરી નગરજનો ખૂબ જ આનંદ પામ્યા શ્રેયાસને પણ ખૂબ જ પ્રસન્નતા થઈ ભગવાન પણ પરિભ્રમણ કરતા કરતા શ્રેયાસને ઘેર પધાર્યા[2] ભગવાનના દર્શન અને ચિંતનની પહેલા જ પૂર્વભવની સ્મૃતિ એકદમ ઉદ્બુદ્ધ એટલે કે પેદા થઈ[3] સ્વપ્નનુ ખરુ તથ્ય જાણવામા આવ્યું તેણે પ્રેમથી ભરપૂર હાથથી તાજા આવેલા શેરડીના રસનો કલશ ગ્રહણ કરી ભગવાનના કરકમળોમા રસ વહોરાવ્યો ભગવાને પણ વિશુદ્ધ આહાર જાણીને એ રસ ગ્રહણ કર્યો[4] આ રીતે ભગવાન શ્રી ઋષભદેવને એક સંવત્સર પછી ભિક્ષા પ્રાપ્ત

---

१ कुमारस्स महतो कोडविलाभो भविस्स इत्ति ।
—આવ સૂ મ વૃ પ ૨૧૮/૧

२ भगवपि अणाउलो सवच्छरखमणसि अडमाणो, सेयसभवण मइगतो ।
—આવ સૂ મ વૃ ૨૧૮

३ जाइस्सरण जाय ।
—આવ સૂ મ વૃ ૨૧૮

४ गयपुर सेज्जस खोयरसदाण वसुहार पीढ गुरुपूया ।
—આ નિર્યુક્તિ ગા ૩૪૫

થઈ.[1] અને સર્વપ્રથમ શેરડીના રસનું પાન કરવાના કારણે તે કાશ્યપ નામથી પણ ઓળખાવા લાગ્યા[2]

(ख) उसभस्स उ पारणए इक्खुरसो आसि लोगणाहस्स।

—આવ. નિ. ગા. ૩૪૪

(ग) उसभस्स पढमिक्खा खोयरसो आसि लोगनाहस्स।

—સમવાયાંગ

एएसिं णं चउव्वीसाए तित्थगराण चउव्वीसं पढम-भिक्खादायारो होत्था तजहा सिज्जंस।

—સમવાયાંગ

१ संवच्छरेण भिक्खा लद्धा उसभेण लोग नाहेण।
सेसेहि बीयदिवसे, लद्धाओ पढम भिक्खाओ॥

—આ. નિ. ગા. ૩૪૨

(ख) संवच्छरेण भिक्खा लद्धा, उसभेण लोयणाहेण।

—સમવાયાંગ

२ कासं—उच्छू, तस्स विकारो—कास्यः रसः सो जस्स पाणं सो कासवो उसभ स्वामी।

—દશવૈકાલિક—અગસ્તસિંહ ચૂર્ણિ

(ख) काशो नाम इक्खुभण्णइ, जम्हा तं इक्खु पिबंति तेन काश्यपा अभिधीयंते।

—દશવૈકાલિકા—જિનદાસ ચૂર્ણિ પૃ. ૧૩૨

(ग) वर्षीयान् वृषभो ज्यायान् पुरुराद्य प्रजापतिः।
ऐक्ष्वाकुः (कः) काश्यपो ब्रह्मा गौतमो नाभिजोऽग्रुजः।

—ધનંજયનામમાલા ૧૧૪ પૃ. ૫૭

હરિવશ પુરાણે શ્રેયાસના ધ્યાને 'શ્યામ' નામ આપ્યુ છે[1]

પ્રસ્તુત અવસર્પિણી પક્ષમા સર્વપ્રથમ વૈશાખ સુદ ત્રીજને દિવસે શ્રયાસે ભગવાનને ઇક્ષુરસનુ-શેરડીના રસનુ દાન આપ્યુ તેથી તે ત્રીજ અક્ષય તૃતીયાના પર્વરૂપે પ્રસિદ્ધ થઈ[2] દાન વડે તિથિ પણ અક્ષય બની ગઈ

એક હજાર વર્ષ સુધી શ્રી ઋષભદેવ શરીરથી મમત્વ રહિત થઈને, વાસનાઓનો ત્યાગ કરીને, આત્મઆરાધના, સયમસાધના અને મનોમન્થન કરતા રહ્યા[3] જ્યારે

---

૧ હરિવ શપુરાણ

૨ वैशाखमासे राजेन्द्र, शुक्लपक्षे तृतीयका ।
अक्षया सा तिथि प्रोक्ता, कृत्तिकारोहिणीयुता ॥
(ખ) ત્રિષષ્ઠિ ૧-૩

૩ उसभे ण अरहा कोसलिए एग वाससहस्स निच्च वोसट्टकाये चियत्तदेहे जाव अप्पाण भावेमाणस्स एक्क वाससहस्स विइक्कत ।
—કલ્પસૂત્ર, સૂ ૧૯૬ પૃ ૫૮ પુણ્ય

(ख) तेण भगव वासावासवज्ज हेमत गिम्हासु गामे एगराइए नगरे पचराईए, ववगय हास सोग अरइरइ भयपरित्तासे, णिम्ममे णिरहकारे लहुभूए अगथे वासी तत्थण अदुटठे चदणाणु लेवेण अरत्ते लेट्ठु मिकचणमि अममे, इहलोए पर लोए अपडिबद्धे, जीविअ मरणे निरवकखे ससार पारगामी कम्मसघणिग्घायणट्ठाए अब्भुट्ठिए विहरइ तस्सण भगवतस्स एएण विहारेण विहरमाणस्स एगेवास सहस्से विइक्कते ॥
—જમ્બૂદ્વીપ સૂ ૪૦-૪૧, પૃ ૮૪ અમો

ભગવાન અષ્ટમતપની સાધના કરતાં કરતાં પુરિમતાલ નગરની બહાર શકટમુખ ઉદ્યાનમાં વડના ઝાડ નીચે ધ્યાન-મુદ્રામાં બેઠા હતા, ત્યારે ફાગણુ વદ અગિયારશનો દિવસ હતો. પૂર્વાહ્નનો સમય હતો. આત્મમંથન ચરમ સીમા સુધી પહોંચ્યુ, આત્મા ઉપરથી ઘનઘાતી કર્મોનુ આવરણ ખસ્યુ. ભગવાન કેવલજ્ઞાન અને કેવલદર્શનના ધર્તા બની ગયા.[1]

ભગવાનને કેવલજ્ઞાનની ઉપલબ્ધિ વટવૃક્ષની એટલે કે વડના ઝાડની નીચે થઈ હતી તેથી તેને આજ પણ આદરની દૃષ્ટિથી જોવામાં આવે છે.

---

१ तओणंजेसे हेमंताणं चउत्थे मासे सत्तमे पक्खे फग्गुणवहुले तस्सण फग्गुण वहुलस्स एक्कारसी पक्खेणं पुव्वण्हकाल समयंसि पुरिमतालस्स नयरस्स वहिया सगडमुहंसि उज्जाणंसि नग्गोहवरापायवस्स अहे अट्ठमेणं भत्तणं अपाणएणं आसाढाहिं नक्खत्तेणं जोगमुवागहणं झाणंतरियाए वद्धमाणस्स अणंते जाव जाणमाणे वासमाणे विहरइ ।

—કલ્પસૂત્ર સૂ. ૧૯૬ પૃ. ૫૮ પુણ્ય.

तित्थयराणं पढमो उसभसिरी विहरिओ निरुवसग्गं । अट्ठावओ नगवरो अग्गा भूमी जिणवरस्स छडमत्थप्परिआओ वाससहस्सं तओ पुरिमताले । निग्गोहस्स य हिट्ठा उपन्नं केवलं नाणं फग्गुण वहुले इक्कारसीह अह अट्ठमेण भत्तेण। उप्पन्नंमि अणंते महव्वया पंच पन्नवए

—આવ. નિ. ગા. ૩૩૮ થી ૩૪૦

### પ્રથમ ધર્મચક્રવર્તી

જિન બન્યા પછી ભગવાન પોતે તો કૃતકૃત્ય થઈ ચૂક્યા હતા તેઓ ઇચ્છતા તો એકાંત શાંત સ્થાનમા પોતાનુ જીવન વ્યતીત કરતા, પણ તે મહાપુરુષ હતા તેથી સમસ્ત પ્રાણીઓની રક્ષારૂપ દયા કરવા માટે તેમણે પ્રવચનો કર્યાં [1] ફાગણ વદ અગિયારશને દિવસે સર્વપ્રથમ તેમનુ આધ્યાત્મિક પ્રવચન થયુ [2] જે સાભળીને સમ્રાટ ભારતના પાચસો પુત્રો અને સો પ્રપૌત્રોએ તથા બ્રાહ્મી આદિએ પ્રવ્રજ્યા ગ્રહણ કરી [3] ભરત વગેરેએ શ્રાવક વ્રત ગ્રહણ કર્યું

(ग) फग्गुण नहुलेक्कारसि उत्तरसाढाहिं नागमुरसभस्स ।
—આવ નિ ગા ૨૬૩

(ઘ) નિષષ્ઠિ ૧/૩

(ક) જમ્બૂદ્વીપ પ્રજ્ઞપ્તિ પૃ ૮૫ અમો

१ सव्व जग जीव रक्सण दयट्ठयाए पावयण भगवया सुत्तहिय
—પ્રશ્નવ્યાકરણ સ બરછાર

२ फग्गुण वहुलेइक्कारम्सीह् अह अह अट्ठमेण भत्तेण ।
उपनमि अणत महव्वया पच पन्नरए ॥
—આવ નિ ગા ૩૪૦

३ सह मरुदेवीइ निग्गओ कहण पन्वज्ज उसभसेणस्स ।
भमी मरीइदिक्खा सुन्दरि ओरोह सुअदिक्खा ॥
पच य पुत्तसयाइ भरहस्स य सत्त नत्तुअसयाइ ।
सयराह पव्वइआ तम्मि कुमारा समोसरणे ॥
—આ નિ ગા ૩૪૪-૩૪૫

અને સુન્દરીએ પણ તેમ કર્યું.[1] આ પ્રમાણે શ્રમણ, શ્રમણી, શ્રાવક, શ્રાવિકારૂપ ચતુર્વિધ તીર્થની સ્થાપના કરીને તે સર્વપ્રથમ તીર્થંકર બન્યા. શ્રમણધર્મને માટે પાંચ મહાવ્રત અહિંસા સત્ય, અચૌર્ય. બ્રહ્મચર્ય તથા અપરિગ્રહનો ઉપદેશ આપ્યો.[2] અને ગૃહસ્થધર્મ માટે દ્વાદશ વ્રતોનું નિરૂપણ કર્યું.

ભગવાનના પ્રથમ ગણધર ભરતના પુત્ર ઋષભસેન થયા.[3] તેમણે જ સર્વપ્રથમ ભગવાને આત્મવિદ્યાનું પરિજ્ઞાન કરાવ્યુ. વૈદિક પરંપરાની દૃષ્ટિએ પણ આત્મ-વિદ્યા ક્ષત્રિય પરંપરાની અધીનતામાં રહી છે. પુરાણોની દૃષ્ટિથી પણ ક્ષત્રિયોના પૂર્વજ ભગવાન શ્રી ઋષભદેવ જ

---

१ भरहो सावगो जाओ सुंदरी पव्वयंती भरहेण इत्थीरयणं भविस्सइत्ति निरुद्धा साविया जाया एस चउव्विहो समणसंघो ॥

આવ. સૂ. મલય વૃત્તિ પ. ૨૨૯

२ अहिंस सच्चं च अतेणगं च ततो य बंभं च अपरिग्गहं च।
पडिवज्जिया पंच महव्वयाइं चरिज्ज धम्मं जिणदेसियं विऊ॥

–ઉત્તરાધ્યયન ૨૧–૨૨

३ उसभस्सणं अरहओ कोसलियस्स उसभसेण पामोक्खाओ चउरासीइं समणसाहस्सीओ उक्कोसिया समणसंपया होत्था।

–કલ્પસૂત્ર સૂ. ૧૯૭, પૃ. ૫૮, પુણ્ય

(ખ) જમ્બૂદ્વીપ પ્રજ્ઞપ્તિ

છે [1]શ્રીમદ્ ભાગવતકારના મંતવ્ય અનુસાર ભગવાન ઋષભદેવ જ મોક્ષમાર્ગના પ્રવર્તક અવતાર છે [2] જૈન પરંપરામાં જે ઋષભસેનને જ્યેષ્ઠ ગણધર કહ્યા છે, સંભવ છે કે વૈદિક પરંપરામાં તેમને જ માનસપુત્ર અને જ્યેષ્ઠ અથર્વવન કહ્યા છે અને તેમને જ ભગવાને સમસ્ત વિદ્યાઓમાં મુખ્ય બ્રહ્મવિદ્યા આપીને લોકમાં પોતાના ઉત્તરાધિકારી બનાવ્યા છે [3]

---

१ ऋषभ पार्थिव-श्रेष्ठ सर्व-क्षत्रस्य पूर्वजम् ।
ऋषभाद् भरतो जज्ञे वीर पुत्र-शताग्रज ॥
–બ્રહ્માંડપુરાણ, પૂર્વાર્ધ અનુષંગપાદ અ ૧૪, શ્લોક ૬૦

(ख) नाभिस्त्वजनयत्पुत्र मरुदेव्या महाद्युति ।
ऋषभ पार्थिव-श्रेष्ठ सर्व-क्षत्रस्य पूर्वजम् ॥
–વાયુ મહાપુરાણ, પૂર્વાધ અ ૩૨, શ્લોક ૫૦

२ तमाहुर्वासुदेवाश मोक्षधर्मविवक्षया ।
अवतीर्ण सुतशत तस्यासीद् ब्रह्मपारगम् ॥
–શ્રીમદ્ ભાગવત ૧૧–૨–૧૬

३ ब्रह्मा देवाना प्रथम सम्बभूव विश्वस्य कर्ता भुवनस्य गोप्ता ।
स ब्रह्मविद्या सर्वविद्या प्रतिष्ठामथर्वाय जेष्ठपुत्राय प्राह ॥
મુણ્ડકોપનિષદ ૧–૧

(ख) स्वर्तितनयाय गात विदद्'
–ઋગ્વેદ ૧–૬૯–૪

ભગવાનના પાવક પ્રવચનથી પ્રેરિત થઈને ચોરાસી હજાર શ્રમણ બન્યા.[1] ત્રણ લાખ શ્રમણીઓ બની.[2] ત્રણ લાખ પાંચ હજાર શ્રાવકો બન્યા.[3] અને પાંચ લાખ

---

૧ આવ. નિ. ગા. ૨૧૮ મલ. વૃત્તિ પ. ૨૦૯

(ख) उसभसेणपामोक्खाओ-चउरासीइं समणसाहस्सीओ उक्कोसिया समणसंपया होत्था ।

—કલ્પસૂત્ર સૂ. ૧૯૭ પૃ. ૫૮

(ગ) જમ્બૂદ્વીપ (ઘ) ત્રિષષ્ઠિ, ઉ. ૧-૬ ઉ. આવ. નિ.

૨....बंभीसुंदरिपामोक्खाणं अज्जियाणं तिन्नि सयसाहस्सीओ उक्कोसिया अज्जियासंपया होत्था

કલ્પસૂત્ર સૂ. ૧૯૭, પૃ. ૫૮

(ખ) આવશ્યક મલ. વૃત્તિ, પ. ૨૦૮ ગા. ૨૮૨

(ગ) ત્રિષષ્ઠિ ૧-૬

(ઘ) જમ્બૂદ્વીપ પ્રજ્ઞપ્તિ, પૃ. ૮૭, અમો.

૩ उसभसणं सेज्जंसपामोक्खाणं समणोवासगाणं तिन्निसय-साहस्सीओ पंच सहस्सा उक्कोसिया समणोवासयसंपया होत्था ।

કલ્પસૂત્ર સૂ. ૧૯૭ પૃ. ૫૮

(ખ) જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ અમો. પૃ. ૮૭

ચોપન હજાર શ્રાવિકાએ બની [1] જૈનદષ્ટિથી ભગવાનના સોએ સો પુત્રોએ તથા બ્રાહ્મી, સુન્દરી બંને પુત્રીઓએ શ્રમણત્વ સ્વીકારીને કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું [2] શ્રીમદ્ ભાગવતના મત પ્રમાણે સો પુત્રોમાથી નવ પુત્ર વાતરશન શ્રમણ બન્યા અને તેઓ આત્મવિદ્યાવિશારદ હતા [3]

ભગવાન શ્રી ઋષભદેવ સર્વજ્ઞ થયા પછી જીવનની સધ્યા સુધી આર્યાવર્તમા પગપાળા ફરીફરીને આત્મ-વિદ્યાની અખડ જ્યોત જગાવતા રહ્યા દેશનારૂપી જળ વડે જગતના દુખરૂપી અગ્નિને બુઝાવતા રહ્યા, તેનુ શમન કરતા રહ્યા [4] જનજનના અતર્માનસમા ત્યાગનિષ્ઠા તથા સયમપ્રતિષ્ઠા ઉત્પન્ન કરતા રહ્યા

ત્રીજા આરાના ત્રણ વર્ષ અને સાડા આઠ મહિના બાકી રહ્યા ત્યારે ભગવાન દસ હજાર શ્રમણોની સાથે

---

૧ उसभस्स ण सुभद्दापामोक्खाण समणोवासियाण पच सय साहस्सीओ–चउपन्न य सहस्सा उक्कोसिया समणोवासियाण सपाया होत्था ।

कल्पसूत्र सू १९७ पृ ५८

૨ આવ નિ ગા ૩૪૮–૩૪૯ મ પ ૨૩૧–૨૩૨

૩ नवाभवन् महाभागा मुनयो ह्यर्थशसिनं ।
श्रमणा वातरशना आत्म-विद्या विशारदा ॥

–શ્રીમદ્ ભાગવત ૧૧–૨–૨૦

૪ वर्षति सिंचति देशनाजलेन, दु खाग्निना दग्ध जगदिति ।

અષ્ટાપદ પર્વત પર ચઢ્યા. ચૌદ ભક્તોથી આત્માને તાપિત કરતા કરતા અભિજિત નક્ષત્રના યોગમાં પર્યંક આસનમાં સ્થિત થઈને, શુક્લ ધ્યાન દ્વારા વેદનીય કર્મ, આયુષ્યકર્મ નામકર્મ અને ગોત્રકર્મને નષ્ટ કરીને સદા સર્વદાને માટે અક્ષર, અજર, અમરપદને પ્રાપ્ત કર્યું.[1] જેને જિન પરિભાષામાં નિર્વાણ કહ્યુ છે તે પદ તેમણે મેળવ્યુ.

ભગવાન શ્રી ઋષભદેવની નિર્વાણતિથિ જમ્બૂદ્વીપ

---

१ चउरासीइं पुव्वसयसहस्साइं सव्वाउय; पालइत्ता, खीणे वेयणिज्जाउयनामगोत्ते इमीसे ओसप्पिणीए सुसमदूसमाए सामाएवहुवि इक्कंताए तिहिं वासेहिं अद्धनवमेहि य मासेहि सेसेहिंउप्पिं अट्ठावयसेलासिहरंसि दसहिं अणगार सहस्सेहिं सद्धियोहसमेणं भत्तेणं अप्पाणहणं अभिइणा नखत्तेणं जोगमुवागएणं पुव्वण्हकालसमयंसि संमयंसि संपलियं कनिसन्ने कालगए विइक्कंते जाव सत्वदुक्खप्पहीणे ॥

—કલ્પસૂત્ર સૂ. ૧૧૯ પૃ. ૧૯

(ख) निव्वाणमंत किरिया सा चौदसमेणपढमनाहस्स सेसाण मासिएनं वीसंजणिदस्य छट्ठेणं

—આવ. નિ. ગા. ૩૨૮

अट्ठावय–चंपु–ज्जेतं–पावा–सम्मेयसेलसीहरेसु ।
उसभ वसुपुज्जं नेमी वीरो सेसा य सिद्धि गया ॥

—આવ. નિ. ગા. ૩૨૯

दसहिं सहस्सेहुसभे सेसा उ सहस्सपरिवुडा सिद्ध ।

—આવ. નિ. ગા. ૩૩૩

પ્રજ્ઞપ્તિ[1], કલ્પસૂત્ર[2] ત્રિષષ્ઠિશલાકા પુરુષચરિત્ર પ્રમાણે મહા વદ તેરશ છે, અને તિલ્લોયપણ્ણત્તી[3] તથા મહા-પુરાણ[4] અનુસાર ચૌદશ છે

વિજ્ઞોનુ મતવ્ય છે કે તે દિવસે શ્રમણોએ શિવ ગતિ પ્રાપ્ત થયેલા એવા ભગવાનની સસ્મૃતિમા દિવસમા

(ग) दसहिं अणगार सहस्सेहिं सद्धिं सपरिवुडे अट्ठावय सेलसिहरासि चोद्दसमेण भत्तेण अप्पाणहृण सपलिअका स-ने निसण्णे पु-त्रण्ह काल समयसि अभीईण णक्खत्तेण जोगमुवागएण सुसमद्दुस्समाए एगूण णउइण पक्खेहि सेसेहिं कालगए वीइक्कते जाव सव्व दुक्खप्पहीणे ॥

—જમ્બૂદ્વીપ પ્રજ્ઞપ્તિ પૃ સૂ ૪૮ પૃ ૯૧

१ जे से हमताण तच्चेमासे पन्मेपक्खे माहबहुले तस्साण माहबहुलसा तेरसीपक्खेण ।

—જમ્બૂ સૂ ૪૮ પૃ ૯૧

२ जे से हमताण तच्चे मासे पन्मे पक्खे माहबहुले तस्साण माहबहुलस्स तेरसीपक्खेण ।

—કલ્પ સૂ ૧૯૬ પૃ ૫૯

त्रिपष्ठि पर्व १ स ६

३ माघस्स किण्हि चोद्दसि पुव्वण्हे णियय जम्मणक्खत्ते । अट्ठावयम्मि उसहो अजुईहेण समं गओज्जोमि तिलोयपण्णत्ती

४ घणतुहिणकणाउल माहमासि

सूरुग्गमिकसणचउद्दसीहि णिव्वुइ तित्थकरि पुरसिसीहि ॥

—મહાપુરાણ–૩૭/૩

ઉપવાસ રાખ્યો અને રાત આખી ધર્મજાગરણ કર્યું. આથી તે રાત્રી શિવરાત્રીના નામે પ્રસિદ્ધ થઈ. "શિવ," "મોક્ષ," "નિર્વાણ" આ બધા પર્યાયવાચી શબ્દો છે.

ઈશાન સંહિતામાં લખ્યું છે કે મહા વદ ચૌદશની મહારાત્રિએ કોટિ સૂર્ય પ્રભોપમ ભગવાન આદિદેવે શિવગતિ પ્રાપ્ત કરી તેથી શિવ એ લિંગમાંથી પ્રગટ થયા. જે નિર્વાણ પહેલાં આદિદેવ કહેવામાં આવતા હતા તે હવે શિવપદને પ્રાપ્ત કરવાથી "શિવ" કહેવાવા લાગ્યા[1]

ઉત્તર પ્રાન્તમાં શિવરાત્રી પર્વ ફાગણ વદ ચૌદશને દિવસે તો દક્ષિણમાં મહા વદ ચૌદશને દિવસે ઉજવવામાં આવે છે, આ ભેદનું મૌલિક કારણ ઉત્તર પ્રાંતમાં માસનો પ્રારંભ કૃષ્ણપક્ષ–વદીથી થાય છે. અને એ જ રીતે તેને માનવામાં આવે છે અને દક્ષિણ પ્રાંતમાં માસનો પ્રારંભ શુક્લ પક્ષથી એટલે કે શુદીથી થાય છે. આ દૃષ્ટિએ દક્ષિણ પ્રાન્તીય મહા વદ ચૌદશ ઉત્તર પ્રાન્તમાં ફાગણ વદ ચૌદશ થઈ જાય છે. કાલમાધવીય નાગરખંડમાં પ્રસ્તુત માસવૈષમ્યનો સમન્વય કરતાં કરતાં સ્પષ્ટ લખ્યુ છે કે દાક્ષિણાત્ય માનવના મહા માસનો છેવટનો ભાગ અથવા અંતિમ પક્ષની અને ઉત્તરપ્રાંતીય માનવના ફાગણના

१ माघे कृष्णचातुर्दश्यामादिदेवो महानिशि ।
शिवलिंगतयोद्भूतः कोटिसूर्यसमप्रभः ॥
तत्कालव्यापिनी ग्राह्या शिवरात्रिव्रते तिथिः ॥

–ઈશાનસંહિતા

પ્રથમ માસની વદ ચૌદશને શિવરાત્રી કહેવામા આવી છે[૧]

ભગવાન શ્રી ઋષભદેવનુ મહત્ત્વ કેવળ શ્રમણ પરંપરામા જ નથી, પરંતુ બ્રાહ્મણ પરંપરામા પણ રહ્યું છે ત્યા તેમને આરાધ્ય દેવ માનીને તેમના મુક્તકંઠે ગુણાનુવાદ કરવામા આવ્યો છે ઋગ્વેદમા તેમને પૂર્વજ્ઞાનના પ્રતિપાદક અને દુખોનો નાશ કરવાવાળા બતાવતા કહ્યું છે કે "જેવી રીતે જળથી ભરેલો મેઘ વર્ષાનો મુખ્ય સ્રોત છે, જે પૃથ્વીની તરસને છીપાવી દે છે તેવી જ રીતે પૂર્વી જ્ઞાનના પ્રતિપાદક વૃષભ (ઋષભ) મહાન છે, તેમનુ શાસન વર દો

તેમના શાસનમા ઋષિપરંપરાથી પ્રાપ્ત પૂર્વનુ જ્ઞાન આત્માના શત્રુઓ ક્રોધાદિકનુ નાશ કરનારુ હજો અને (સંસારી અને મુક્ત) આત્માઓ પોતાના જ આત્મગુણોથી ઝગમગતા રહે છે, ચળકતા રહે છે તેથી તેઓ રાજા છે તેઓ પૂર્ણ જ્ઞાનના આગાર છે અને તે તે આત્મપતન થવા નથી દેતા"[૨]

---

૧ माघमासस्य शेषे या प्रथमे फाल्गुनस्य च ।
कृष्णा चतुर्दशी सा तु शिवरात्रि प्रकीर्तिता ॥
-કાલમાધવીય નાગરખંડ

૨ असूतपूर्वा वृषभो ज्यायनिमा अस्य शुरुध सन्ति पूर्वी ।
दिवो न पाता विदथस्य धीभि क्षत्रं राजाना प्रदिवो दधार्थे ॥
-ઋગ્વેદ ૫૨-૩૮

વૈદિક ઋષિ ભક્તિભાવનાથી વિભોર બનીને તે મહાપ્રભુની સ્તુતિ કરતાં કરતાં કહે છે, “ હે આત્મદ્રષ્ટા પ્રભો ! પરમ સુખ મેળવવા માટે હું તારે શરણે આવવા ઇચ્છું છું. કારણ કે તારો ઉપદેશ અને તારી વાણી શક્તિશાળી છે. તેને હું અવધારણ કરું છું, તેને હું ઝીલું છું. હે પ્રભો ! બધા મનુષ્ય અને દેવોમાં તમે જ પહેલા પૂર્વયાવા (પૂર્વગત જ્ઞાનના પ્રતિપાદક) છો.[1]

આત્મા જ પરમાત્મા છે[2] એ જૈન દર્શનનો મૂળ સિદ્ધાન્ત છે. આ સિદ્ધાન્તનું ઋગ્વેદના શબ્દોમાં ભગવાન શ્રી ઋષભદેવે આ રૂપમાં પ્રતિપાદન કર્યું. મન, વચન, કાયા ત્રણે યોગોથી બદ્ધ (સંયત) વૃષભે ઘોષણા કરી કે મહાદેવ પરમાત્મા મર્ત્યોમાં નિવાસ કરે છે[3]

---

१ मरवस्य ते तीवपस्य प्रजूतिमियर्त्रि वाचमृताय भूषन् ।
इन्द्र क्षितीमामास मानुपीणां विशां दैवी नामुतपूर्वयाचा ॥
–ઋગ્વેદ ૨–૩૪–૨”

२ अप्पा सो परमप्पा
(ख) मग्गण–गुण ठाणेहि य चउदसहिं तह असुद्धणया ।
विण्णेया संसारी सव्वे सुद्धा हु सुद्धनया ॥
–દ્રવ્યસંગ્રહ ૧, ૧૩

(ग) सदामुक्तं....कारणपरमात्मानं जानाति ।
–નિયમસાર, તાત્પર્યવૃત્તિ ગા. ૯૬

३ त्रिधा बद्धो वृषभो रोरवीती महादेवो मर्त्यां आविवेश” ॥
–ઋગ્વેદ ૪–૫૮–૩

તેઓએ સ્વય કઠોર તપશ્ચર્યારૂપ સાધના કરીને તે આદર્શ લોકોની નજર સમક્ષ રાખ્યો તેટલા માટે જ ઋગ્વેદના મેધાવી મહર્ષિએ લખ્યું કે " ઋષભ સ્વય આદિ પુરુષ હતા જેમણે સૌથી પહેલા મર્ત્યદશામા દેવત્વની પ્રાપ્તિ કરી હતી [૧]

અથર્વવેદનો ઋષિ માનવોને ઋષભદેવનુ આહ્વાન કરવાની પ્રેરણા આપે છે 'પાપોથી મુક્ત પૂજનીય દેવતાઓમા વૃષભ અથવા સવ શ્રેષ્ઠ, અહિંસક આત્મસાધકોમા સર્વ પ્રથમ તથા ભવસાગરની નાવને હુ હૃદયથી આહ્વાન કરુ છુ હે સહચર બધુઓ ! તમે આત્મીય શ્રદ્ધા દ્વારા તેના આત્મબલ અને તેજને ધારણ કરો [૨] કારણ કે તે એમનો રાજા છે તેમણે એવા સઘની સ્થાપના કરી છે કે જેમા પશુ પણ માનવની સમાન માનવામા આવે છે અને તેઓને કોઈપણ મારી શકતુ નથી [૩]

---

१ तन्मर्त्यस्य देवत्व सजातमग्र ।

—ઋગ્વેદ-૩૧-૧૭

२ अंहो मुच वृषभ यज्ञियान विराजन्त प्रथममध्वराणाम् ।
अपा न पातमश्विना हुवे धिय इन्द्रियेण तमिन्द्रिय दत्तमोज ॥

—અથર્વવેદ ૧૯-૪૨-૪

३ नास्य पशून् समानान् हिनस्ति ।

—અથર્વ વેદ

શ્રીમદ્ ભાગવત અનુસાર ઋષભાવતારનો જન્મ રજોગુણી જનને કેવળ જ્ઞાનની કૈવલ્યની શિક્ષા દેવા માટે જ થયો હતો.[1] આ રીતે આપણે જોઈએ છીએ કે ભાગવત, કૂર્મપુરાણ, માર્કણ્ડેયપુરાણ આદિ વૈદિક ગ્રન્થોમાં એમના જીવનની મહત્ત્વપૂર્ણ ગાથાઓ અંકિત થયેલી છે.

બૌદ્ધ ગ્રન્થ "આર્ય મંજુશ્રી મૂલકાયમાં ભારતના આદિ સમ્રાટોમાં નાભિપુત્ર ઋષભ અને ઋષભપુત્ર ભરતની ગણના કરી છે. તેમણે હિમાલયમાંથી[2] સિદ્ધિ પ્રાપ્ત કરી. તે વૃત્તોના પાલનમાં દૃઢ હતા તે જ નિર્ગ્રન્થ તીર્થંકર ઋષભ જૈનોના આત્મદેવ હતા.[3]

---

૨ अयमवतारो रजसोपप्लुतकैवल्योपशिक्षणार्थम् ॥

—શ્રીમદ્ ભાગવત, પંચમ સ્કન્ધ, અધ્યાય ૬

૧ જૈનદૃષ્ટિથી સિદ્ધિ–સ્થળ અષ્ટાપદ છે.

હિમાલય નથી–લેખક

૨ प्रजापतेः सुतो नाभि तस्यापि आगमुच्यति ।
नाभिनो ऋषभपुत्रो वै सिद्धकर्मदृढव्रतः ॥
तस्यापि मणिचरो यक्ष. सिद्धो हैमवते गिरौ ।
ऋषभस्य भरतः पुत्रः सोऽपि मंजतान तदाजपेत ॥
....  ....  ....  ........

નિર્ગ્રંથ તીર્થંકર ઋષભ નિર્ગ્રંથ રૂપી

—આર્ય મંજુશ્રી મૂલકલ્પ શ્લો. ૩૯૦–૩૯૧–૩૯૨

ભારત ઉપરાંત બાહ્ય દેશોમાં પણ શ્રી ભગવાન ઋષભદેવનું વિરાટ વ્યક્તિત્વ વિવિધ રૂપે ચમક્યું છે પ્રથમ તેમણે કૃષિકલાનું પરિજ્ઞાન કરાવ્યું તેથી તે 'કૃષિ દેવતા' છે આધુનિક વિદ્વાન તેને 'એગ્રીકલ્ચરએજ' માને છે[1] દેશના રૂપી વર્ષા કરવાથી તે વર્ષાના "દેવતા" કહેવાયા છે કેવળ જ્ઞાની હોવાથી સૂર્યદેવ રૂપે તે માન્ય છે[2]

આ રીતે ભગવાન ઋષભદેવનું જીવન વ્યક્તિત્વ અને કૃતિત્વ વિશ્વના કોટિ કોટિ માનવોને માટે કલ્યાણ રૂપ, મંગળરૂપ અને વરદાનરૂપ રહ્યું છે તે શ્રમણ સંસ્કૃતિના આદિ પુરુષ છે ભારતીય સંસ્કૃતિના જ નહિ, માનવ સંસ્કૃતિના આદ્ય નિર્માતા છે તેમના હિમાલય જેવા વિરાટ જીવન પર નજર દૃષ્ટિપાત કરતા કરતા માનવનું શિર ઊંચું થઈ જાય છે અને અને અંતરભાવ શ્રદ્ધાથી નમી જાય છે



---

૧ વોઇસ ઓફ અહિંસા

—ભ ઋષભ વિશેષાંક લે ડા સાકલિયા

# ગુજરાતી સાહિત્યનાં લોકપ્રિય પ્રકાશનો

| | | |
|---|---|---|
| ઝાંસીની રાણી | વૃંદાવનલાલ વર્મા ભા. ૧-૨ | ૧૪-૦૦ |
| આ ધરા, આ માનવી | લલિતકુમાર શાસ્ત્રી | ૮-૦૦ |
| હૃદયપિયાસી | ,, ,, | ૫-૦૦ |
| અમૃત અને આસવ | ,, ,, | ૧૦-૦૦ |
| તૂટ્યો તંબૂરાનો તાર | ,, ,, | ૧૦-૫૦ |
| રંગ, રેખા અને રૂપ | ,, ,, | ૫-૦૦ |
| ઈશિતા | ,, ,, | ૬-૫૦ |
| ઇન્દ્રધનુષના ટુકડા | હરીશ નાયક | ૭-૦૦ |
| મધુરજની | ,, ,, | ૬-૦૦ |
| કાજળરેખા | ,, ,, | ૪-૦૦ |
| બાવનપત્તે | ,, ,, | ૭-૫૦ |
| એક બકરાની આત્મકથા | ,, ,, | ૩-૯૦ |
| ચાંદનો ડાઘ | વિષ્ણુકુમાર મહેતા | ૭-૫૦ |
| અશ્રુવન | ,, | ૭-૫૦ |
| વિરાટ પ્રશ્ન, શેષ ઉત્તર | બલવંત દવે | ૧૦-૫૦ |
| અંતર ખાલી આંખડી છલકાય | ,, ,, | ૭-૦૦ |
| અગ્રચરી | ચંદ્રકાન્ત અમીન | ૧૦-૫૦ |
| ઉષાના રંગ | નાનુભાઈ ડી નાયક | ૧૦-૦૦ |
| મહારાજ ચક્રપાલિત | શ્રી નૌતમકાન્ત 'સાહિત્યવિલાસી' | ૯-૦૦ |
| અવળે ખૂણેથી | ચિનુભાઈ પટવા | ૭-૦૦ |
| ગોરખ અને મચ્છિન્દ્ર | ,, ,, | ૫-૫૦ |
| કાચી માટીનું કોડિયું | પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ | ૯-૦૦ |
| જીવનની ઘરી ૧-૨ | ગજેન્દ્ર લાલશંકર પંડ્યા | ૧૬-૦૦ |
| સૌંદર્ય અને લાલસા | દિનેશ ત્રિવેદી | ૯-૦૦ |
| નમિતા | યાદવેન્દ્ર શર્મા 'ચન્દ્ર' | ૭-૦૦ |
| ખમ્મા અન્નદાતા | ,, ,, | ૫-૦૦ |

| | | |
|---|---|---|
| ભાગ્યદીવડો | વિનુભાઈ પટેલ | ૫-૦૦ |
| લક્ષ્મીના લોભે | ,, ,, | ૮-૦૦ |
| ધરતી લાલ ગુલાલ | હરિલાલ ઉપાધ્યાય | ૯-૦૦ |
| કોઈ તનભૂખ્યા કોઈ ધનભૂખ્યા | ,, ,, | ૬-૭૫ |
| આંધી અને તૂફાન | ડૉ સુમત મહેતા | ૫-૦૦ |
| અંગારા | ,, ,, | ૮-૫૦ |
| જાગે ઝંકાર સિતારના | કનૈયાલાલ જોષી | ૭-૦૦ |
| ઔશિનરી | ,, ,, | ૮-૦૦ |
| દેવદાસી | મૃણાલિની સારાભાઈ | ૭-૦૦ |
| હૈયાના દાન | રતિલાલ સા નાયક | ૫-૦૦ |
| પ્રેમપ્રભાવ | તા પો અડાલજા | ૬-૦૦ |
| સૌરાષ્ટ્રની પ્રેમકથાઓ | ,, ,, | ૬-૨૫ |
| દંભી દુનિયા | ,, ,, | ૭-૫૦ |
| કીર્તિ | ,, ,, | ૪-૦૦ |
| પ્રિન્સ ગિની | અનિતા ચટ્ટોપાધ્યાય | ૫-૦૦ |
| આપણી આસપાસ | વિષ્ણુકુમાર પંડ્યા | ૪-૨૫ |
| સૌનચ પો | મ ભા બ્રહ્મભટ્ટ | ૩-૦૦ |
| ખોવાયેલી દુનિયા | રાહુલ સાંકૃત્યાયન | ૪-૦૦ |
| નાના | એમિલ ઝોલા | ૪-૦૦ |
| કાયર | રાજેન્દ્ર શર્મા | ૪-૦૦ |
| વિધિના લેખ— | ધ્રુવકુમાર કચ્છી | ૨-૨૫ |
| કલ્પના | ડૉ બિપીન ઝવેરી | ૩-૭૫ |
| લીના | અશ્વિનકુમાર વ્યાસ | ૪-૭૫ |
| શરણાઈના સૂર— | ચુનીલાલ મડિયા | ૪-૨૫ |
| રૂપ અરૂપ | ,, ,, | ૪-૭૫ |
| નવુ લોહી | પન્નાલાલ પટેલ | ૭-૦૦ |
| સાઈકલ ચોર | લૂઈજી બાર્તોલિની | ૩-૫૦ |

## આ છે અમારાં ઐતિહાસિક કથા-પ્રકાશનો

| | | |
|---|---|---|
| કાઠિયાવાડની દંતકથાઓ | ,, ,, | ૩-૫૦ |
| પ્રેમપ્રભાવ | ,, ,, | ૬-૦૦ |
| કીર્તિ | ,, ,, | ૪-૦૦ |
| દંભી દુનિયા | ,, ,, | ૭-૫૦ |
| ગંગજરાજ | ધનશંકર ત્રિપાઠી | ૫-૨૫ |
| મહાકવિઓની પ્રસાદી ખંડ-૧-૨ | વિવિધ લેખકો | ૧૮-૦૦ |
| લડાખના લડવૈયા | હરીશ નાયક | ૩-૦૦ |
| ભારતના વૈજ્ઞાનિકો | ધીરજલાલ ગજ્જર | ૧-૫૦ |
| જોયું મેં યુરોપ | સૌ. મંજુલા વડગામા | ૬-૦૦ |
| જય યૌધેય | રાહુલ સાંકૃત્યાયન | ૫-૫૦ |
| ખુદીરામ બોઝ | દિનુભાઈ જોષી | ૨-૫૦ |
| જંઘીસખાન | અશોક હર્ષ | ૧-૦૦ |

## ધર્મગ્રંથો

| | | |
|---|---|---|
| રામાયણ | દિનુભાઈ જોષી | ૬-૨૫ |
| મહાભારત | ,, ,, | ૧૦-૨૫ |
| શ્રીમદ્ ભાગવત | ,, ,, | ૮-૨૫ |
| ભક્તિસાગર ભા. ૧-૨ | સં. અભરામ ભગત | ૪-૨૫ |
| શારદા ભજનસિંધુ | ,, ,, | ૨-૦૦ |
| વીરની વાતો ૧ થી ૪ | તા. પો. અડાલજ | ૨૫-૦૦ |
| વીરાંગનાની વાતો ૧-૨ | ,, ,, | ૧૫-૦૦ |
| ખાંડાના ખેલ | ,, ,, | ૭-૫૦ |
| નરણંકા | ,, ,, | ૬-૦૦ |
| વીર જગદેવ | ,, ,, | ૪-૦૦ |

**શ્રી લક્ષ્મી પુસ્તક ભંડાર ૬૪/૧ ગાંધી માર્ગ, અમદાવાદ-૧**